શ્રી

# કુંજ-વિહાર,

સંગીત ધ્વનિ અને રસ ધ્વનિ કાવ્યોના સંગ્રહ.

ત્રણ વિલાસમાં-

રચનાર

હરિલાલ હર્ષદરાય ધ્રુવ.



પ્રકટ કરનાર

હોરમજજી જમસેદજી.

સુરત "ગુજરાત સ્ટાન્ડર્ડ" પ્રેસ.

કિમત રા[illegible]

# કુંજ–વિહાર.

## શું કહું ?

इतरकर्म्मफलानि यथेच्छया
वितर तानि सहे चतुरानन ।
शिरसि मालिख मालिख मालिख
अरसिकेषु कवित्वनिवेदनम् ॥ (સુભાષિત.)

પ્રસ્તાવના લખવાનો પ્રથા છે માટે પ્રસ્તાવના લખવીજ જોઇયે. પણ તેમાં શું કહું ? શું લખું ? એ પ્રશ્ન સહજ ઉત્પન્ન થાય છે. આ કાવ્ય-ગ્રંથ છે અથવા કાવ્યોના સંગ્રહનો ગ્રંથ છે, તો તેનું નામ કંઈ વિચિત્ર લાગે તેને માટે કંઇ કહેવું ? **કુંજ–વિહાર** ! પણ તેની એ મેં તો "**મુખમુદ્રા**" આપી છે. જો આખું પુસ્તક "**વિહાર**" તો તેના ત્રણ "**ખંડો**" "**વિલાસ**"જ હોયની. તો, તેનો એ મેં જ્યાં ત્યાં "કાવ્યાનુક્રમ" આપ્યો છે. કંઈ કંઈ **કાવ્ય–નક્ષત્ર**ના પ્રત્યેક કાવ્ય–ગ્રહતા "**લહરિ**" "**કળા**" "**આહુતિ**" "**જવાળા**" "**મંજરી**" આદિ નામ આપ્યાં છે, તેનાં મારે કારણ આપવાં ? ભૂગોળમાં કે ખગોળમાં, **વનસ્પતિ વિદ્યામાં** કે **પ્રાણિ–વિદ્યામાં**, **રસાયનશાસ્ત્ર**માં કે બીજા **શાસ્ત્ર**માં–નવીન શોધક, કે માર્ગ પ્રચારક, નવીન નવીન નામ આપે છે તો મારે મારા "**કુંજ**"ના "**વિહાર**"માં તે છુટ ન લેવી ? આપણા **દયારામભાઇ**ને એ આગળનાં "કડવાં" નામ ઠીક ના લાગ્યાં તો "**મીઠાં**" એ નામ યોજ્યાં ! એમનાં પેહેલાં "પુરાણો"ના "**અધ્યાય**"ના, "**કાવ્યો**"ના "**સર્ગો**" થયા, અને તેમનાં એ "કડવાં" થયાં. તો તે "**મીઠાં**" થઈ મારા "**વિહાર**"માં શું "**વિલાસ**" ના થાય ?

**પ્રાચીન** યુગ બદલાઈ, **નવીન** યુગ ઝળકે છે. તેમાં બીજાં પરિવર્ત્તનોમાં નામ, વિચાર, અને ભાવનાં પણ શું પરિવર્ત્તન ના થાય ? મારે અર્વાચીન સાક્ષર વિવેચક **નવલરામ** પંડિત કે **મણિલાલ** દ્વિવેદીના **શૈલી**ના વિભાગમાં ઉતરવું નથી, કે પ્રાચીન **સાહિત્ય–શાસ્ત્રી**ઓની રીતિ આદિના વિસ્તારમાં ફરવું નથી. મારી **શૈલી**ને ગમે એ નામ મળો–પણ હું તો તેને **નવીન** પદ્ધતિનીજ કવિતા–જેનું મેં પ્રથમ દિક્દર્શન મારા સં. ૧૯૫૦ના વસંત–પ્રારંભના ભાષણમાં, **રાજનગર**માં (અમદાવાદમાં), આપ્યું હતું તેજ કહીશ. આ કવિતાનો પ્રારંભ કંઈ

તિથિએ, કે કયે સ્થળે થઈ તેના ઈતિહાસથી મારા સ્વર્ગસ્થ મિત્ર **નર્મદ** કવિ પ્રમાણે હું ક્રમ નહિ આપું. પણ પ્રત્યેક કાવ્ય અને તેની કવિતાનાં શિરોલિખિત કે અર્પિત નામાભિધાનથી, તેના ભાવ અને ઉદ્દયની કલ્પના કરી લેવા, સહૃદય વાચકને પ્રાર્થના કરીશ. જ્યારે મેં મારા કાવ્ય સમુદાયને "મકરંદ" આદિ વિવેચકના અને કુસુમમાળાના કલ્પને અનુસરીને "**ધ્વનિ**" કાવ્યનું નામ આપ્યું છે. તો તે "ભાવ" આદિની હું "વ્યંજના"જ રહેવા દેવાને બદલે "અભિધા" શા માટે કરૂં ? કે "લક્ષણા" શા માટે દાખવું ? ત્યારે, પછી વળી- પ્રશ્ન થાય છે કે—તો શું કહું ?

"નવીન પદ્ધતિ" અને "જુની પદ્ધતિ" કઈ અને શા માટે? "**નવીન**" તે અકસ્માત્ થઈ આવી, કે તે "જુની"માંથી પરિણામ પામી, કે તેનો, આગળ પણ સદ્‌ભાવ હતો? આ **નવીન**કાળમાં **પ્રાચીન સંસ્કૃત શિક્ષણના નવાવતારે**, અને **અર્વાચીન પાશ્ચાત્ય શિક્ષણના સત્કારે**, કંઈ નવોજ યોગ મેળવ્યો છે. ઘણા કાળથી **પરતંત્રતા** અને **નીરસતા**, **વૈરાગ્ય** અને **નિરાશાથી** પરાહત થએલાં દેશ અને પ્રજાને, કંઈક **સ્વતંત્રતાનો** આસ્વાદ, અને નૂતન આશા આદિનો પ્રકાશ મળતાં, નવીન "ભાવ" ઉત્પન્ન થાય, અને નવીન "રસ" વહે, તે સ્વાભાવિક છે; એટલે ધર્મ, કે **અર્થ** કે **કામ** કે **મોક્ષાદિ** વિષય–પ્રધાન વિચારો, તરંગો, અને ગ્રંથોને બદલે, કોઈ અપૂર્વ "ભાવ" કે "રસ" પ્રધાન તે તે પ્રકારો સ્ફુરી આવે એ સ્વાભાવિક છે. આવા **સંધિ**–કાળોમાં હમેશાં એમજ થયું છે. જુઓ વિક્રમ અને શાલિવાહનના સમય, **બાણ**, હર્ષ, અને **ભવભૂતિ**, **શંકરાચાર્ય** આદિના સમય–તે તે સમયે પ્રવર્તતી ભાષાઓ માટે: અને **નરસિંહ**, **પ્રેમાનંદ**, દયારામ અને **નર્મદ**ના સમય, આપણી **ગુર્જરી** ગિરા માટે ! **જુનાગઢમાં મંડળીક**નો અધઃપાત થતો હતો, અને **નવીન યવન સત્તા** ઉદય પામતી હતી–તે વેળા નરસિંહ મહેતાનો રસ–પ્રવાહ ! **બાબી મોગલ** આદિયો લય થતા હતા, અને મરાઠાઓ વિજયી થતા હતા, તે વેળા **પ્રેમાનંદ**નો રસપ્રવાહ ! અને એ બધી સત્તાઓના અંતના વિધ્વંસમાં, કોઈ **નવીન મ્લેચ્છ**ના પ્રવેશ પ્રસાર વખતના રંગમાં દયારામ–નર્મદના રસ–કલ્લોલ !! પણ પેહેલા ત્રણ કવીશ્વરો રાજકીય પ્રપંચમાં [illegible] નહિ આપનાં, ધર્મ–રસનાં કે શાંતિ–રસમાંજ ઘુમ્યા, ત્યારે કવિ નર્મદે પોતાના સમયની સર્વ વિભૂતિ વધાવી લીધી !! અને "ભાવ" અને [illegible] અને [illegible] નરસિંહ, પ્રેમાનંદ, અને દયારામ [illegible] કવિતા–તરને નર્મદના [illegible] કોઈ અપૂર્વ

મમાં જે રંગ પુરાયા તે પુર્વ અને પશ્ચિમ બને પ્રવાહ–માર્ગથી પુરાયા !! તેમાં ગુણ, પરાગ, માધુરી, વિકાસ પણ ઉભયાંશી દીપ્યાં! અને દીપે છે.

આ "પ્રવાહ" અને "કલ્લોલ"માંના કવિયો તે તટસ્થ નથી,–તેઓ ગુરૂ–પદે નથી. તેઓ તો તે રસમાં પોતેજ તણાયા છે,–પછી તેમાં તરતા કે ડુબતા–તેમાં એક–રૂપ થઇ ગયા છે! વ્યવહારની તેમણે તથા રાખી નથી! તેઓ તેમાં મત્ત, ઉન્મત્ત, આનંદિત રહ્યા છે! તેઓ પોતાનાજ "રંગ"ને વધારે નિરખે છે. અને બીજા ભાસથી વિરક્ત છે. આનેજ અમે "નવીન" કહિયે છઇયે. જોકે આવો "ભાવ" અને "રસ" અમે કાલિદાસ તેમ ભવભૂતિ, અમરૂ તેમ જયદેવ, તેમ શંકર આદિમાં પણ ઝળકતો પરખિએ છૈયે. તેથી પણ પ્રાચીન ઋગ્વેદાદિકની "ઋચાં" આદિમાં, કે "વ્યાસ" "વાલ્મીકિ"ની શ્લોકાત્મક વાણીમાં પણ તેની ઝમક કંઇ કંઈ તરી આવે છે. એટલે આ દૃષ્ટિથી આ "નવીન" તે "નવીન" નથી–પણ તે "પ્રાચીન"માં "પ્રાચીન" છે: પણ તેમાં નૂતન–તા છે તે "ભાવ" અને "રસ"ની છે.

મમ્મટ અને દંડી, વિશ્વનાથ, અને જગંનાથ, અને એવા અનેક સંસ્કારવાળા શિક્ષણે, શેલી અને બાયરન, વર્ડસ્વર્થ અને કીટ્સ, આદિના દર્શને, આ અપૂર્વ મિશ્રણવાળો નૂતન ચમત્કાર સ્ફુરાવ્યો છે,–આટે પણ તેને "નવીન" કહિયે છઇયે. પદ્ય રચનામાં, વિચાર–સ્રોતમાં, રસ–પરિપાકમાં, ભાવ–લેખનમાં, ચિત્ર–દર્શનમાં, પદ તથા અર્થ આદિના વિરચનમાં, કંઇ કંઈ નૂતનતાએ પણ, તેને "નવીન"નું નામ આપ્યું છે! તેજ કહેવું હોય તો અહિં કહ્યું. નહિ તો બીજું શું કહું ?

૨.

"કુંજ" નામ અને "વિહાર" નામ પણ આ નૂતનતામાંજ જન્મ પામે છે. "મુખમુદ્રા"માં "કુંજ"ની સાર્થકતા બતાવી છે. કવિતા અને રસ–સમુદાયમાં કાવ્ય કુસુમોના સ્થાનને "કુંજ" ન કહિયે તો પછી કહિયે કોને ? અને તેમા સ્વૈચ્છિક મતિ રમણ કરે–પ્રતિભા ભ્રમણ કરે તેને "વિહાર" ન કહિયે તો પછી કહિયે કોને ? અને ત્યાં "લહરિ" "કળા" આદિનું દર્શન થાય નહિ તો થાય પણ કયાં ? "કુંજ"માંની કવિતા તો ૧૫–૧૬ વર્ષની છે, અને "નવીન પદ્ધતિ"માં છે–પણ તેથી એ આગળ દશ વર્ષ ઉપર આ લેખકની કવિતાનો પ્રારંભ છે; અને તેથી વિલક્ષણ "પ્રાચીન પદ્ધતિ" કહી છે તેમાંજ

કે "નવીન" જેમાંતેમાં "રસ"નો આસ્વાદ કરવાનો હશે ત્યાં તો, સમાન-હૃદય, વાચક-લેખકનું થતાંજ, સહૃદયતા મળશે. અને તેવાજ સ-હૃદયને માટે જે તે લેખ હોય છે.

"નવીન" કવિતાએ "શૃંગાર"નું જે રૂપ ઉપજાવ્યું છે તેને "પ્રાચીન" કવિતા જૂદાજ ભાસમાં જોશે. અને તે અસરમાં સમજ ફેર ન થવા વિચાર કરવાને સ-હૃદયતાની અપેક્ષા છે. આ "રસ"નો ભાવ "પ્રેમ" છે,-કામ અથવા વિષય નહિ-તે પણ "રતિ"થી જૂદો ન છતાં, તે જૂદાજ પરિણામમાં આ "નવીન પદ્ધતિ"માં જણાય છે. આ "પ્રેમ" શુદ્ધ વ્યવહારિક નથી, પણ તે તો જીવંત-જ્વલંત-સાર્વત્રિક છે. અને તે "પ્રેમ"ના સ્વરૂપમાંજ આ "વિહાર"ના ભિન્ન ભિન્ન "વિલાસ" થયા છે. સ્ત્રી પુરૂષ, પ્રિય પ્રેયસી, દંપતીનો પ્રેમ કોઇ અપૂર્વ મોહિની-મધુરતાવાળો હોય છે. અને તે હૃદયને પ્રથમ આઘાત કે આશ્લેષ કરે છે. તેજ આ પ્રથમ "વિલાસ"ને રસે છે. આ "વિલાસ"નાં કાવ્યો પરસ્પર શૃંખલા સંબંધથી ગ્રથિત થયાં છે. અને તેમાં સ્વાભાવિક અનુક્રમથી તેનો જે તે વિકાસ કે પરિણામ છે તે સહૃદય વાચક, સૂક્ષ્મ રસ-બુદ્ધિથી, જોઇ, જાણી લેશે. એ કાવ્યો એજ અનુક્રમમાં રચાયાં નથી પણ "મુખ-મુદ્રા"ના ૩જા માલિનીના પ્રથમાર્દ્ધ પ્રમાણે જેમ તેમ સ્ફુર્યાં તેમ થયાં છે-પણ તે આ "કુંજ"માં હાલના અનુક્રમમાં ગોઠવ્યાં છે.

બીજા "વિલાસ"માં ઉપરનાજ "પ્રથમ પ્રેમ" સાથે "સ્વદેશ-પ્રેમ"નું સહકારી સ્રોત મિશ્રિત થયું છે. એમાં "પ્રવાસ" કે વિરહ" સ્વદેશ નિમિત્તે છતાં, નાયક કે નાયિકાનો "ભાવ" એમાં સંક્રાન્ત છતાં, પરસ્પર ઐક્ય કે સૌહાર્દ દૂષિત થતું નથી. બંને પ્રવાહ સાથે ચાલે છે. પણ તૃતીય "વિલાસ"માં આ "અન્ય પ્રેમ" કંઈ ઓરજ ઉછાળા મારે છે.-અને ત્યાં "પ્રથમ પ્રેમ" નેપથ્યમાં જ જાણે વિચરે છે "સ્વદેશ", "સ્વધર્મ" "જગત્સૃષ્ટિ" કે "સંસાર"માં "અન્ય પ્રેમ"ના ભિન્ન ભિન્ન રંગ ઇંદ્રજાલિક વિચિત્રતા ધરે છે. આનો વિવેક પણ સહૃદય વાચક રસિક-વૃત્તિથી કરી લેશે તો વળી પ્રશ્ન થાય છે કે-હું શું કહું ?

૨.

અલંકાર પણ કાવ્યોમાં "નગર"ના હોવાને બદલે વન ઉપવન, અને કુંજના, પ્રકૃતિ (કુદરત) અથવા સૃષ્ટિ સૌભાગ્યમાંનાજ છે. એટલે જેમ વિલાયતમાં "સરોવર" શાખાના કવિયો ( Lake School of Poets ) કહેવાતા હતા-તેમ આ કાવ્યો પણ "કુંજ" શાખાના થવા જાય છે, અને તેથી

તે સમગ્ર સંગ્રહ "કુંજ" પદને પામે છે. અને આમાં પણ તેનું નવીન-ત્વજ છે. આ "કુંજ" શાખા, અમારા "ચંદ્ર" તથા "સુદર્શન" આદિ પત્રોમાં સુવાસિત થતાં કાવ્ય-કુસુમોમાં પણ આલંબનીભૂત લાગે છે. એમાં પણ આજ પદ્ધતિના "ભાવ," "રસ," "ધ્વનિ," "અલંકાર" સ્ફુરતા ભાસે છે. અને જાણે હાલની ગુર્જ્જરી કાવ્ય-પ્રતિભાજ એક અંશે એ લહરિપર આંદોલિત થઈ રહી છે એમ સમજાય છે. માત્ર પદ્ય-કાવ્યોની આ છાયા છે એમજ નથી, પણ ગદ્ય-કાવ્યો, હાલની વાર્તા-કાદંબરીઓ, અને પત્રાંકિત લેખોમાં પણ, તેજ કિરણો ઝળકે છે; અને આપણો ભાવિયુગ એ પરિણામે જશે એમ તે આશા આપે છે! ભવતુ. ત્યારે શું કહું ?

"ભાવ."આપણા ગદ્ય-પદ્ય લેખોમાં કંઈ અપૂર્વ અધિકતા ધરાવે છે અને તેણે, લેખમાંના ચિન્હો પણ, તેને પોતાને ઉપયોગીજ ઉપજાવી કાઢયાં છે-તેની પણ પ્રથમ સ્ફુર્ત્તિ આ "કુંજ"માં દૃષ્ટિ-ગોચર થઈ છે. બે વર્ષ ઉપર ચાલેલી ચર્ચાએ તે "ચિન્હો"ને અમારા "ચંદ્ર"નાં "ચિન્હો" કહી વગોવ્યાં હતાં-પણ અમે તે "સમયના સાહિત્યનાં ચિન્હો" છે એમ સ્થાપિત કીધાં હતાં. આ "ચિન્હો" પણ હાલના યુગનાંજ સૂચક છે. તે ગુર્જ્જરી તેમજ મહારાષ્ટ્રી ભાષાઓમાં ઝળકે છે. અને અમે તે "હિંદી" અને "ઇંગ્રેજી"માં પણ જોયાં છે. એટલે આ ચિન્હોના અપ્રાસંગિકત્વ માટે અમારે કહેવું નથી. જો કે તેમનું નૂતનત્વ તો છેજ. પણ એ "ચિન્હો" તો ભાવ-સૂચક છે. પણ તે સિવાય અમે સ્વર અથવા ઉચ્ચાર સૂચક "ચિન્હો"નો પણ નૂતન ઉપયોગ કીધો છે, તે વિષે કંઇ કહેવું જોઇશે.

દીર્ઘના, કવિતામાં, -હ્રસ્વ ઉચ્ચાર માટે ˘ (ચંદ્ર-લેખા) અને -હ્રસ્વના દીર્ઘ ઉચ્ચાર માટે-(ઋજુ લેખા) એ "ચિન્હો" શિરોભાગે પિંગળ ગ્રંથોથી જાણવામાં આવ્યાં છે. પણ તેમનો ઉપયોગ "ઇ" અને "ઉ" સ્વરો માટેજ પ્રાચીન અને સાધારણ છે. પરંતુ અહિં તો "આ" અને બીજા મૂળ અને સંધિ સ્વરોને સારૂ પણ તે કામમાં લેવામા આવ્યાં છે. જેમ સંસ્કૃતમાં જોડાક્ષરનો પેહેલાનો અક્ષર દીર્ઘજ ઉચ્ચારાય છે, પણ ગુર્જ્જરી આદિ ભાષાઓમાં તે વિકલ્પે હોય છે, અને તેનો વાચકને જ્યાં ત્યાં વિવેક રાખવો પડે છે;-તેમજ બીજા સ્વરોને માટે આ ચિન્હોથી તેમનું ગૌરવ તથા લાઘવ વિવેકથી જાણવા માર્ગ છે. આ ઉપરાંત "અં" આદિનો દીર્ઘ કે પ્લુત ઉચ્ચારણને માટે, "સંગીત"માં, ખાસ કરીને આલાપને યોગ્ય ગાન કે વા-

નને માટે, અમે જ્યાં ત્યાં ઉપરની-(ઋજુ લેખા)નો જે તે અક્ષરની નીચે ઉ-પયોગ કીધો છે-તે પણ સુજ્ઞ વાચકનું યોગ્ય લક્ષ ખેંચશેજ. "ભાવ ધ્વનિ" અથવા "રસ ધ્વનિ" કાવ્યો હોવાની સાથે નવીન પદ્ધતિનાં કાવ્યો "સંગીત ધ્વનિ" પણ હોય છેજ અને તેનાં આ "ચિન્હો" છે-એ આનું કારણ અવાસ્તવિક નહિ કહેવાય.

નવીન પદ્ધતિની કવિતા જુના બધાં કાવ્યાદિના ગુણાલંકારના ધોરણોનો ત્યાગ કરતી નથી, એ વાત ખરી છે-પણ પ્રાસાનુપ્રાસ ઉપરથી તેની રુચિ, કંઈ કંઇ ન્યૂનાધિકતાએ વધતી ઘટતી જાય છે. તેવું અહિં પણ કંઇ જણાશે. આપણી ગુર્જરી ભાષામાંજ કોમળતા, મધુરતા અને લલિતતા રહેલી છે એટલે તે આ "યમક" અને "પ્રાસ"થી તદ્દન તો મુક્ત થવાની નથી. પરંતુ નવીન પદ્ધતિ તેને માટે, અને શબ્દ તથા અર્થ ચમત્કૃતિ માટે, "ભાવ" અને "રસ"નો ભોગ આપવાને તૈયાર જણાતી નથી. આજ પ્રમાણે આજ સુધીના પિંગળ આદિ ગ્રંથોમાં, જે "ચિત્રકાવ્યો" કહેવાયાં છે, અને જેને માટે પ્રયાસો થયા છે, તે "ચિત્રકાવ્યો"થી કંઈ જુદીજ પંક્તિના "ચિત્રકાવ્યો," આ નવીન પદ્ધતિના સામ્રાજ્યમાં દૃષ્ટિએ ચડે છે. એ "ચિત્રો" શબ્દની રચનાનાં, અને તેની અમુક આકૃતિમાં યોજનાનાં, કે લાપિકાઓનાં નથી. કે તે અર્થની સમસ્યા અને વ્યંજનાઓનાં નથી, પણ તે "વર્ણન" કે "ભાવ"નાં ચિત્રો હોય છે, કે જે કોઈ કુશળ ચિત્રકાર પોતાની ઐંદ્રજાલિક કલમથી આલેખી શકે, અથવા પ્રતિમાકાર મૂર્ત્તિમત કરી શકે. કવિતાકાર, ચિત્રકાર અને પ્રતિમાકાર એ ત્રણેની કાવ્ય-પ્રતિભાથી આ અપૂર્વ વર્ણ-રેખાનાં કાવ્યો તેમનું એકત્વ અને અનેકત્વ આથી પ્રકટ કરે છે. આના ગ્રહણ અને આસ્વાદમાં અપૂર્વ સ-હૃદયત્વ અને નૂતનત્વ છે, તો કહો-શું કહું ?

અમારા "ચંદ્ર"ના "જટિલ"નાં વિવેચનો, તેમ "મકરંદ"નાં, કે અમારાં પોતાનાં "દિગ્દર્શનો" કે "વૃત્તિયો" એકવાર અહિં આપવાં ધાર્યાં હતાં, પણ વિસ્તાર-ભયે, અને જેના તેના અવકાશ-વિરહે તે હવે આપ્યાંજ નથી, ત્યારે એ શું કહું ?

"કુંજ"નું પ્રાકટ્ય દીર્ઘકાળે થાય છે તેની પ્રથમ પત્રિકા બાર વર્ષ ઉપર નિકળી હતી. બીજી પત્રિકાને પણ કંઇ નહિ તો ૩-૪ વર્ષ થયાં હશે. આ સંગ્રહમાં "શૃંગાર-લહરિ" અને "કૌમુદી માધવ"માં વાચકને કંઈ ખોટું પ-[illegible]

પણ શું કહું ? વિસ્તારભયે "વસંત વિલાસિકા" અને "પ્રવાસ પુષ્પાંજલિ" આપ્યાં નથી.

"કુંજ"ને માટે ઘણા સહૃદય વાચકોની ઉત્કંઠા જાણવામાં આવી છે–તે મને આ દીર્ઘકાળ નિરાશ કરવા પડયા છે, તે સારૂ તેમની ક્ષમા ચાહું છઉં. કાર્ય વ્યવસાયથી આ બન્યું છે તે માટે–તેમજ આ "વિહાર"ની મુદ્રામાં કંઈ દોષ આવ્યા હોય તો તે સુધારી લેવા વિનંતિ છે. આ "વિહાર" ઉપર સહૃદય ઉપાસકોની અધિકરૂચિ કે પ્રીતિ જણાશે તો દ્વિતીય મુદ્રણમાં શેષ હશે તે સુધારી લેવાશે. તો તે પછી એ શું કહું ?

નવસારીઃ સં. ૧૯૫૧<br>
આષાઢ વદિ ૪. બુધવાર

**હરિલાલ હર્ષદરાય ધ્રુવ.**

# શ્રી કુંજવિહાર.

## મુખ-મુદ્રા.

( હિંડી. )

‡ દેશ કુંજ મૂજ પરમ સુદાદાયી,
પ્રેમસુધા સ્વાદ § રસિક હું ઉત્સાહી,
સૃષ્ટિદર્પણ પ્રતિબિંબિત શિવશોભા,
મધુરતા ગભીરતા મુનિમન લોભા-૧
પાંખ કલ્પના મુજ કરે ઝગઝગાર,
કરિ વિચાર અંતરગત તિમિર સંહાર
આમ શંકરકૃતિ, પ્રેમ, દેશ કુંજે,
ભ્રમર મમ સમ સુવિલાસાવાસ ગુંજે-૨

(નાગરઉદય સં. ૧૯૩૬.)

(મધુ-ભૃત્ વૃત્ત. )

અહિં **લહુરિ શૃંગારનિ** ઉલટે! પણે **ચંદ્રિકા** મિલે!
આમ ધિકે **વિરહ જ્વાળામુખી** તહિં **કૌમુદિ** રસ ઝીલે!
**વિલાસિકા** રસિકા શી મુગ્ધા! ઓ દિનકર **માલતીને**
કાંવે **સંદેશ**! તથા
**મત્તગજેન્દ્રા** પ્રણય ઘેલડી પિયુને મળવા તલસે!
**ચકોર** સ્વર વિસ્તારે **કેકા**-કુંજે હરિસ્વર વિલસે!!!
હરે હો કુંજે હરિસ્વર વિલસે.-૧
રસિક સહૃદયો! ચિત્ત ચાહે ત્યાં રમણ કરો-સ્વચ્છંદે!
**ચકોર** સ્વરથી હરખી હરખી હસો મોહને ફંદે!
પડી—ચડી રસથી થડકાતી **કેકા** સુણો અમંદે!
કે કો **ગર્જન** બીજું!
પદ, અભંગ, હિંડી, મિકિ ગીતિ, વૃત્ત, છંદ, રસ ભીના,
રાગ ફાગ, વા અથાગ ગાઓ કુંજવિહારે ઝીણા!
હરે હો કુંજવિહારે ઝીણા.-૨

---

‡ પાઠાંતર "દેશઉપવનમય" § પાઠાંતર "પ્રેમ મધુસ્વાદ"

## ( માલિની છંદ. )

૧.

અમરૂ કવિ-વિલાસો, કાલિદાસ-પ્રસાદી,
કંઇ બઇરન મોજે શ્રીસ ઇટાલિ-સ્વાદી,
ઇતર વિરલ પુષ્પો ઊપજાવ્યાં અહિં છે,
ભરત ચુરપ લીલા લેખિ દેખી મહીએ-

૨.

મધુરિ, કુસુમસાળા, કાંત, બુદ્બૂલ વાણી,
જટિલ, મણિ, વિરાગી, બાલ રાગી પ્રમાણી,
અભિનવ કવિ શુકલ, સ્નેહમુદ્રા અગમ્ય,
અનુભવિય વિહારો કુંજ ધારો સુરમ્ય.

૩.

અહિં નથિ રસ પાજે ન્હેર બાંધી વહાવ્યો,
નથિ પ્રથમથિ ભાવે જોડવી ઊપજાવ્યો !
લહરિ વહિ સ્વછંદે ! અંજરી ખીલિ જેમે,
જળિ ઉદધિ કળાગો આહુતિ અર્પિ એમે

૪.

યમક ચમક ખાસે, કે અનુપ્રાસ ત્રાસે,
ગતિ યતિ કૃતિ ક્યાસે ના લગાવી વિલાસે !
સ્ખલન પ્રતિપદાંકે વૃત્ત છંદે જણાયે,
અનિરસ નિરખ્યામાં ના લગા દેવિ કાંઇ !?!

શ્રી

# કુંજવિહાર.

## પ્રથમ વિલાસ.



## કાવ્યાનુક્રમ.

श्री

# શૃંગાર લહરિ.

## અર્પણ પત્ર.

### હિંડી.

મત્ત ભ્રમરગાનરસથકી ભિજેલી-
પ્રેમચંદ્રવિમળકિરણથી રસેલી-
સમય સમય માનસતીર વહિ રહેલી-
આ શૃંગાર-લહરિ અર્પું હરિ નવેલી ! ૧
નાજુક જૂઈ, કમળ, પોચણી રસાળી !
હું તુજ ભ્રમર-હું તુજ ચંદ્ર પ્રેમશાળી !
અર્પું તુંને મુજ સ્વરૂપને સ-હર્ષ !
હો આનંદ સુખ વિલાસનો ઉત્કર્ષ !!! ૨
અમળ કમળ, મીઠિ માલતિ મોહવાળી,
અમી મધુરિ પોચણિ મંજુલા રસાળી,
તુંહિ એક-તુંહિ એક તે સૌભાગ્યે;
પ્રાણપ્રેયસી દિપે રસે અથાગે !!! ૩
તે તુજ માધુરી શૃંગાર તણી લ્હેરે
ખિલવો કુંજ મુજ તું તુજ પરાગ ઘેરે !
અર્પું ચરણકમળ ગુંજારવ હું મારૂં-
પ્રિય શૃંગાર-લહરિ નામે રચ્યું તારૂં !!! ૪

શ્રી

# શૃંગાર લહરિ.

## અર્પણ પત્ર.

### હિંડી.

મત્ત ભ્રમરગાનરસથકી ભિંજેલી-
પ્રેમચંદ્રવિમળકિરણથી રસેલી-
સમય સમય માનસતીર વહિ રહેલી-
આ શૃંગાર-લહરિ અર્પું હરિ નવેલી ! ૧
નાજુક જૂઈ, કમળ, પોયણી રસાળી !
હું તુજ ભ્રમર-હું તુજ ચંદ્ર પ્રેમશાળી !
અર્પું તુંને મુજ સ્વરૂપને સ-હર્ષ !
હો આનંદ સુખ વિલાસનો ઉત્કર્ષ !!! ૨
અમળ કમળ, મીઠિ માલતિ મોહવાળી,
અમી મધુરિ પોયણિ મંજુલા રસાળી,
તુંહિ એક-તુંહિ એક તે સૌભાગ્યે;
પ્રાણપ્રેયસી દિપે રસે અથાગે !!! ૩
તે તુજ માધુરી શૃંગાર તણી લ્હેરે
ખિલવો કુંજ મુજ તું તુજ પરાગ ઘેરે !
અર્પું ચરણકમળ ગુંજારવ હું મારૂં-
પ્રિય શૃંગાર-લહરિ નામે રચ્યું તારૂં !!! ૪

# શ્રી શૃંગાર લહરિ.

## પ્રથમ લહરિ.

### ( કવિતા–નાંદી )

### હિંડી.

ઉષઃકાળ દિવસ–નાથને જગાડે,–
કમળ–વૃંદ ખિલવિ, ભ્રમરને રમાડે,–
પ્રકૃતિ પૂર્ણ કળા જાગૃતિમાં ખીલે,–
તેનિ પૂર્વ હૃદયે રંગ રસ તું ઝીલે! ૧

ભલે દિવસ, રાત્રિ, સાંજ, હો સ'વાર!
ચાહે સંપતિ કે વિપદનો પ્રચાર!–
કુશળક્ષેમ તને મને હો કે ના હો!
રસ–તરંગિણિ ચળ કવિતા તુજ પ્રવાહો!!! ૨

મધુરિ લહરિ શીત સમીર તુજ વહે શી!
કિરણ કળા ચંદ્રિકાશિ અમિ ઝરે શી!
તળપિ તળપિ જ્વાળા તુજ પ્રતાપ દાખે!
અકળ આહુતિ તવ રસ પ્રભાવ ભાખે!!! ૩

પ્રેમ મંત્રની પ્રભા ભરી, શૃંગારે–
પદે પદે લલિત મંજરી ઝગારે!
રસિક ભ્રમરના ગુંજારવે, વિહારે,
તુંહિ એક તુંહિ કુંજ મુજ શૃંગારે!!! ૪

# બીજી લ્હેર.

## (પ્રેયસી પ્રાર્થના.)

## પદ, રાગ ગરબી.

"પડવે તે મન આતુર થયું રે મારૂં મન મળવા અકળાય."—એ રાગ.

થા તું દયાળુ મૃગલોચનિ રે દુઃખ મોચની મન હરનાર !
કોમળ કરૂણા કટાક્ષ કર, મારૂં તનડું તપિત અંગાર !!!
વ્હાલી વીનવું—
રસિલિ રૂદે રમનાર ! મીઠી ! શું ય કહું !?! થા તું૦ ૧
વિરહ સહન ક્ષણ થાય નહીં રે—મારૂં મનડું જ્વાળામય હોય !
કેઇ પેરે શીતળ કરૂં—જો તુજ વદન—શશી વંકાય !!! વ્હાલી૦ ૨
હૃદય કમળ ઘાયેલ થયું રે ! આ શું રૂધિર ગળે નિશ દિન !
અમી ઝરણ સંજીવનું રે કેમ લાવે અંગૂર નવીન !?! વ્હાલી૦ ૩
પ્રીતિ કરી હું-એ અવનવી રે--નહિ લહ્યું આગળ દુઃખ આમ.
ઝળહળતા દિન ઉજળા રે જાણ્યું જાશે સંયોગે તમામ ! વ્હાલી૦ ૪
પૂર્ણ કળા ન રસ—ઇંદુની રે, રતિ—રંગ તરંગો ન પૂર !
સુખ તણી ન સખી! લ્હેર વહી રે! હરિ ! દૈવ હવું અતિ ક્રુર !!! વ્હા૦ ૫
તલસ તલસ જીવ થાય છે રે ! ઝંખે ઝાંખી નયન, પળ એક
થાય તો સુખ જાણે સ્વર્ગનું રે ! ચ્હે કર્ણ તું—વાણિ વિશેષ ! વ્હા૦ ૬
ક્યારે હો દેહથી દેહ મળી રે ઘેલિ ! સોહિશું જુગલ સ્વરૂપ—
અખંડ સમાગમે આપણું રે અલબેલી હસીશું અનુપ !?! વ્હાલી૦ ૭
હું—ને ન તું કદી વીસરે રે ક્ષણે ક્ષણ તુજ મોહિની—મંત્ર—
હરિ હરિ ! હર્ષ ઉપાવતો રે ! થઇશ ક્યારે હું તારો સ્વતંત્ર !?!
વ્હાલી૦ ૮

# ત્રીજી લહરિ.

## પ્રેમરણ–ગીત.

### રેખતો અથવા પદ, રાગ ગરબી.

"ઝળહળે શો મંગળ ઉજળો પ્રસંગ"—એ પણ રાગ.

પ્રેમ ખળ વ્યોમ ખિલો ચંદા !
નિડર રણ શૂર ઘુમો બંદા !—પ્રેમ ખળ૦ ૧
અડગ પગ અગ્ર ધરો ખળમાં !
હૃદય ન ધ્રુજાવો વ્યાકુળતા !—પ્રેમ ખળ૦ ૨
પ્રણય–ખળ ખડ્ગ સુ ઝળકાવો !
સુદ્દઢતા ઢાલ દિલે ભાવો !—પ્રેમ ખળ૦ ૩
ધરો ઉત્સાહ શક્તિ ચંડા !
કરો પ્રિય ! તિમિર હો શત–ખંડા !—પ્રેમ ખળ૦ ૪
ઉમંગ સુ વજ્ર થકી છેદો
ફિકર દળ–વાદળ છળ ભેદો !—પ્રેમ ખળ૦ ૫
ડરવું ? શું પ્રેમ કરી ફરવું ?
વિચરવું રણ ! કાયર શું થવું !?!—પ્રેમ ખળ૦ ૬
ઝુઝો રણ–સુખે મદે મસ્ત !
ન દાખો પીઠ જબરજસ્ત !—પ્રેમ ખળ૦ ૭
પ્રાણ આહુતિ અર્પિ યશ લો !
પ્રેમ રણ યજ્ઞ ધ્વનિ ગજવો —પ્રેમ ખળ૦ ૮
રસ્યો તન મન રસ રંગ વિષે,
સુખે ન, ન–દુઃખવિષે ફરશો ?—પ્રેમ ખળ૦ ૯
જગત ઇર્ષ્યા શું શકે કરી !?!
ડગે નિંદા ગાજે શું **હરિ** !?!—પ્રેમ ખળ૦ ૧૦

## ચોથી લ્હેર.

(પ્રેમ-પ્રભાવ.)

### અભંગ.

દવનો દહન ! પ્રચંડ પવન !
પૂરનું વહન !—પ્રેમ રંગ ! ૧
અવર વિચાર ! ભસ્મ કરે સાર,
આકાશે ઉડાવે—ડુબાવે એ ! ૨
પૂર્ણ ચંદ્ર—કળા સુધાથી સુહાવે
વ્યોમ, એમ ચિત્ત પ્રેમ રંગે ! ૩
કુમુદ ખિલાવે ! ચકોર હસાવે !
હ્રદય નયન શાં પ્રસન્ન !?! ૪
કિરણ પ્રભાવે, મેઘને હઠાવે,
ઇંદ્રધનુ ભાનુ શું રસાવે !?! ૫
સંકટ પ્રસંગ, ચિંતા કરી ભંગ,
આશા ને ઉમંગ, પ્રેમ રંગે ! ૬
સાર માંહિ સાર, દીપાવે સંસાર !
સુખનો આધાર—પ્રેમ રંગ ! ૭
જગત સંગ્રામે ઘુમો હરિ શૂર
મદે ચકચૂર એ નીશાના !!! ૮

---

## પાંચમી લ્હેર.

(અપૂર્વ પ્રણય.)

### હિંડી.

ભલે ખૂબ સુરત કે કહો કુરૂપ—
રતિ, રંભ, મંથરા, કે કુબ્જ રૂપ—
ગણો, ચાહ્ય તો સરસ્વતી સુબુધ !

કે જડ, બોથડ, બુજ રહિત કે અબૂધ !!! ૧
દેખો લલિત હાવ ભાવ, કે લાવણ્ય,–
કંઠસુરસ્તા, કે ગુણ વિલાસિ અન્ય,–
નહીં દેખો ! ભવતુ ! અનુભવો ન આપ !
મેઘમંડળ અંધાર્યો રવિ–પ્રતાપ !!! ૨
રૂપ રંગ તે પતંગ ઊડી જાશે !
સમજ લલિત ભાવ કુસુમ સુ કરમાશે !
મધુર સૂર સમય જતાં તે થડકાશે !
મરણશીતળપળ ગુણકમળ વિ'લાશે ! ૩
સુંદરિ ! પ્રેમ–પ્રેયસિ ! પ્રેમ,–એક પ્રેમ,
અજર, અમર, સુધા, સંજીવન, ક્ષેમ,
પૂર્ણ–પૂર ઝરણ હૃદય વહે તારે,–
સફળ, પુષ્પિત તરૂ મનોરથનું મારે !!! ૪
ઉદ પ્રીતિચંદ્રકળા પૂર્ણિમાની–
મારૂં હૃદયકુમુદકમળ ખિલે માની !
ચિત ચકોર તૃષિત સુધાપાન કાજે
સફળ પલ્લવ–નવ મનોરથે રાજે ! ૫
અહા ઉર્વશી–તુંહિ કમળા ! તુંહિ રાધા !
તું સૌંદર્યગુણમહાનિધિ અગાધા !
તુંને સ્મરૂં ! તુંને ચિંતવું ! નિરખું હું !
તું–તદ્રુપ લીન થઈ શું હરખું હું !?! ૬

---

## છઠી લહરિ.

### (પ્રેમ–પ્રતિજ્ઞા.)

### અભંગ.

ભલે જન નિંદો ! ગમે તો વખાણો !
તુંને પ્રિય પ્રાણ ! કેમ તજું !?!

સંકટ અપાર કે સુખ ભંડારે-
તુંને પ્રાણાધાર ! તોએ ભજું !!! ૨
જગત ધિક્કારે ! કે તું તિરસ્કારે !
પ્રેમાનંદ મારે જીવાદોરી ! ૩
તુજ યોગે શાંતિ ! વિરહે વિભ્રાંતિ !
દીપે મારી કાંતિ તારે પ્રેમે !!! ૪
હૃદય-કમળે, તું-ભ્રમર મળે,
પ્રેમ પરિમળે, મારે પોતે- ૫
થાય સુમબોધ ! પ્રિય નાદ ઘોષ !
અંતર ઉદ્યોત ! આનંદે શું !?! ૬
હર્ષ-તંતુ સ્ફુરે ! મધુરતા-પૂરે !
નિકટ કે દૂરે,-ભાસે નાંહિ ! ૭
ભેદ ભાવ ટળી, મનો મન મળી
હૃષ્ટિ જાયે ગળી, એકમેક !!! ૮

## લ્હરિ સાતમી.

### (રસિક ભ્રમર.)

### હિંડી.

કહિં ગાન કરે ! રસ કહિં પુરે તું !
કહિં આપિ તું સહવાસ સુખિ કરે શું ?
કોઇ કુસુમ તુજ દર્શને હસાવે !
કોઇ પુષ્પ સ્પર્શના થકિ વિકસાવે !!! ૧
હરે ફરે ભ્રમર, ભ્રમે વને કુંજે,-
નગર, નદી, ગિરિ, સરોવરે તું ગુંજે,-
નહિ નિરાશ કરે કોઇને કદાપિ !
મુગ્ધ કમળ કુસુમ પ્રિય તુંને તથાપિ !!! ૨

તુંહિ ચંદ્ર નિશે પ્રેયસીને મિલાવે !
તુંહિ ચકોરિં ચિત્ત રસિકને હુલાવે !
જહિં તહિં પ્રેમ—પ્રીતિનો પ્રસંગ—
જોઉં રૂપ રસિક ત્યાંહિ તૂજ અંગ !!! ૩
શિ રમણીય પ્રેમ—પરવશતા તારી ?
અહા ! એક રસિકવૃત્તિની બલિહારી ?
મિત્ર ત્યજી જતાં, તિમિરમાં બિડાયે,
કમળ હૃદયે તુંએ આપ હા ! પુરાયે !!! ૪
ભૂતકાળ તું પતાળમાં પતાવી,
વર્તમાન તણું ભાન નહીં લાવી,
ભાવિ—કલ્પનાથી થાઇ ના નિરાશ,
તું ગુલતાન ગાન ભોગવની વિલાસ ! ૫
થાય ઘોર ઘન શોર, વીજળી એ
મેઘ મસ્ત હાથિ સંડળે ધસી રે'—
ગ્રીષ્મ કાળ તણી ઝાળ જગત બાળે !
ડરે તું શું રૌદ્ર એહ ઘોર કાળે !?! ૬
જહાં સુધી કાળ શિશિર હા ! હેમંત
નહીં આણે પદ્મ જાળ તણો અંત,—
તહાં સુધી છે આનંદ હર્ષ તારે !
હજો તેહ તુંજે માસ વાર વારે !!! ૭

## લહરિ આઠમી.

(પ્રેમ—પત્રિકા.)

(અ)

### સીતાજીના મહિનાનો રાગ.

**વ્હાલી** વ્હાલપની મીઠી વાત તે શું વિસરી ગઇ !
નહીં સંભારે ક્ષણ માત્ર **અપ્રી** નમેગી શ ।ઠ।

સંકટ અપાર કે સુખ ભંડાર-
તુંને પ્રાણાધાર ! તોએ ભજું !!! ૨
જગત ધિક્કારે ! કે તું તિરસ્કારે !
પ્રેમાનંદ મારે જીવાદોરી ! ૩
તુજ યોગે શાંતિ ! વિરહે વિભ્રાંતિ !
દીપે મારી કાંતિ તારે પ્રેમે !!! ૪
હૃદય-કમળે, તું-ભ્રમર મળે,
પ્રેમ પરિમળે, મારે પોતે- ૫
થાય સુપ્રબોધ ! પ્રિય નાદ ઘોષ !
અંતર ઉદ્યોત ! આનંદે શું !?! ૬
હર્ષ-તંતુ સ્ફુરે ! મધુરતા-પૂરે !
નિકટ કે દૂરે,-ભાસે નાંહિ ! ૭
ભેદ ભાવ ટળી, મનો મન મળી.
વૃત્તિ જાયે ગળી, એકમેક !!! ૮

## લહરિ સાતમી.

### (રસિક ભ્રમર.)

### હિંડી.

કહિં ગાન કરે ! રસ કહિં પુરે તું !
કહિં આપિ તું સહવાસ સુખિ કરે શું ?
કોઇ કુસુમ તુજ દર્શને હસાવે !
કોઇ પુષ્પ સ્પર્શના થકિ વિકસાવે !!! ૧
હરે ફરે ભ્રમર, ભ્રમે વને કુંજે,-
નગર, નદી, ગિરિ, સરોવરે તું ગુંજે,-
નહિ નિરાશ કરે કોઇને કદાપિ !
મુગ્ધ કમળ કુસુમ પ્રિય તુંને તથાપિ !!! ૨

અર્થ કામનો નહિ, ત્યાં પાશ ! ત્યાં ધર્મનું કુડ કયું ? ૯
એક પ્રેમ અખંડ સ્વરૂપ ! સખી પ્રીતિ મુક્તિની !
**અણુયાનંદ** તે **હરિ-આનંદ**! જાયે કયમ મેં લખી !?! ૧૦

## લહરિ નવમી.

### (એકાંતમાં ગિરિ-કુસુમ.)

### વસંતતિલકા વૃત્ત.

તું કયાં પડયું કુસુમ મંજુલ રાન ખૂણે ?
રે ! એકલું, વિકટ ડુંગર-તેડ સૂને ?
આ લાહરી મધુર મોહન યૌવન શ્રી-
તારી પરાગ ખુબિ ભોગિવિના સુની શી !?! ૧
શું બાપડું ! અહ ! દયામણું ! દામણું શું ?
ફીકું, મિચાતું, કરમાતું, હવાં ખરૂં હું-
તું ચિંત તું રસિકડું ફુલડુંજ એવું
જોઇ **મધુવ્રત** દિલે દહું ! દુઃખ એ શું !?! ૨
શૃંગાર છે રસ તરંગિત તુજ રંગ !
તું છે અનંગ તણું બાણ સુખ પ્રસંગ !
સ્વાભાવિકી શિ ઉપભોગનિ યોગ્યતા છે ?
તારી વિકાસ રમણીય મિઠી મજા છે ! ૩
તો એ અરે ! સરજ્યું તું અહિં ગાળવાને
આ દોહ્યલા દિવસ !?! દેહ પ્રજાળવાને !?!
તારાં સમાં કુસુમ કાંત રસે રસેલાં-
રે ! કેટલાં વન વિષેજ હશે ખિલેલાં !!! ૪
કોણે નિહાળ્યું મધુરૂં રૂપ એમનું છે ?
કયાં એ પરાગ રસિકે કંઇ ભોગવ્યો છે ?
એવાં વળી કહિં અનેક સરોવરે રે

એ તો કાળજડે કોર્યા લેખ મિટાવ્યા નહિ મિટે !
મારી બ્રહ્માક્ષરની મેખ ફિટાવી નહિ ફિટે ! ૨
ભલે વીતો માસ, કે વરસ, જનમ જાયે વહી,—
થાય પ્રાણ આ દેહથી દૂર—પ્રીતિ મરે નહીં ! ૩
જાણો પ્રીતિ સુધાનું પૂર ! સંજીવની ઔષધ !
આશા કુંભ થકી ઉભરાઇ—ઘટોઘટ રહિ બધી ! ૪
એ તો આપણો આત્મ સંબંધ ! કે જીવ જીવથી કસ્યો !
કરે હરિ પણ નવ અંતરાય ! પ્રભૂને એ દિલ વસ્યો !!! ૫

## (આ)

એમાં દૂર પાસેના મેળ, કાળજ કંપી રહે !
આંસું હરખ તણાં સુખે જાય ! દુઃખે દિલડાં દહે ! ૧
ક્યાં એ સૂર્ય તપે આકાશ ! કમળ ખીલે સરવરે !
ક્યાં પ્રસરવો પ્રીતિ પરાગ ! ભ્રમર મળે વનચરે ! ૨
ઉલટે તેજોનિધિનો પ્રવાહ સુધાકર ચંદ્ર ઉદે !
ઉછળે ઉદધિમાં તુંગ તરંગો જળનિ અંજળિ વધે ! ૩
ખિલે પોયણી સહપરિવાર, દિવસ જે મિચાઇ રહે !
હર્ષ રેલ વિષે એ રેલાય, આતુર જે ચકોર ચહે !!! ૪
થાયે મેઘ ઘટા અતિ દૂર, જે પવનથી વિખરશે—
ક્ષણ માત્રમાં તપતાં તાપ, બિંદૂ ઓસ વિષમશે— ૫
ભલે વરસો તે વરસાદ ! દૃષ્ટિથી આગળ વધો !
પણ માનશે અતિ આલ્હાદ ! કાં ચાતક પ્રેમી પડ્યો ! ૬
કરી ઉંચી નીચી નિજ ડોક, કેકા ભર્યા કંઠથી,
કળા અર્દ્ધી સમારે સહર્ષ, કરે નર્તન શિખી !!! ૭
એ તો એવો છે પ્રીતિ પ્રભાવ ! ખુમારી એ પ્રેમની !
નેહ નીશાની મસ્તી એહ અખંડિત નેમની !!! ૮
નહીં પ્રીતિમાં વગર વરાળ સાચું સોનું શોધ્યું !

સાંજે ખીલતિ હું કે ક્યાં શિશિરની સૂર્યે સવારે થતી ?
શોભા ક્યાં અજવાળિ વ્હાલિ ! શરદે રાત્રીનિ જેવી વળી !
સૌએ હાય ! ગયું અથી ! અહિં રહી શી વાદળી સામળી !?! ૩
એકા એક અહિં થઈ વિજળી આ કાપે કુંળું કાળજું !
રે ! શી દીન દશા હશે તુજ તણી ? વીચારતાં એ ધ્રુજું !!!
ગાજે ઘોર ઘટા ઘુમાવિ ગગને આ મ્હે નમ્હેરો થયો !
તું ત્યાં એકલિ બ્હીકણી, દુર અહિં હું, પ્રાણ શે ના ગયો !?! ૪
એના એ રમણીય શા દિન હતા ! જ્યાં આપણે એકઠાં,
કંઠે બાહુ લતા લગાવિ હસતાં, સંયોગમાં શોભતાં !
કાલી બોલિ વિલાસિ તું ક્ષણ મહિં શી કાળ ઊડાવતી !?!
હા ! એક ક્ષણ આજ કાળ સમિ છે ! જ્યાં તું **રસીલી** નથી !!! ૫
બોલી સસ્પૃહ "નહિં ના" અધરનું શું એ રસાવું ચુમી !
તે વેળા મદવેરિ આંખડિ તણું રેવું કટાક્ષે નમી !?!
કાંઈ કાંઈ મિષે હસી હૃદયશું ભેટી દીપાવું ! તથા—
શૃંગારી વિરહેય એ સ્મરણથી દે સૂખ, ઝાઝી વ્યથા. ૬
એ સૌ ક્યાં ? હું પડ્યો કહિં ? વળિ તું ક્યાં આજે સિજાયે અરે !?!
જોડી બાંહિ ન થાય સારસ તણી તે એ રિખાઈ ઝુરે !!!
જેણે સ્વપ્ન વિષે કળી કુસુમની ના ચૂંટિ લૈ હૂંભવી—
બ્હીને ભૃંગ જશે ઉડી ! વિટમણા તે—શીર શી આ હવી !?! ૭
જોયી ચાતક "પીયુ પીયુ" રટતો કર્તો વલોપાત જે—
તે એવી ગત પામતાં તુજ તણી હાયે ! વલે શી હશે ! ?
નિદ્રામાં થતિ મારિ શિથિળ લતા બાહૂનિ સ્હેજે જદી—
ઝબ્કી જાગતી રે ! હવે મળિશું હો તું હું ! ચિરીથા સખી !!! ૮

નિર્ભાગ્ય ભેક–સહવાસિ અમંડ ઝૂરે !!! ૫
ક્યાં પંખિડાં મધુર સૂર વને અલાપે ?
ત્યાં કોણ તે ઉપર મોહથિ લક્ષ આપે ?
જોને સમુદ્ર–ઉદરે, તિમિરે, પુરાઇ
મોતી રહે અણવિંધ્યાં ઝળકે ન ક્યાંહી !!! ૫
નક્ષત્રતારકતણાં ઝુમખાં ઝઝૂમે !
ક્યાં વ્યોમમાં ? અમૃત ચંદ્રપ્રભા ન ચૂમે !
એ તો અયોગ્ય વ્યવહાર શું વિશ્વમાં છે
ભોગી સુભોગ્ય શુભ યોગ કદાપિ પામે !?! ૭
આ તાહરો હું નદિનાવ સુ યોગ પામી
ગુંજારવે ખિલવું ! તું ક્ષણ ત્યાં વિરામી–
ક્યાં હું હઇશ ક્ષણમાં ! કયિ લ્હેર વાશે !
તોયે રસીલિ છબિ તે સ્મરણે સુહાશે !!! ૮

## લહરિ દસમી.

### ( વિરહવર્ષા. )

### શાર્દૂલવિક્રીડિત છંદ

જે તું–નેત્ર સમું હતું કમળ તે ડૂબ્યું જળે આ સમે !
ઝાંખા વ્યોમ વિષે નિશે શશિ ફસી આ મેઘ જાળે ભમે !
રે ! રે ! નાંહિ ઉજેશ લેશ દિવસે આનંદદાયી હસે !
હા ! હા ! દૈવગતી અતીશ વસમી આ આવિ વર્ષા વિષે !!! ૧
તો કે' ક્યાંથિ મળે રસે ગળિ ગયો આ **ભૃંગ** મારા સમો ?
કે' ક્યાં મુગ્ધ **ચકોર ચંદ્ર** નિરખે એ બાપડો ઝંખતો !
કાળી વેરણ લાંબિ આ જુગ સમી છે રાત જો કે વટી–
તોયે હાય ! ન **ચક્રવાક** દિલમાં વિશ્વાસ આવે રતી !!! ૨
ક્યાં સૌભાગ્ય વસંતના દિવસનું ? ક્યાં લ્હેર–વા ગ્રીષ્મની ?

સાંજે ખીલતિ હુંફ ક્યાં શિશિરની સૂર્યે સવારે થતી ?
શોભા ક્યાં અજવાળિ વ્હાલિ ! શરદે રાત્રીનિ જેવી વળી !
સૌએ હાય ! ગયું અયી ! અહિં રહી શી વાદળી શામળી !?! ૩
એકા એક અહિં થઈ વિજળી આ કાપે કુંળુ કાળજું !
રે ! શી દીન દશા હશે તુજ તણી ? વીચારતાં એ ધ્રુજું !!!
ગાજે ઘોર ઘટા ઘુમાવિ ગગને આ મ્હે નમ્હેરો થયો !
તું ત્યાં એકલિ બ્હીકણી, દુર અહિં હું, પ્રાણ શે ના ગયો !?! ૪
એના એ રમણીય શા દિન હતા ! જ્યાં આપણે એકડાં,
કંઠે બાહુ લતા લગાવિ હસતાં, સંયોગમાં શોભતાં !
કાલી બોલિ વિલાસિ તું ક્ષણ મહિં શી કાળ ઊડાવતી !?!
હા ! એક ક્ષણ આજ કાળ સમિ છે ! જ્યાં તું **રસીલી** નથી !!! ૫
બોલી સસ્પૃહ "નાંહિ ના" અધરનું શું એ રસાવું ચુમી !
તે વેળા મદઘેરિ આંખડિ તણું રે'વું કટાક્ષે નમી !?!
કાંઈ કાંઈ મિષે હસી હૃદયશું ભેટી દીપાવું ! તથા—
શૃંગારી વિરહેય એ સ્મરણથી દે સૂખ, ઝાઝી વ્યથા. ૬
એ સૌ ક્યાં ? હું પડ્યો કહિં ? વળિ તું ક્યાં આજે સિજાયે અરે !?!
જોડી ખાંડિ ન થાય સારસ તણી તે એ રિબાઇ ઝુરે !!!
જેણે સ્વપ્ન વિષે કળી કુસુમની ના ચૂંટિ લૈ દૂભવી—
બ્હીને ભૃંગ જશે ઉડી ! વિટમણા તે—શીર શી આ હવી !?! ૭
જોયી ચાતક "પીયુ પીયુ" રટતો કર્તો વલોપાત જે—
તે એવી ગત પામતાં તુજ તણી હાયે ! વલે શી હશે ! ?
નિદ્રામાં થતિ મારિ શિથિળ લતા બાહૂનિ સ્હેજે જદી—
ઝબ્કી જાગતી રે ! હવે મળિશું હો તંહ ! ધ્વરીથા સખી !!! ૮

# लहरि अगियारमी.

## (બાળ પક્ષી.)

### હિંડી.

મોહ ફંદ માંહિ, જાય ક્યાં ઉડી તું ?
તજી ડાળ, પંખિ બાળ છે હજી તું !
કાલું કિલકિલાટ ગાન સાંજ વા'ણે !
વિવિધ વરણ, મેઘશરણ કાંન માણે !?! ૧
સદા કાળ, વરસ, માસ, ઋતુ રૂડી આ,
પક્ષ એક, દિવસ એક, ક્ષણ ઘડી વા !
રહી જા તું ! રસિક, ઝાંખિ ઝંખતાને,
દેઇ, લેઇ પ્રેમ દર્શના સુમાને ! ૨
મધુર, મોહ-સંચ ચંચ શિ તુજ શોભે ?
સૂર-સુરસતા-વિસ્તારિ વિશ્વ-લોભે !-
કરી ચુંબન રસ પ્રેમથી રસિ નાંખું !
મુજ વિશાળ હૃદય તેહ સદા રાખું !!! ૩
કોમળ પાંખ, રાંક, વાંકિ, રંગ-ભીની,
કર-સ્પર્શથી સ-પુલક, પોત-ઝીણી,-
તે ઉતકંઠિત મુજ કંઠશું લપેટી,
સદા કાળ હું હુંફાળ રાખું તેથી !!! ૪

---

# लहरि बारमी.

## (પ્રથમ દર્શન તથા અદર્શન.)

### વસંતતિલકા છંદ.

તે વાદળી સળકિ ! વીજળિ શી ઝબૂકી-
કાપી કુંળી કદળિ પાછિ ઘને શું ઝૂકી !?!

તે ઊઘડ્યે સહજ નેત્ર કટાક્ષબાણ
કોરી હૃદે કમળ પાછું વળ્યું અજાણ ! ૧
આકાશથી ઉતરિ કોઇક અપ્સરા આ !
કે કો નદી વન સરોવરદેવતા વા !
કે કામની હૃદયહારિ રતિ પ્રિયા તે—
જે દૃષ્ટિ આગળ અહિં મુજ મુગ્ધ ભાસે !?! ૨
બોલે ન બોલ મુખ—તે તણું કે' કઇં એ !
સૌ સ્તબ્ધ ગાત્ર જડ આરસ શાં થઇ રે' !
આંખે હળી મળિ હસી રહિ બોલિ આંખ !
પ્રેમ પ્રવાહ ઉલટે—ગળિ જાય ભ્રાંત ! ૩

## ગીતિ.

સળકી વાદળિ વેગે, ઝળકી વિજળી ઝટ કદળી કાપી—
અઢળક ઢળતી વળતી વળિ વિષમી ગઇ ઘોર ઘને વ્યાપી !!! ૪

## માલિની વૃત્ત.

કુંપળ વરણ વાળી પ્રાચિ અંકે અનંકે,
ઘતિ કિરણ વિખેરે મોતિ માળા મયંકે—
અધર અરૂણ રંગી તે રચી મંદ હાસે
વિકળ કરિ શું ઠારે વાણીવીણા વિલાસે !?! ૫

---

# લહરિ તેરમી.

## (પ્રેયસી મુગ્ધ દર્શન.)

## ગરબી.

પ્યારૂં લાગે છે મીઠડલી તારૂં બોલવું જો—
પ્રેમ સુવાસે વાસિત અધર સુધારસ સેર જો !
દર્શન દશ ગણું દૃષ્ટિ ચકોર તરસ સંતોખતું
શોભન શારદ પૂનમ ચંદ્ર કળાની પેર જો !!! પ્યારૂં૦ ૧

વિરહ નિસાસે તાપિત અધર પલ્લવ સંજીવનાં જો
ચિત ચાતક કારણ, ઘન, મધુરાં તુજ ચુંબન હો !
હા ! શું કદળીગર્ભસકોમળ ગાત્રે ગાત્ર શું
ચંદન રસ સમ શીતળ તારૂં આલિંગન જો ! પ્યારૂં૦ ૨
કીકી કામણગારી નાચે છળ બળ મોહિની જો—
સુંદર માળા ભ્રમરની ભમર કમાન વળેલ જો !
આશી આંખડલી અણિયાળી સ્મરશર સાંધતી
કોમળ કાળજ કોરે પ્રેમથી ગળી ગયેલ જો !!! પ્યારૂં૦ ૩
મધુરિ મંદ અનિલની લ્હેર લલિત શી લ્હેકતી જો—
ચંચળ ચપળા ચતુરા ચારૂ ચંદ્રિકા રૂપ જો—
મોહન માનિની હાસ રસ સરિતા શિ એ તરંગતી
હરિ મન વશ ન કરી શકિ તે **હરિ** તું—તદ્રૂપ જો !!! પ્યારૂં૦ ૪

## લહરિ ચૌદમી.

### હોરી.

### (પ્રેમ પ્રાર્થના.)

### રાગ કાફી—તાલ દીપચંદી.

પ્રાણ પ્યારી—અયિ મુજને તું લે ને સ્વિકારી. પ્રાણ પ્યારી૦
પ્રેમના છંદ પ્રબંધ ન સમજું, હું છઉં ભોળો ભ્રમિત વૃત્તિ ધારી !
તું જો નિભાવે તો હું નિભી શકું, ધીકું હૃદયે જ્વરે સ્નેહ કારી !
શક્તિ રહિ નહિં કાંઇ મારી ! પ્રાણ પ્યારી૦ ૧

નયન કમળરસ—માનસરોવરે ભ્રુકુટી તરંગ વિકારી—
વિકળ કરે તન મન ક્ષણ ક્ષણ પણ, કળ ન પડે કાંઇ તારી !
કે' શિ ગૂઢ વાત વિચારી !?! પ્રાણ પ્યારી૦ ૨
વેણનું વે'ણ ઝિણું એ વિસ્તારતી, ગ્રીષ્મ કાળે ઝરણિ કો વિહારી !

અધરશિ પાંખડી તુજ ફરકે મુજ, ધડકે છાતી તવાતી બિચારી !
શ્રવણના સુધા ચડિ તારી ! પ્રાણ પ્યારી૦ ૩
જેવો તેવો પ્રેમ પૂરે ભિંજેલો ! દીન હા !—ઘેલો વિચારી—
તું **હરિ** ચરણનું શરણ ગ્રહણ કરી આ હું પડ્યો લે ઉગારી
રોષ શરજાળ વિદારી ! પ્રાણ પ્યારી૦ ૪

# लहरि पंदरमी.

## (પ્રણય કોપ નિવારણ.)

### ગરબી.

રીસાવી રસ ભંગ કરે કાં રોષમાં ?
કાં ન વિલાસે રસિલી રસ કલ્લોલ જો ?
શરદનિશે અજવાળી શીળી ચાંદની
પટ આડો ધરી વારે કોણ અમોલ જો !?! રિસાવી૦ ૧
જોબનિયું ઝળહળતું સરિતા જળ જશું
વહી જશે ! કરમાશે કુસુમ રૂડું રૂપ જો !
પસ્તાઈશ પ્રમદા પછિથી પલટાઈ જતાં
પ્રેમ મિઠું મધ્ય વીખ વિષમશે અનૂપ જો ! રિસાવી૦ ૨
દોષ દિસે છે કે' કંઇ દયિતે દાસનો ?—
કે એવડું અવળું પડિયું આ કાળ જો
શરણ પડું **શશી કુમુદ કમળ** વિકસાવવા
સફેળ થવા સખી પ્રેમ તરંગ વિશાળ જો. રિસાવી૦ ૩
નથિ મોહ્યો—નથિ મોહ્યો અવરથી હું સુંદરી !
કોણ રૂપાળી, રસિક તારી સમાન જો ?
લલિત લક્ષણ કોણ લાવણ્યની મોહિની ?
પ્રેમ શશિ-કળા તુજ સમી નહિ આન જો ! રિસાવી૦ ૪
કહું શું વિશેષ ન જાણું વચન વિસ્તારવા ?
તું પ્રિય **કમળ** હું રસિક **ભ્રમર** છઉં આપ જો !

પ્રેમ પરાગે તુજ હૃદયાંતર હું પુર્યો—
મુકત કરે તું કે—કરે મિત્ર મતાપ જો ! રિસાવી૦ ૫
વેણ સુણી કંઇ ફરકયો અધર પલ્લવ જરયો,
નેત્ર કમળ જળ ખળ ખળ વહ્યું કપોળ જો !!!
**લક્ષ્મી** હૈયા સરસી હરિ હેતે ગ્રહી
પ્રેમ પ્રકાશે તિમિર નિવારે અતોલ જો. રિસાવી૦ ૬

# लहरि सोळमी.

## (સખી નર્મવાક્ય.)

## ગરબી.

સખી રે ધસમસ્યાં કહો કયાં જવાયે ?
ઉતાવળ એવડી શી જે પળાયે ? સખી રે૦ ૧
હિંડો, હાંફો હરણી જાણે ફાળ ભરતી,
ચરણ કમળે એ ધ્રુજાવતાં ધરતી !!! સખી રે૦ ૨
અલી બ્હેની બ્હે બાકળી કોને જૂએ ?
દિશા દશ દૃષ્ટિ પ્રકાશથી ચૂએ !!! સખી રે૦ ૩
જો જો આલિ વ્હાલો તરંગે આ મ્હાલે—
તારો હરિ પ્રેમને પૂરે ! કાં ચાલે ? સખી રે૦ ૪

# लहरि सत्तारमी.

## (રસિક પ્રણયોકિત.)

## ગરબી.

મિથ્યા માન ધરે શું મુજથી મદ ભરિ માનિની જો,—
પ્રાણ સમાનની જો ! મિથ્યા૦ ૧
મોહ જાળ વ્યાકુળ કરિ છાઇ,

પ્રીતિ સુધા ઘેંઘટ કરિ પાઇ,
હાવ ભાવ ઝળકાવતિ ઝીણી દામની જો ! પ્રાણ૦ મિથ્યા૦ ૨
ફંદ રચંતા મંદ ગતેથી,
રૂપ ગુણના રસાયણેથી,
મર્મ શું કોરતી કટાક્ષબાણે કામની જો ! પ્રાણ૦ મિથ્યા૦ ૩
મંદ હસિતથી રતિ પ્રકટતી—
છોડ છબીલી રીસ અઘટતી !
અનુભવ રસની લહરિ તું ખુબી—તમામની જો. પ્રાણ૦ મિથ્યા૦ ૪

---

# લહરિ અઢારમી.

## (પરભોગી ચંપકકળી.)

### વસંતતિલકા છન્દ.

છે જાઇ જૂઇ કમળો થકિ રંગ ભીની !
સૌભાગ્યની, સુરભિ વાસ વિલાસની શી
મૂર્ત્તિ અજાયબ અતી કળિ ચંપકોની !—
પ્રેમી રસજ્ઞ ભ્રમરે ત્યજિ કાં કહોની ? ૧
ના મોહ ભવ્ય વરણે બગિરે રહ્યો છે,
ના વાસમાં અધિક લોભ રસે કહ્યો છે,
સાદાઈ બ્હાર થકિ હોય ભલે અતીશે—
સૌંદર્ય, સૌ રસિકતા, ખુબિ, અંતરે છે !!! ૨
જો હાવભાવ લલિતાદિક ના હશે વા,—
જો ચિત્તની રસિક—વૃત્તિ કંઈ દિસે ના,—
એકાગ્રતા, પ્રણયલીનપણું, ન હોયે,—
તો ચિત્ર તે રસિક શું ?—જડજાત મોહે ! ૩
ચોગે પ્રફુલ્લ પરિપૂર્ણ પરાગ ઉડે !
પીડાઇ તે વિરહિ ગ્લાનિ સમુદ્ર બૂડે !

તે જાઈ જૂઈ કમળો કયમ પ્રેમ લીન
ના ભૃંગને સુખદ ? ચંપકળી સુ-દીન ! ૪
તે ભોગિ ભૃંગ રસકાજજ એક યોગ્ય !
આતો સદૈવ કળિ ચંપક અન્ય-ભોગ્ય !
તેતો સુ-કોમળ સુ-નાજુક શર્મ-નમ્ર !-
આ ગ્રામ્ય ડાળ જડ આગળથી સુગમ્ય ! ૫

---

# લહરિ ઓગણીસમી.

## ( પૂર્વ-પ્રણય. )

### વસંતતિલકા છંદ.

નિશ્ચિંત, કૂડ કપટાદિકથી વિમુક્ત,
નિર્દોષ, બાળપણની રમતે-પ્રસક્ત,
માણી મજા,-કિલકિલારવથી કલોલ
કર્તાં હતાં, ગમત એવિ હવે શું બોલ !?! ૧
તે વર્ષના પ્રથમ કાળ વસંત વેળા,
આનંદિ બાળ તરૂડાળ ઝુકી રહેલાં,-
સંધ્યા સમે,-અરૂણના ઉદયે અધીરાં,-
શું ભોગવે સુખ સખી ખગમો મધૂરાં ?- ૨
જે આપણાં સુખ હતાં સુ-વિલાસી વ્હાલી !
ત્યાં કુંજમાં, સુરભિ સુંદર ઝાડિ વાળી
ક્યારે રૂડે રસિકડી ફુલનેજ બેસી,
એકાંત વાત કરતાં, લહતાં મજેશી !?! ૩
હાથે રહ્યો નવસુપલ્લવ એક હાથ !
કંઠે વિંટાઇ વિલસે શું લતાશિ બાથ !
કાલાં, અવ્યકત મધુરાં, વદતાં સુવેણ
શાં ભૃંગશોભિ કમળો મુખ બેહુ એન !!! ૪

ઉત્સાહ શુદ્ધ મધુરાનિલનાથિ ઝૂલી,
પ્રેમી ઉમંગ ઉભરાતિ સુધાથિ ફૂલે,–
તે જુગ્મ બાળકદળીસમિ પૂર્ણકોઠ
બેઠી રસાળિ સરસાસરસી શિ જોડ !!! ૫

આતે હશે અલખ કુંજવનાધિદેવ !
કે બાળરૂપ રસિલાં રતિ–કામદેવ ?
કે અર્દ્ધનારિ તણી કાંતિ સુહાવિ સાંજે
બાળસ્વરૂપ ધરિ શંકર શું વિરાજે !?! ૬

અન્યોન્યના સુખસમાગમમાં અભિન્ન
શાં વાતમાં, રસવિનોદવિષેજ લીન !
શી રમ્ય મૂર્ત્તિમતિ દીપિ રહીજ લ્હેરી
એકાગ્રતા પ્રણયલીન કિશોરકેરી !?! ૭

વાચે સુ-વાત મધુરો પણ કોણ જાણે !
થાયે સુ-ગીત પણ કોણ ધરેજ કાને !
ઊડે પરાગ કુસુમેથિ ન કાંઇ ગર્જે !
માધુર્ય, ગીત રસ, વાતવિષે અવર્જ્ય !!! ૮

પામી ગયો દિવસ–નાથ કહિં કે અસ્ત !
ખીલી રહ્યાં કુમુદ તારક ત્યાં સમસ્ત !
ને ઇંદ્ર–જાળ–કિરણોનિ વિભૂતિ વીતી !
વ્યાપે ધિમે પ્રસવતું તમ ત્યાંહિ ભીતિ ! ૯

સૌ શાંત પંખિકુળ જ્યાંહ ત્યહાં વિરામ્યાં !
રે ! દીન ચક્ર ચકવીજ વિજોગ પામ્યાં !
થાયે હજૂ ન સુખદાયિ શશિ–પ્રકાશ !
જાયે ન રંચ પણ તેહ ચકોર–ત્રાસ ૧૦

જ્યાં ત્યાં બધે વિરહગ્લાનિ રહીજ છાઇ !–
તે વાત શું વિષમ આપણને જણાઇ !?!
શું સ્વપ્નમાંહિ પણ ધાર્યું હશે ભવિષ્યે

કે જોગ કોઈક થકીજ હશેજ નિશ્ચે ! ૧૧
હું ભૃંગ તો રસિક જૂઈ કળિ પ્રસંગે
આનંદમાં અનુભવું દિવસો સુ-રંગે !
તું પામ્યું પદ્મ ન જથારથ નાથ તેથી
હું ખિન્ન ! ઠારિશ તુંને મુજ તે કળેથી !!! ૧૨
જે બાળ-પ્રીતિ હતિ આદ્ય વિકાર-હીણ
તે આજ મા'રિ તું-વિષેજ હશે અધીન !
અન્યોન્યના સુખદ દર્શનથી હસીશું !
અન્યોન્યનાં મધુર વેણ સુણી રિઝીશું : ૧૩
હા ! તે ગયા દિન અલૌકિક નૈવ આવે
એ તે ખુબી સહજ શોભિત કોણ લાવે ?
આ હું તુંને અરપું અંજળિ પ્રેમ-નમ્ર !
વાંચ્છું પ્રકાશ તુજને સુવિલાસ રમ્ય !!! ૧૪
જૂદું થવું ક્રમળ સાર્જિત આપણે છે-
તોએ કબૂલ નહિ ચિત્ત ક્ષણે કરે છે !!!
ના-ના ! ન યોગ્ય સહવાસ હવે વધારે !
પ્રેમ-પ્રણામ સખિ જા મળિશું સ'વારે !!! ૧૫

---

## वीसमी लहरि.

(ગાઢ પ્રણય.)

(ઉપેન્દ્રવજ્રા વૃત્ત.)

અહો શું આકર્ષણ પ્રેમકેરૂં
દશા ઉભેની પલટાવનારૂં !
થતાં સ્થિતિ એકની સારિ નર્ત્તી-
તથા ખિજાનીય થવાનિ કર્તી. ૧

( મંદાક્રાંતા છંદ. )

રાત્રે રાત્રે સુરસ કવિતા પ્રીતિથી ઊભરાતી
કર્તો સ્મર્તો રસિલિની છબી, વ્યાધિ-તાપે તપાતી !
જાયે જો તે જગત તજિને જીવું હું શે વરાંસે ?-
શય્યામાંહી જ્વરથિ લવતો લોટું હું બેહુ પાસે !!! ૨
કે એ પાછી ફરિથિ ખિલશે બીજની ચંદ્ર-લેખા ?
કે વ્યાધીથી ગળિ ગળિ જઈ ગૂમ થાશે અલેખા ?
કે અંધારૂં ઘર-નભ વિષે વ્યાપશે કાળું મીણ ?-
એ એ ધ્યાને બિહું ધ્રન જશે જેથિ થાઇશિ દીન. ૩
ઝંખે જોવા ક્ષણ ક્ષણ અહા ! ચંદનીને ચકોર !-
તે શું હર્ખે વિરહ-સમયે, મેહુલાથી શું મોર !?!
જે વર્સાવે રસભરિ, ધિમી, **વાદળી** વારિ પ્રેમ
તે વેરાતાં ગળગળિ ગયો **ચાતકો હુંય** તેમ !!! ૪

---

# लहरि एकवीसमी.

(વર્ષ-માંગળિક)

(પદ.)

(રાગ ઝિંઝોટીની ઠુમરી.)

**(આ.)**

ચાહું મુબારકબાદિ તુંને
પ્રિય ! ચાહું મુબારકબાદિ તુંને—ચાહું૦ ૧
વર્ષ વિતો તુજ હર્ષપ્રતી ખિલો પ્રેમ કળા તું-પ્રસન્ન-મને !—ચાહું૦ ૨
લ્હેર વહો સુખ સંપતિની ! તું રહો કુશળ પ્રિય રોજ તને !—ચાહું૦ ૩
પાર પડો તુજ મુગ્ધ મનોરથ ! **પોયણિ** તું હિ બનો **હરિને** !—ચાહું૦ ૪
પ્રાણસમાં પ્રિય-તમ તુજ બંધુ-જનો તુજને ચહો રાત્રિ દિન !—ચાહું૦ ૫

(આ.)

અભિનંદન અર્પું તુંને સુદિને !

અભિનંદન અર્પું તુંને સુદિને !—અભિ૦ ૧

રૂપ કળા, રસજ્યોતિ, પ્રસન્નતા લેહેર હો અદકી ક્ષણથી ક્ષણે !

અભિનંદન૦ ૨

પ્રફુલ્લ રહો નિત્ય કમળ હૃદય ક્ષેમ કુશળ ખિલો કુંજ તને !

અભિનંદન૦ ૩

વર્ષ વિષે હર્ષ છોળ, આનંદના રંગ ઉડો સુખકારપણે !

અભિનંદન૦ ૪

# लहरि बावीसमी.

(દર્શનોત્કંઠા.)

(અ.)

(પદ.)

## (રાગ ઠુમરી ઝિંઝોટીની.)

દ્રગ સુચકોરી તુજ દરસન પ્યાસી !

દરસન પ્યાસી ! તુજ દરસન પ્યાસી ! (૨) દ્રગ૦ ૧

લલિતાદિક ગુણ, તારક ભૂષણ, છબિ શી મનોહર ચંદ્રકળા શી !!!

દ્રગ૦ ૨

વેણુ વિલાસ કળા સહિતે અતિ પ્રેમળ કોમળ મધુરિ સુધા શી !!!

દ્રગ૦ ૩

પ્રેમ પ્રસંગ અભંગ તરંગિત—તું પ્રિય રંગ શૃંગાર પ્રકાશી !!!

દ્રગ૦ ૪

(આ.)

(૫૬.)

(રાગ બરવાની ઠુમરી.)

દિલદાર દિદાર દેખાવો રે !
પ્રિય પ્રાણ દિદાર દેખાવો રે !—દિલદાર૦ ૧
તોરે દરસનસર તરસત નયનાં ચકચૂર ચકોર ચહાવો રે !
દિલદાર દિદાર૦ ૨
વિરહ વહનિ પ્રજળિત આ દેહમાં શીતળ દૃગથી સુહાવો રે !
દિલદાર દિદાર૦ ૩
**હરિ હરિ** વલ્લભ વ્યોમ સદોદિત મુગ્ધ **કમળ** વિકસાવો રે !
દિલદાર દિદાર૦ ૪

# लहरि त्रेवीसमी.

(પ્રથમ વિયોગ.)

(ઇંદ્રવજ્રા.)

સંયોગની રાત્રિ રૂડી વિરામ્યે,
અસ્તાચળે ચંદ્રકળા વિસામ્યે,—
તારા બધાએ શું અદર્શ થાશે ?
ના મિત્ર ! ઝાંખા સહજે જણાશે ! ૧
સમગ્ર સૌભાગ્ય વિભાગ પામે,
આકાશમાં, ચાંદનિમાં વિરામે,
અખંડ આનંદિત જે સુધામાં
સંતોષ પામે સખિ તે શું આમાં !?! ૨
ક્યાં માધુરી, મોહ, ગુણ, પ્રભાવ,
જેથી ચકોરી ચિતનો નિભાવ ?

(આ.)

અભિનંદન અર્પું તુંને સુદિને !

અભિનંદન અર્પું તુંને સુદિને !—અભિ૦ ૧

રૂપ કળા, રસજ્યોતિ, પ્રસન્નતા લ્હેર હો અદકી ક્ષણથી ક્ષણ !

અભિનંદન૦ ૨

પ્રફુલ્લ રહો નિત્ય કમળ હ્રદય ક્ષેમ કુશળ ખિલો કુંજ તને !

અભિનંદન૦ ૩

વર્ષ વિષે હર્ષ છોળ, આનંદના રંગ ઉડો સુખકારપણે !

અભિનંદન૦ ૪

## લહરિ બાવીસમી.

(દર્શનોત્કંઠા.)

(અ.)

(૫૬.)

(રાગ ઠુમરી ઝિંઝોટીની.)

દ્રગ સુચકોરી તુજ દરસન પ્યાસી !

દરસન પ્યાસી ! તુજ દરસન પ્યાસી ! (૨) દ્રગ૦ ૧

લલિતાદિક ગુણ, તારક ભૂષણ, છબિ શી મનોહર ચંદ્રકળા શી !!!

દ્રગ૦ ૨

વેણુ વિલાસ કળા સહિતે અતિ પ્રેમળ કોમળ મધુરિ સુધા શી !!!

દ્રગ૦ ૩

પ્રેમ પ્રસંગ અભંગ તરંગિત-તું પ્રિય રંગ શૃંગાર પ્રકાશી !!!

દ્રગ૦ ૪

(આ.)

(પદ.)

(રાગ બરવાની ઠુમરી.)

દિલદાર દિદાર દેખાવો રે !
પ્રિય પ્રાણ દિદાર દેખાવો રે !—દિલદાર૦ ૧
તોરે દરસનસર તરસત નયનાં ચકચૂર ચકોર ચહાવો રે !
દિલદાર દિદાર૦ ૨
વિરહ વહનિ પ્રજળિત આ દેહમાં શીતળ દૃગથી સુહાવો રે !
દિલદાર દિદાર૦ ૩
**હરિ હરિ** વલ્લભ વ્યોમ સદોદિત મુગ્ધ **કમળ** વિકસાવો રે !
દિલદાર દિદાર૦ ૪

## लहरि त्रेवीसमी.

(પ્રથમ વિયોગ.)

(ઇંદ્રવજ્રા.)

સંયોગની રાત્રિ રૂડી વિરામ્યે,
અસ્તાચળે ચંદ્રકળા વિસામ્યે,—
તારા બધાએ શું અદર્શ થાશે ?
ના મિત્ર ! ઝાંખા સહજે જણાશે ! ૧
સમગ્ર સૌભાગ્ય વિભાગ પામે,
આકાશમાં, ચાંદનિમાં વિરામે,
અખંડ આનંદિત જે સુધામાં
સંતોષ પામે સખિ તે શું આમાં !?! ૨
ક્યાં માધુરી, મોહ, ગુણ, પ્રભાવ,
... ...રી ચિતનો નિભાવ ?

(આ.)

અભિનંદન અર્પું તુંને સુદિને !

અભિનંદન અર્પું તુંને સુદિને !—અભિ૦ ૧

રૂપ કળા, રસજ્યોતિ, પ્રસન્નતા લેહેર હો અદકી ક્ષણથી ક્ષણે !

અભિનંદન૦ ૨

પ્રફુલ્લ રહો નિત્ય કમળ હૃદય ક્ષેમ કુશળ ખિલો કુંજ તને !

અભિનંદન૦ ૩

વર્ષ વિષે હર્ષ છોળ, આનંદના રંગ ઉડો સુખકારપણે !

અભિનંદન૦ ૪

# लहरि बावीसमी.

(દર્શનોત્કંઠા.)

(અ.)

(પદ.)

(રાગ ઠુમરી ઝિંઝોટીની.)

દૃગ સુચકોરી તુજ દરસન પ્યાસી !

દરસન પ્યાસી ! તુજ દરસન પ્યાસી ! (૨) દૃગ૦ ૧

લલિતાદિક ગુણ, તારક ભૂષણ, છબિ શી મનોહર ચંદ્રકળા શી !!!

દૃગ૦ ૨

વેણુ વિલાસ કળા સહિતે અતિ પ્રેમળ કોમળ મધુરિ સુધા શી !!!

દૃગ૦ ૩

પ્રેમ પ્રસંગ અભંગ તરંગિત—તું પ્રિય રંગ શૃંગાર પ્રકાશી !!!

દૃગ૦ ૪

(આ.)

(૫૬.)

(રાગ બરવાની ઠુમરી.)

દિલદાર દિદાર દેખાવો રે !
પ્રિય પ્રાણ દિદાર દેખાવો રે !—દિલદાર૦ ૧
તોરે દરસનસર તરસત નયનાં ચકચૂર ચકોર ચહાવો રે !
દિલદાર દિદાર૦ ૨
વિરહ વહનિ પ્રજ્વળિત આ દેહમાં શીતળ દૃગથી સુહાવો રે !
દિલદાર દિદાર૦ ૩
**હરિ હરિ** વલ્લભ વ્યોમ સદોદિત મુગ્ધ **કમળ** વિકસાવો રે !
દિલદાર દિદાર૦ ૪

---

# लहरि त्रेवीसमी.

(પ્રથમ વિયોગ.)

(ઇંદ્રવજ્રા.)

સંયોગની રાત્રિ રૂડી વિરામ્યે,
અસ્તાચળે ચંદ્રકળા વિસામ્યે,—
તારા બધાએ શું અદર્શ થાશે ?
ના મિત્ર ! ઝાંખા સહજે જણાશે ! ૧
સમગ્ર સૌભાગ્ય વિભાગ પામે,
આકાશમાં, ચાંદનિમાં વિરામે,
અખંડ આનંદિત જે સુધામાં
સંતોષ પામે સખિ તે શું આમાં !?! ૨
ક્યાં માધુરી, મોહ, ગુણ, પ્રભાવ,
જેથી ચકોરી ચિતનો નિભાવ ?

તેં ધારણા દીધિ, તથાપિ **તારા** !
માનું મને હુ ઉપકાર તા'રા !
સદા ખિલો સુંદરિ સુ-પ્રકાશ !
આકાશની પોયણિ તું વિકાસ !
પામી રહેજે હું-ચકોરકેરા
આનંદને માટ વિલાસ-ઘેરા !

## લ્હરિ ચોવીસમી.

(વિરહ-વૈષમ્ય.)

(ઉપજાતિ.)

ના પશ્ચિમે ચંદ્ર હજૂ જણાયે-
તે પાંખડી પોયણની વિલાયે-
પ્રિયા વિદેશે વિચર્યાજ મ્હેલું
કંપી રહે કાળજ પ્રેમ-ઘેલું !!! ૧
ફર્કી હજૂ પાંખડિ ના બિડાવા
સરોજિનીની ભ્રમરો મુઝાવા !
રેખા દિશા પશ્ચિમ રક્ત દેખી
ગળી ગયો ચક્રજ ભાવિ લેખી !!! ૨
પ્રાતઃસમેની રચના રૂપાળી
જણાય રંચે નહિ મોહવાળી !
કાલું મિઠું ગાન વિહંગમોનું
ફીકું પ્રિયા-વેણ-સુધાવિનાનું ! ૩
જો કે ખિલે ચંદ્રકળા નિશાએ-
દિને દિનાધીશ-પ્રભા જણાયે-
તથાપિ વ્યાપી સઘળે અભાગી
હા ! કાળ-રાત્રી વસમી વિરાગી !!! ૪

# લહરિ પચીસમી.

## (પ્રયાણ નિવારણ પ્રાર્થના.)

(પદ.)

(રાગ ચંદ્રિકાના પદનો.)

અયી જાય શાને ? થાયે વિદાય આમે ? (૨)
રિસાય એકાએક કાં ?
અહો ! મધુર મોહન મુરતિ રતિ લજાવતી ! અતિ આતુર, ઉત્સુક, વ્યાકુળો
હું શો !?!—અયી જાય૦ ૧
હજુ પરિપૂરણ સખી !
ન તું નેણભરી નિરખી.
હૃદય સરસી રસિલિ ! લીધિ ન, પુરિ પીધી નહિ નિરભ્રાંત અધર—સુધા
તારી મેં !—અયી જાય૦ ૨
તુંને નિહાળવાને,
નયન આ ખંજનાં બે,
ઉડી રહ્યાં ઘડી ઘડી, આ તરફડી, પડી કેદ,—તોય નિર્દય તું દાદ કાં
ન લે !?! અયી જાય૦ ૩
મુજ ભુજ હાય ! વળે
આકાશે એ ટવળે !
મળે પળે એ, ન તોય તું ફુલવલ્લિ લલિત સરસ સ્પરશ સુખદ સ્વર્ગ દે !!!
અયી જાય૦ ૪
અધર પ્રવાળ—ફુટે,
અમિ ભર્યું—જે ન ખુટે,
ફિટે જળ ઝાંઝવાનું ! અરર અરે ! કરૂં હું જ્યાં રસપાન વિના—ભાન
હરિ ! આ સ્વપ્ન ખેલશો !!!—અયી જાય૦ ૫

# લહરિ છવ્વીસમી.

## ( વિરહ વર્ણન. )

### (ઇંદ્રવંશા છંદ.)

મેં જાણ્યું વ્હાલી ! કવિતા સુ-કલ્પના,
પ્રેમ પ્રતાપોજ્વળ તર્ક ઝંખના,
આનંદ આપી ચિતને રિઝાવશે,
સધે વિજોગાર્ત્તિ-ચિતા બુઝાવશે ! ૧
મેં જાણ્યું જે મિત્ર-કથા સુખપ્રદા !
તારી સખીની રસગર્ભ વારતા !
થાકે નિશાએ, દિવસે સમાગમે,
મેં જાણ્યું જે કાર્ય તુંને ભુલાવશે ! ૨
ભાસે દિશાઓ સુનકાર સર્વથા !
આ ચિત્તવૃત્તિ ભમતી ધરે વ્યથા !
થાયે કંઇ કાળજડે, ન જાણું હું !
ગાત્રો નિરૂત્સાહ ! ન નૂર દષ્ટિનું ! ૩
વલ્લી વિલાયે કવિતાતણી અરે !
તે કલ્પના તર્કની પાંખડી ખરે !
હા ! પાવકે ઉગ્ર વિજોગને જળી-
હૈયે રણે સ્મર્ણ સરસ્વતી ઢળી !!! ૪
શૈય્યા વિષે તર્ફડું જેમ બાપડું
વેળૂ-તળે, જૂદું જળેથી માછલું !
આવે ન નિદ્રા રસ સ્વપ્નની ભરી-
તુંને પ્રિયે તાદૃશ દેતિ ચીતરી !!! ૫
આંખો ઉઘાડી પણ નાંહિ દેખું હું !
છે શ્રોત્ર શર્વા પણ શબ્દ લેખું શું !?!
થાયે પ્રવૃત્તી ગતિ જંત્રથી જથા !

નિર્જીવતા દેહ વિષે જડાત્મતા !!! ૬
નિશ્વાસ ઝાળે અધરો જળી રહે !
રેલાય આંસૂ ઝરણા જથા વહે !
ભૂકંપ પેરે ધડકે હૃદે ચિકયું !
દેખાય કે'છે મુખડું જનો ફિકું !!! ૭
જાણે અરણ્યે રસ સૂકિ વર્ખેડી !
ઝૂરે મૃગી જૂથ સખાથી વીખુટી !
ઝાંખી થતી·અસ્ત ગભસ્તિની છબી !
વાણી તથા મા'રિ દિસે અવૈભવી ! ૮
વ્હાલી ! મળાશે ફરિથી ન વા હવે-
શું વાદળી ચાતક જોગ સંભવે ?
તું તો ગયું ફૂલ અકાળ કુંસળું !
કે ડાળ હું ભૃંગ તુંને હવાં મળું !?! ૯
હુંના તથાપિ તુજ ભાવ-મોહિત
છાંડી ભજું અન્ય લતા સખી ચિત !
હું તો ગજાવીશ તું-સ્થાન ગાનથી
કારૂણ્ય પૂરે છલકાવિ તે કૃતી ! ૧૦
છે આથમ્યું તેજ સમસ્ત તાહરૂં-
સર્વાંગ ભાસે છબિલી હુંને ભર્યું !
તે મિત્રમાં, ચાંદનિને વિષે·શમી,-
સૌ વિશ્વ દીપાવતું ભાળું ભામની !!! ૧૧



રહે ભાન ન તન મન માંહિ! વિના તું મરૂં ઝુરી! ૩
સૂનું તું વિણ તે શુભસ્થાન હવે ખાવા ધાય છે!
સહુ રંગે ભર્યું એ, વેરાન, જગત આ જણાય છે!?! ૪
રહી કાંઇ ન ક્યાંહિં મિઠાશ! ફિકાશ બધે વળી!
... સર્વસની નિધિ ખાસ અહિં ન તે અધરકળી! ૫
...ળું કહે કેઇ પેર? હૃદે શાંતિ કયમ લહું?
...મ સુખ તણી લ્હેર પામું ક્યાં? કોને કહું? ૬
બુદ્ધિ બુદ્ધિ બધી ... કેરી વાત,—હૃદય અમુંઝણ બધી?
...ો ક્ષણ, સાક્ષાત રહે ઉરમિં વધી! ૭
વિરહ ...ન રૂપ રસે જે હસી રહ્યું?
ભલે કો ર... હું—દર્શન જ્યાં થયું!!! ૮
ત્યાં રસ રંગમાં તરંગતિ, રતિ ઉદ્દે ... મિંચાયું તુજ સમું!—
...ન એ ગમ્યું!!! ૯
ક્ષણ ક્ષણ જાગૃતિમાં,
થતિ મુંને તું સ્મૃતિ જ્યાં, !—
અહા! કલ્પનાનદીતણા પ્રવાહમાં ખિલેલિ કો અલબેલિ છોબાળ ૧૦
કોઇચે!—પ્રિયે૦ ૩
અનિષ્ટ સમસ્ત જતાં,
પ્રત્યક્ષ યોગ થતાં,
નહિં વદાય!—હરિ! તું ત્યાંય ચંદ્રિકાય તું વિષે થઉં ગરકાવ હાં પ્રિયે!!!
પ્રિયે૦ ૪

---

# लहरि अठावीसमी.

## (દર્શન પ્રાર્થના.)

### (પદ.)

### (રાગગરબી.)

"આવોનેરે હરિ! મોહનવર! આવોનેરે હરિ!"—એ રાગ.

ઝાંખી દઇ દે સખી! રસિકડી હો ઝાંખી દઇ દે સખી!!!

નિર્જીવતા દેહ વિષે જડાત્મતા !!! ૬
નિશ્વાસ ઝાળે અધરો જળી રહે !
રેલાય આંસૂ ઝરણા જથા વહે !
ભૂકંપ પેરે ધડકે હૃદે ખિક્યું !
દેખાય કે'છે મુખડું જનો ફિકું !!! ૭
જાણે અરણ્યે રસ સૂકિ વર્ખડી !
ઝૂરે મૃગી જૂથ સખાથી વીખુટી !
ઝાંખી થતી અસ્ત ગભસ્તિની છબી ! ૫
વાણી તથા મા'રિ દિસે અવૈભહીન છે !
વ્હાલી ! મળાશે ફરિથી ન—રસિકડી૦ ૬
શું વાદળી ચાતકડી ! અનાવું શે ?
તું તો ગ્હાલી વધી !!!—રસિકડી૦ ૭
કે અમી ભરી ચંદ્રકળા ન શું
હરિ હરિ ! રે' ઝળકી !!!—રસિકડી૦ ૮

## લ્હરિ ઓગણત્રીસમી.

( વિરહીભાવ—એક મિત્ર. )

( ગરબી. )

( સીતાજીના અહિનાનો રાગ. )

વ્હાલી ! કાં તું વસી રહી દૂર ? ઉરે ઊલટી રહ્યું
વસમું પ્રે'નળ કેરૂં પૂર ! શમાવી શકું નહું ! ૧
દશે દિશે અંધારૂં મીણ ઘેરાઈ વાદળ વળ્યું !
શકે તારી કળા થઈ ક્ષીણ ! કે ચંદ્રનું તેજ ગળ્યું ! ૨
વળે કળ, પડે ગમ, નહિં કાંઈ ! સુઝે નાંહિ સુંદરી !

રહે ભાન ન તન મન માંહિ ! વિના તું મરૂં ઝુરી ! ૩
સૂનું તું વિણ તે શુભસ્થાન હવે ખાવા ધાય છે !
સહુ રંગે ભર્યું એ, વેરાન, જગત આ જણાય છે !?! ૪
રહી કાંઇ ન કયાંહિં મિઠાશ ! ફિકાશ બધે વળી !
સુધા સર્વસની નિધિ ખાસ અહિં ન તે અધરકળી ! ૫
મન વાળું કહે કેઇ પેર ? હૃદે શાંતિ કયમ લહું ?
તું-સમાગમ સુખ તણી લ્હેર પામું કયાં ? કોને કહું ? ૬
મારા મનડા કેરી વાત,-હૃદય અમુંઝણ બધી ?
દિનો દિન ક્ષણો ક્ષણ, સાક્ષાત રહે ઉરમિં વધી ! ૭
નિરખું કયાં મનમોહન રૂપ રસે જે હસી રહ્યું ?
ઝળહળતું તરંગે અનુપ, હું-દર્શન જયાં થયું !!! ૮
કાંતા ! કોમળ કમળનું ફૂલ મિંચાયું તુજ સમું !-
લાગે પ્રિયકર, મુજને અમૂલ,-હાવાં મન એ ગમ્યું !!! ૯
રમાડું કરમાં સદાકાળ હૃદે રાખું દિન નિશા!-
એ પર ઉપજે એવું વ્હાલ ! સંભારે એ તુજ દશા ! ૧૦
કયારે કયારે એ સમતું વિકાસી, પરાગ પ્રસારિને,
પ્રિય !-હું મધુવ્રત શું વિલાસિ રહી આ પ્યારિ રે !?! ૧૧
કયારે કયારે હું-અંક સુહાવી, વીંટી બાહૂ વેલડી,-
મારે કંઠ, ચુમીમાટ લાવી સમિપ તુજ મુખ-હરિ! ૧૨

---

## लहरि त्रीसमी.

### ( સાક્ષેપ સમાગમ પ્રાર્થના. )

"Had we never loved so blindly,
"Had we never loved so kindly,
"Had we never met nor parted,
"We had never been broken-hearted"-Burns.

## ( વસંતતિલકા છંદ. )

ના હોત સ્નિગ્ધ નયને નિરખ્યાં કદાપિ,
બોલ્યાં ન હોત પ્રથમેથિ મુખે તથાપિ;
બાંધી ન હોત અકળાવતિ ચિત્ત પ્રીતે,
તો ઝંખના ન હત દુઃખદ કોઇ રીતે !!! ૧
પ્રેમાંશુ–જાળ શશિ–કાંતિ ! પ્રસારિ, મોહ
વિસ્તારિ, દ્દષ્ટિ ઝળકી મણિકાંત–લોહ,–
બાંધી બધા અવયવે, વળિ પાંખ વેધી;
તારે હૃદે કમળ ભૃંગ પુર્યો શું કેદી !?! ૨
જો થાત ના સખિ ઉદે કદિ ચંદ્ર–લેખા–
તો સંભવેજ શું ચકોર ચિતે વનખા ?
જો ના ખરે અમૃત બિંદુ ઘનેથિ ક્યારે–
તો ચાતકો અસુખ વ્યાકુળતા શું ધારે ? ૩
જા ! થાવું ક્રૂર ન ઘટે ! ન ઘટે રિસાવું !
ના દ્દષ્ટિથી વસવું દૂર ઘટેજ આવું !
તે આથમેલિ પણ ચંદ્રકળા ફરીથી
પામે ઉદે, ખિલવિ પોયણિ સૌ ખુબીથી ! ૪
હાં ! આવિ, દર્શન દઇ, તું સુધા વધાર !
વાણી વિલાસ મધુરી રસ કેરિ ધાર !
આલિંગને ઘન સુસ્નિગ્ધ થકી નિવાર,
તું ઝુંખને શિથિળ ગાત્ર વ્યથા અપાર !!! ૫

# લહરિ એકત્રીસમી.

( પૂર્વપ્રસંગ-ચિત્ર )

"Had I but the wings of a Dove."

( વસંતતિલકા છંદ. )

જો દિધી હોત મુજને શુભ પાંખ દેવે-
તો દેહ પીડ વિરહાનળની શું સેવે ?
આવી, ઉડી મળું તુંને મુજ દુઃખ ગાઉં !
આનંદ માણિ, મનમાંહ, કૃતાર્થ થાઉં ! ૧
શું દૈવ ક્રૂર અતિશે હું-વિષે દિસે છે
કે યોગનો સમય તે ક્ષણમાં નિઠે છે !!!
અર્ધી ઘડી વિરહની જુગ જેવિ લાગે !-
તો રાત્રિ કે વરસ માસ દિનો શું થાગે !?! ૨
આઃ ! શા હતા દિવસ તે રસના સુખાળા !
આનંદના, રતિ, સુહાસ, વિનોદવાળા !
શું આપણું સુખદ શાંત નદી-કિનારે
સંધ્યા સમે ફરવું વાત વિલાસમાં રે !?! ૩
ખીલી શિળી શરદની અજવાળિ રાત !
ખીલી ખુબી ભરિ શિ પોયણિ શુદ્ધ જાત !
શું ચંદ્રિકા તરસ્યું તલ્પિ રહ્યું ચકોર !
થાતાં વિજોગ ચકવી વિલપે શું ઘોર !?! ૪
બીડાઈ જાય કમળો ! ભ્રમરો મુઝાય !
ધાર્યા મનોરથ બધા મનમાં સમાય !
રાત્રી જશે ? વળિ થશે નહિ પ્રાતકાળ ?
હેં ! ચક્રવાકિ ! મળશે તું મને શું કાલ !?! ૫
આવો સુદારૂણ સમો કદિ આપણો એ
આવે ? રૂડું મરણ તેથિ શરણ્ય સોહે !

તે આજ શી ગતિ વિચિત્ર વિધીનિ ન્યારી !
થાયે ન મૃત્યુ-ચિત રૌરવ દુઃખ ધારી !!! ૬

---

# लहरि बत्रीसमी.

## (પિંજર-બદ્ધ ચકોરી.)

### (પદ.)

"પાસે તથાપિ જુદાં રહેવું હોચે !"—એ રાગ.

તું હો **ચકોરી** પિંજરમાં પડી છે !
ઝાંખી નથી **ચંદ્રકેરી** જરીકે !!!—તું હો૦
તું તો ઝુલી મ્હેલવ્હેલી હલેતી,
ફાલી ફુલી તરૂડાળે રહેતી !
નિર્મળ વ્યોમે પ્રકાશતિ ચંદા
હરખે ઘેલી નિર્ખતી'તી સ્વછંદા !!!—તું હો૦ ૧
શીતળ કિરણ ઝરણમાં એ ન્હાઇ,
તેની સુધાથી તું ખિલતી સદાઇ !
કોમળ પ્રેમળ જીવન તારૂં,
તેમાં ગળી ગયું' તું શું બિચારૂં !!!—તું હો૦ ૨
હરતી તું ફરતી સ્વતંત્ર કદાપિ !
ઠરતી સદા તે પ્રવાહે તથાપિ !
રૂંવે રૂંવે ક્ષણેક્ષણ તું અમંદા !
નીહાળતી ઘટ ઘટ નિજ **ચંદા** !—તું હો૦ ૩
હોચે ! બધું સુખ-તે પરવાર્યું !
આ ઊલટયું વાદળ અણધાર્યું !
રે' પટ શા આસપાસે વિંટાઇ,
રંગ બેરંગી, અસુંઝણ દાઇ !!!—તું હો૦ ૪
દીન દયામણી, બ્હાવરી દીસે !

ચ્હંદ્ર તું ચ્હંદ્ર સ્મરત મન હીસે !
આડીવળે સળિયે છબિ ધારૂં !-
ચહિ હરિ ! મરણશરણ એથિ સારૂં !!!-તું હે૦ ૫

## લ્હરિ તેત્રીસમી.

### (વર્ષાનદી-ભ્રમણ.)

### (ગઝલ. ઈંદ્રસભાને રાગે.)

પ્રિયે ! આ સમે તું અંતર ન કદિ રે અમુંઝાતી !-
આડિ વાદળિ થકી શિનિ ઝાંખિ જો ન થાતી !-૧
હોય ભલે ! વાદળ દળ અટળ કાળું ઘોર-
ધુંધવાતું ધુમસ અસહ વ્યાપતું સહુ ઠોર !!!-૨

### (વસંતતિલકા છંદ.)

આ ગાજવીજ તજવીજ નવીજ ન્યાળી,
તે મેઘ મંડળ ભયંકર હાય ભાળી,-
મુંઝાઇ-મસ્ત ઉછળે ધુંધવે શું ઘેલી !?!
કે થંભિ રે' ! શું દિગમૂઢ નદી બનેલી !!! ૧
કાં ફીકિ? તે રસિકતા, મન મોહિની હા !
ક્યાં તે ગઈ ? પ્રથમ ધીરગભીરતા ક્યાં !?!
ક્યાં મંદ નર્ત્તિત ગતિ ? ધ્વનિ ગાન ક્યાં છે ?
ને લ્હેર ક્યાં લલિત આજ હવે જણાયે !?! ૨
શો નિર્મળો તુજ હતો ઉજળો પ્રવાહ !
શેવાળથી અધિક શોભતિ તે સદાય !
તે ના પ્રવાહ ! મૃદુ શૈવળ છિન્ન ભિન્ન !
નાજૂક જૂઈ ગઈ ! ભૃંગ પ્રમોદહીન !!! ૩
જો લ્હાણ શું વિષમ, દારૂણ, મેઘ સંગે ?

# લહરિ ચોત્રીસમી.

## (આશ્વાસન.)

### (વસંતતિલકા છંદ.)

આકાશ ઝાંખુ ન કરો તુજ મેઘમાળા !
ઘેરાવ ના સુરજ ચંદ્ર પ્રકાશવાળા !
સૌભાગ્ય વેલિ તું વસંતની ના વિલાઓ !
ના રોશની શરદ રાત્રિ ખુશીની જાઓ !!! ૧
લાવણ્ય ભાવ શિશિરે જડતા ન દાખો !
સ્નેહ પ્રવાહ નહિ દાહ સુકાવિ નાંખો !
વર્ષો ન અશ્રુજળ શ્રાવણ ભાદ્ર નેત્ર !
હું તાહરો છઉં સદૈવ અધીન મિત્ર !!! ૨
ના સંભવો તિમિર ઘોર કદી સદાય !
ના દુઃખ શોક દવની પ્રજળોજ લાહ્ય !
જો તે ગઈ ક્ષણ સુખી અણધારિ આજ–
વેરાય વાદળિ કહે ક્યમ એહ નાજ !?! ૩
તું ધાર ધીરજ હૃદે ! ચિતમાંહિ શાંતિ !
આનંદનાં કિરણથી ઝળકાવ કાંતિ !
વાણી અમીસમિ મુખે હસતે પ્રકાશ !
રે' તું પ્રસન્ન પ્રિય સુંદરિ ! કાં નિરાશ !?! ૪

---

# લહરિ પાંત્રીસમી.

## (પુનઃસમાગમ-ચિત્ર.)

### (વસંતતિલકા છંદ.)

બોલે ન બોલ મુખ ! પાય ગતિ ગરેના !
તે આંખડી ચપળ ખંજનશી ફરેના !

મ્હાલે તટે મલિન દાદુર ગાજિ રંગે !
તે આથમ્યો સુખદ મિત્ર સદા પ્રકાશી
અંધારૂં વ્યાપ્યું દઈ છાઇ બધે નિરાશી !!! ૪
તે ચક્રવાક જુગ, સારસ જોડ, હંસ,
ફીટયાં ! ફિટયો હરણનો તુજ તીર વંશ !
તે એ ગયું પવન લ્હેર ઝુકેલ ડાળે
સંધ્યા સમે, ખગગ ગાયન, પ્રાતકાળે !!! ૫
વાંકા ચુકા વમળ શા ? થિર ધાર પ્રાણ !
સૌ કલેશ, વૃષ્ટિ જળ, ગર્જન લુપ્ત જાણ !
હા ! આ ક્ષણે ઘન ઘટા વિખરાઇ જાશે !
તે કાપતી કદળિ વીજળિ ગૂમ થાશે ! ૬
ક્યાં ખાચકા ધ્રુણિ તણા, જળની જંજાળ,
અંધારિ, અસ્થિર, અવાસ્તવ મેઘજાળ !!!
તું ધાર તાહરી સ્વભાવિક રમ્ય શાંતિ !
આનંદ આપ સહુને તું પ્રસન્ન-કાંતિ !!! ૭
મારી ભિંજાઇ ગઇ પાંખ ઝિણીજ તેથી !
ના હું મળી શકું તુંને પણ વેગળેથી !
મારે સ્વરે ધ્વનિથિ નમ્રથિ દેઉં બોધ-
સર્વે વિકાર ત્યજ ! નિર્મળ ! છાંડ ક્રોધ ! ૮
સંપત્તિ કે વિપતમાં સરખો સમુદ્ર !
ઉત્પાતમાં પણ ડગે ન પહાડ રૂદ્ર !
નિત્યે અહુલ્લસ કરે મધુરં સુ-ગાન !
તારા સંબંધિ તદરૂપ તું થાય કાં ન !?! ૯

# લહરિ ચોત્રીસમી.

(આશ્વાસન.)

(વસંતતિલકા છંદ.)

આકાશ ઝાંખુ ન કરો તુજ મેઘમાળા !
ઘેરાવ ના સુરજ ચંદ્ર પ્રકાશવાળા !
સૌભાગ્ય વેલિ તું વસંતની ના વિલાઓ !
ના રોશની શરદ રાત્રિ ખુશીની જાઓ !!! ૧
લાવણ્ય ભાવ શિશિરે જડતા ન દાખો !
સ્નેહ પ્રવાહ નહિ દાહ સુકાવિ નાંખો !
વર્ષો ન અશ્રુજળ શ્રાવણ ભાદ્ર નેત્ર !
હું તાહરો છઉં સદૈવ અધીન મિત્ર !!! ૨
ના સંભવો તિમિર ઘોર કદી સદાય !
ના દુઃખ શોક દવની પ્રજળોજ લાહ્ય !
જો તે ગઈ ક્ષણ સુખી અણધારિ આજ–
વેરાય વાદળિ કહે ક્યમ એહ નાજ !?! ૩
તું ધાર ધીરજ હૃદે ! ચિતમાંહિ શાંતિ !
આનંદનાં કિરણથી ઝળકાવ કાંતિ !
વાણી અમીસમિ મુખે હસતે પ્રકાશ !
રે' તું પ્રસન્ન પ્રિય સુંદરિ ! કાં નિરાશ !?! ૪

# લહરિ પાંત્રીસમી.

(પુનઃસમાગમ-ચિત્ર.)

(વસંતતિલકા છંદ.)

બોલે ન બોલ મુખ ! પાય ગતિ ગરેના !
તે આંખડી ચપળ ખંજનશી ફરેના !

ફીકી વિલી, મૃગલિશી, સખિ રાંકડી શી !
ક્યાં તે ગઇ ઝળકિ વીજળી વ્યાકુળી શી !?! ૧
શર્મે ઢળી, નહિ મિટોમિટ દીઠ માંડે !
નિશ્વાસ દાબિ દિલમાં, નહિ બ્હાર કાઢે !
તે પ્રાણને વળિ નિહાળતિ કાંઇ કષ્ટે,
ધીમેથિ, કાયર, મિઠી, કતરાતિ દષ્ટે !!! ૨
તે આપણા પ્રણય દોષ વિચારી, બ્હીની,
હા ! આંખ-ખૂણ, કરિ, પાંપણ, આંસુ ભીની-
દેખાય શી ગરિબડીજ, દયામણી શી !?!
કો' કોણ કાંત અતિ ક્રુર હશે પછીથી !!!

## લહરિ છત્રીસમી.

(વિકળ-રમણી.

(અ.)

### હિંડી.

કહે, કેમ તું મિંચાય દુઃખ ધારી ?
રસિક **પોયણી** રૂપાળિ, રાંક મા'રી !
નહીં-નહિ થયેલ આ ભુંડું પ્રભાત !
દિપે નિર્મળી સુ**ચંદ્ર**સહિત રાત !!! ૧
ઘડી રે'નિ અલી સૂર્ય દૂર લાગે !
તુને જોઇ સૂખ થાય ! ભૂખ ભાગે !
તૃષિત આંખ લગિર ઝાંખતાંજ થાયે !
શિતળ ! ધન્ય જ્યહાં તું મિઠી સુહાયે !!! ૨
અરે હાય ! વદે શું "જવું જરૂર" !?!
કુંળી કાયમહીં હૃદય ક્યાંથિ ક્રુર ?
ઠરે શું જ નિત્ય પ્રેમિ નિર્જતામાં ?

તજે તુંય આમ વાહ આ સમામાં !?! ૩
મૂર્ખ, રસરહિત, દાદુરથી તા'રો,
દુખદ સંગ પડયો, જીવ બળે મા'રો !
રૂડું કમળ, મિઠી પોયણી તમેરે
પડી દાદુરને હાથ ક્યમ ગમે એ !!! ૪
રહો રાત દિવસ પાસ, વાસ, લેના !
મધુર રૂપ નિર્ખવાજ દષ્ટિ દેના !
રંચ કિંમત ન મન મહિં કરે રે !
"રંક હાથ રત્ન" નહિ દિલે ધરે એ ! ૫
ભલે રાત દિવસ આજુ બાજુ તારી
ઇચ્છિ વાસ, નહીં ચોક્કિ કરૂં ધારી !—
ભ્રમર કે રસિક અન્ય ના અડે રે
કહી કુદિ કુદી પાણીમાં પડે એ ! ૬
ગરિબ દાદુરોની ગતિ નહીં જણાયે
જવા, પાડવા વિરોધ ક્યાં જરાયે !
પાણીમાંજ વિચરિ શકે બિચારા !
રસિક ઊડતા, ઉંચેથિ જુએ દારા ! ૭
તજનિ બીક ! ઠીક આખરે થવાનું
મુખે કે' ન વ્હાલિ તું મને જવાનું.
રહે રોજ સમીપ, દુખ શમાવિ કુડું !
ખિલવ પોયણી મધૂરું મૂખ રૂડું !!! ૮
નરમ, લાંબિ આંખ, કામણે ભરેલી,
ચપળ, વાંકિ લગિર, હું—ભણી કરેલી,
હસિત, રસિક અલી મુજ ભણી કરીને
રહે પોયણી ! મિચા ન તુંડરીને !!! ૯

(બુલબુલ.)

(આ.)

વસંતતિલકા છંદ.

મીંચાય આજ ક્યમ પોયણી મીંડિ મારી ?
ના આ રસીલિ ! દિન છે મહુ દુઃખકારી !
આ તો નિશા હરખની અજવાળિ ભાસે !
તારા મનોહર સુધાકર ને પ્રકાશે !!! ૧
આ દોડિ જાય જલદી શકિ અંધકાર !
જો પામિ રે' અમિ ઝર્યાં કિરણો પ્રસાર !
તેથી ચકોર હરખે નિરખી પ્રકાશ !
થા તું અનિદ્ર તુજ પાંખડિ સૌ વિકાસ ! ૨
શું તું બિહે નિરસ દાદુરનો કઠોર ?
થાશે સુ-શાંતિ રસ ભંગ કરીશું સોર ?
સંબંધિ ક્યાંહ તુજ રંગ રસે કઢંગ ?
ક્યાં તાહરા મધુર, મોહન, રમ્ય રંગ !?! ૩
તું પૂર્ણ પ્રેમ શુભ ચંદ્ર વિલાસ જોગ !
તે પંકમાં મલિન, દીન, પ્રભા અભોગ્ય !
તું તાહરે અખુટ પ્રેમ સરોવરેથી
આનંદિ રે' અમિ નિધી મુખ નિરખ્યેથી !!! ૪

(ચંદ્ર)

---

# लहरि साडत्रीसमी.

(ભુજંગી છંદ.)

(વિરહતાપ.)

વિના કારણે હું ચિડાઉં બધાંથી !
વળે ના કળે રે પળે કૈં કશાથી !
બળ્યો હું બળ્યો હું રહું ! ક્યાંથિ પામું

લગીરેક શાંતિ ? જઇ ક્યાં વિરમું !?! ૧
અરણ્યે રહ્યું એકલું વૃક્ષ સૂકે !
ઉન્હા શ્વાસ નિશ્વાસ ચોપાસ મૂકે !
કળા કુંમળાઇ, તવાઇ શિ તાપે ?
બધી રૂપ રેખા ફિટી હા ! અમાપે ! ૨
વિના નિર્મળી વાદળી વારિ વર્સે—
કહે અંગ અંગૂર તે કેમ ધર્શે !?!
ઝલે ના ખિલે ! ચેતને ના ઝગારે !
ગઇ મોહિની ! માધુરી ના લગારે ! ૩
દશા તું વિના દોહ્યલી એવી મા'રી
ક્ષણે ને ક્ષણે ને ક્ષણે રે થવાની !!!
દવે વીંટિ લીધી ! દહે દેહ જ્વાળા !
વિખૂટી પડી ! ક્યાં ગયા સાથવાળા ? ૪
બની બા'વરી ! બાપડી કો મૃગીરે !
રતિ પામતીના ! સ્મૃતિ તે ઝુરીરે !
લુખી આ પડી, આંખડી—નૂર નાહિ !
રૂદેની બધી ઉર્મિ રે' ત્યાં સમાઇ !!! ૫
ભયંકાર હું અંધકારે ભરેલું,
બધું વિશ્વ ભાળું વ્યથાએ રસેલું !
અહા ક્રૂરતા તાહરી દૈવની વા,
દિસે કેવિ એ દુઃખદાયી અસીમા !?! ૬
બપૈયોય પાને સુધા સ્વાદ અંતે !
નહીં તે રહે કૈં સદૈવે સચિંતે !
કળા ચંદ્રની ના ચકોરી ઝુરાવે !
સહૂ કાળના પોયણી એ મિચાવે ! ૭
કઇં વિર્હ વેઠી, સુસંયોગમાંરે
સુખે હર્ખતી નર્ખતી પીયુ મ્હાલે !

જો એ નિહાળું અતિ સસ્પૃહ મોરલો આ !
કેકા રૂંધાવિ, નૃત થંભિ, કળાવનો હા !!!
"થાશે હવે તૃપતિ"—ચોતરફ ઉડે છે
"પીયૂ પિયૂ" રટત ચાતક રંક, હર્ષે !!! ૫

જો રીત આ કુદરતે જડ ચેતનામાં—
કે' હોય નાંહિ હું—વિષે શું સલૂણિ શ્યામા !?!
ચાહુ અહા ! નિરખવા તુજ દિશ રમ્ય,
ભૂલી હું આંખનું નિમેષણ હા અગમ્ય !!! ૬

જાણે થઈ પવન હું પ્રસરી બધેથી;
ભેટું તુંને નિત, ગતિ ધરિ તુંથિ તેવી !
કે હું ગળી ગળિ સુનિર્મળ થૈ પ્રકાશ—
તારે મિઠે નયન હું ઝળકું સ-હાસ !!! ૭

કાંતે ! થઉં હું અથવા જડ ભૂમિ પૃષ્ઠ
તું—ચર્ણ સ્પર્શ થકિ ભાગ્યવતો, અકષ્ટ ?
કે કામિની ! અહિર અંતર તા'રિ રે'વા
આકાશ—વૃત્તિ ચહુ ચારૂ અખંડ લેવા !?! ૮

શાને ન ઇશ ! મુજને જળ ભાવ દીધો ?
રક્તે રગે ઉછળતો ર'ત જેથિ ઝીલ્યો !
આ તે અરે ! ક્યમ ખમું દુર તુંથિ રે'વું ?
વીજોગ વીણ મધુરૂં ક્યમ સૂખ લેવું ? ૯

હે પ્રાણ ! ઉજ્વળ સુપ્રેમનિ પાંખ પામી
પ્રાણ પ્રિયા પ્રણયિ પ્રાણશું રૈ' વિરામી !
એ છે અખંડ વ્રજ ! સ્વર્ગજ એ અનંગ !
આનંદના તહિં વળે વિમળા તરંગ !!! ૧૦

# લહરિ ઓગણચાળીસમી.

## (પ્રેમ બંધ.)

### (પદ.)

"ચાલ વે'લી અલબેલિ પ્યારિ રાધે"—એ રાગ.

અયિ અયી ! પ્રેમ બંધમાં શું હુંને બાંધ્યો ?

હરિ તન વિકળ, મન સુવિહ્વળ, અતિશ પ્રબળ નિશો વિષસમ શું વાધ્યો !?! અયિ અયી૦

શો સ્વતંત્ર સદા તર્કને તરંગે !—
રમતો હતો કલ્પના નદીમાં રંગે !
કવિતા કુંજમાં સ્વચ્છંદ કદિ ઉમંગે

કરી કેલિ, કરી કેલિ, મનડું મેલિ, સુધાહેલિ, રસે રેલિ, દિવસરેણિ,
મૃગાનેણિ, અમૃતવેણિ, હો અલબેલિ, નહિ થયેલિ, તદપિ
તૃપ્તિ ! નહિ સંતોષ—કોષ સાધ્યો !!! અયિ અયી૦ ૧

મધુર ચંદ્ર કિરણથી શી રમણી રસીલી,
અનિલ લહરિ સમી લલિત કો છબીલી,
મદન—મુગ્ધ કુસુમ—માસ સમ નવેલી,

નિરખિ તરૂણિ, નિરખિ તરૂણિ, શત સહસ્ત્ર, હૃદય સરણી, વિકળ કરણી,
રસનિ ઝરણિ, મધુર વરણિ, હંસગયણિ, કમળનયણિ, ચંદ્રવયણિ
તદપિ પાર ન હું કુસારનો કદિ લાધ્યો !!! અયિ અયી૦ ૨

હવે પરવશ હું શો તું થી થયો છું !?!
તુંહિ તુંહિ એક તુંહિ ધ્યાને ગળિ ગયો છું !!!
હૃદય—લયે દેહ માત્રથી રહ્યો છું !?!

તુંથી ભિન્ન, તુંથી ભિન્ન, અહહમીન ! નિત અધીન, જળ વિહીન,
રે' શું દીન ? દયાવીણ ! અયિ કઠીણ ! પ્રણયલીન રમણની ન
લહે દાઝ ! પ્રેમથી શું પ્રાણ બાંધ્યો !?! અયિ અયી૦. ૩

# लहरि चाळीसमी.

( પ્રણયભંગાક્ષેપ. )

( ગઝલ. )

(ઇંદ્ર સભાના રાગની.)

(અ.)

એક વખત આપ પાડિ પ્રીતિનો પ્રસંગ (૨)
રમણ પરિત્યાગ કરે ? નેહ કરી ભંગ ! ૧
"ક્ષણ પણ હરિદર્શન વિણ દગ ચકોર મુઝાય ! (૨)
"ફટક્યું ફટક્યું કાળજ મુજ કાજ ના શું થાય !!! ૨
એ શું વચન પ્રેયસિ ! તુજ હતાં સખી સમક્ષ ? (૨)
તેહ તું બદલાઇ જાય આજ કાં પ્રત્યક્ષ !?! ૩
હાંસિ કદી હોય નહીં પ્રીતિ અગ્નિ સાથ ! (૨)
સ્નેહ—નદી રેલે ખેલ ન ! પ્રેમ—સિંહશું બાથ ? ૪
બાળ ! હજૂ ખ્યાલ નહીં રસસુધાનો ક્યાંઈ ! (૨)
તેથિ ચપળ—વૃત્તિ તારિ આમ આ જણાઈ ! ૫
વિરહિની ઉતકંઠાવિષે અહા ! શો આનંદ ! (૨)
ચાતક—વ્રત અમૃત—વચનિ ! દીધું શું સુખ કંદ !?! ૬
જેને જઝળતિ ઝાળ—પ્રીતિ સુખ તણી અભિલાષ (૨)
તે શું બિહે દેહ દહે સેવે જે હુતાશ !?! ૭
તેને શું ડગાવે ઇર્ષ્યા ? નિંદા શું હઠાવે ? (૨)
વૈરિ તણી ? વીર હરિ પ્રીતિ રણ ગજાવે !!! ૮

(આ.)

પાંસળિ સઘળી નિકળી આ હૈડે હાડ જણાય ! (૨)
પ્રતિક્ષણ તન ક્ષીણ થાય ! મનડું બહુ મુંઝાય ! ૧

"નયને નયન મેળવ નવ પ્રિય શું તવ અમોલ" (૨)
બુદ્ધિ કહે "બોલવું નહિ" પ્રીતિ કહે તું બોલ. ૨
ડાબિ ઘણી વાર રાખું અંતરના ઉચ્છાહ (૨),-
તોય તે ઉછાળા મારિ પ્રેયસિ! પ્રગટ થાય. ૩
દૃઢ અચળ ઠરાવ કરૂં આપ અંતર સાથ (૨)
પ્રણય-રોષથી અબોલ રહું તુંથિ દિન રાત! ૪
પણ જ્યાં ઝળકે પૂર્વ દ્વાર તુજ વદન સુચંદ-
સહજ વળતિ રેલ રોકું કયાં હું ચકોરનંદ!?! ૫

---

# लहरि एकताळीसमी.

## ( પ્રણયવિસ્મૃતિ ? )

"No other lip thy kiss shall claim
"No other Fair th' embrace that's thine,
"Encircled by Love's living flame;
"Thy Image in my heart shall shine." (A Bee)

( ગરબો. )

"મને ભૂલિ ગયો છે મારો છેલડો રે"—એ રાગ.

હુંને શાને સલૂણિ તું ભુલી ગઇ રે? (૨)
એ તે કેવી-હાં હાં રે એ તે કેવી હો સુઘડતણી પ્રીત!?!
મારી પ્રાણ! હુંને૦—૧
સુધા સ્નેહની સમુદ્ર મનને શે મથી રે? (૨)
પીતાં પીતાં-હાં હાં રે પીતાં પીતાં રે' અધર એ શિ રીત!?!
મારી પ્રાણ! હુંને૦—૨
નિશા પ્રેમના કરાવિ અધવચ આ મુકી રે! (૨)
છંદ છંદ-હાં હાં રે છંદ છંદ શા નચવ્યો નાચ નીત!?!
મારી પ્રાણ! હુંને૦ ૩

પ્રેમ પ્રેમ એક નેમ શો દિન રેન છેરે ? (૨)
ફટક્યું ફટક્યું-હાં હાં રે ફટક્યું ફટક્યું મારૂં કાળજ ! ચોર્યું ચિત્ત !!!
મારી પ્રાણ ! હું નેo ૪
તારા પ્યારમાં એકતાર હું છઉં સદારે ! (૨)
ફીટે ફીટે-હાં હાં રે ફીટે ફીટે શું ભાવિનું લિખિત !?!
મારી પ્રાણ ! હું નેo ૫
નહીં જાણ્યું મ્હેલે અલ્યાં ! થશે આટલું રે !
શાને માટે-હાં હાં રે શાને માટે નહિ તો થાત આ દુઃખિત !!!
મારી પ્રાણ ! હું નેo ૬
ધરૂં ધ્યાન-ભુલું ભાન ! માન પાન શું રે ? (૨)
સઘળું સાથે-હાં હાં રે સઘળું સાથે પરવાર્યું હિતાહિત !!!
મારી પ્રાણ ! હું નેo ૭
હવે ચેન નહીં ! જ્વાળા હૈયે પરજળે રે !
શે શમાવું-હાં હાં રે શે શમાવું ? **હરિ હરિ** ! શું વિપરીત !?!
મારી પ્રાણ ! હું નેo ૮

---

## લહરિ બેતાળીસમી.

### ( વસંત વિલાસ વૈરાગ્ય. )

### ( હોરી. )

( રાગ કાફી-તાલ દીપચંદી. )

આજ કેઇ પેરે રસે ખેલું હોરી ! યે ચકોરી !!!
આજ કેઇ પેરેo
હૃદય કમળ કુમળું કુમળાવી, ચિતડું ચપળ મુંજ ચોરી,-
કાં તું મયાણુ કરી રહિ ચતુરા ! દૂર ન ક્રૂર ! કરિ ઘોરી
કૃપાળુ કટાક્ષેય તોરી !?! યે ચકોરી ! આજo ૧
સમરથ મનમથ પ્રેમ રિપૂ કરી, અકથ વ્યથા આશિ વ્હોરી ?

"નયને નયન મેળવ નવ પ્રિય શું તવ અમોલ" (૨)
બુદ્ધિ કહે "બોલવું નહિ" પ્રીતિ કહે તું બોલ. ૨
ડાબિ ઘણી વાર રાખું અંતરના ઉચ્છાહ (૨),-
તોય તે ઉછાળા મારિ પ્રેયસિ! પ્રગટ થાય. ૩
દૃઢ અચળ ઠરાવ કરૂં આપ અંતર સાથ (૨)
પ્રણય-રોષથી અબોલ રહું તુંથિ દિન રાત! ૪
પણ જ્યાં ઝળકે પૂર્વ દ્વાર તુજ વદન સુચંદ-
સહજ વળતિ રેલ રોકું ક્યાં હું ચકોરનંદ!?! ૫

---

# लहरि एकताळीसमी.

## (પ્રણયવિસ્મૃતિ?)

"No other lip thy kiss shall claim
"No other Fair th' embrace that's thine,
"Encircled by Love's living flame,
"Thy Image in my heart shall shine." (A Bee)

## (ગરબો.)

"મને ભૂલિ ગયો છે મારો છેલડો રે"—એ રાગ.

હુંને શાને સલૂણિ તું ભુલી ગઈ રે? (૨)
એ તે કેવી—હાં હાં રે એ તે કેવી હો સુઘડતણી પ્રીત!?!
મારી પ્રાણ! હુંને૦—૧
સુધા સ્નેહની સમુદ્ર મનને શે મથી રે? (૨)
પીતાં પીતાં—હાં હાં રે પીતાં પીતાં રે અધર એ શિ રીત!?!
મારી પ્રાણ! હુંને૦—૨
નિશો પ્રેમનો કરાવિ અધવચ આ મુકી રે! (૨)
છંદે છંદે—હાં હાં રે છંદે છંદે શો નચવ્યો નાચ નીત!?!
મારી પ્રાણ! હુંને૦ ૩

ન તું સમાન આન રસ-સુધાંશુ-રેખા !
તુંહિ પ્રેમ સુર-તરંગિણી અલેખા !
સતી ! રૂપ-કમળા ! રતિ-સર્વસ્વ-હેતુ !
તુંહિ એક-તુંહિ વિશ્વ-તુંહિ પ્રિયે હું !!! ૫

## લહરિ ચુંવાળીસમી.

### ( પ્રિયસ્મરણી રમણી. )

### (વસંતતિલકા છંદ.)

શર્મે લળેલિ, લલિતાદિ રસે ગળેલી,
સૌભાગ્ય વર્ણ પરિપૂરણતા ભળેલી,
નિર્ભાંત નિર્મિ રહિ **પોયણિ તું મયંક**-
ના દોષ કે ભય લહી સ્વપને ! નિશંક ! ૧
શી મોહિની મધુરિ મૂર્તિ ઝગે રસીલી !
શી તે સુધા વરસતી ! તહિં રે' તું ઝીલી !
હેં ! નિર્ખું ! કે સકળ પાન કરીજ ઊડું ?
સર્વાંગ ભેટું ! ગળિ તેહ વિષે મળું શું !?! ૨
એકાંત તેનું સુખ પામું હું શે પ્રકારે-
ના સંભરે વિરહ-વ્યાકુળતા લગારે-
એ ચિંતતાં તુજ અવેવ થયા મુદિત !
આનંદથી પ્રિય મનોરથ અંકુરિત !!! ૩
અર્ધી ઢળી નયન-પાંખડિ ! શી સ્મિતેથી
દીપી કળી અધરની રસ ઉજ્વળેથી !
નિશ્વાસથી સહેજ તારૂં હૃદે તરંગ્યું !
હર્ષાશ્રુ એક દૃગકોણતટે ઉમંગ્યું !!! ૪
ત્યાં કૈં અચાનક અલક્ષિત વાદળી આ
શી વેગથી ઘુરકતી ઘુમતી ચ'ડી હા !

તલસ તલસ દરસનસર નયણાં ! પ્રગટે સર્વાંગે આ હોરી !
ઝાળ આ જળી રહિ ન્હોરી ! યે ચકોરી ! આજ૦ ૨

ચોગરદાઈ રચાઈ શિછાઈ અબિર ગુલાલનિ ! ઝોરી !
ક્ષણ પ્રતિક્ષણ ધ્વનિ ગીત સંગીતનિ મુજને દમે દિલ દોરી !
રંચના ઉલ્લાસ રહ્યો રી !!! યે ચકોરી ! આજ૦ ૩

# લહરિ ત્રેતાળીસમી.

## ( માન-મનાવન. )

### ( હિંડો. )

રસોદય સમુજ્વળ હરખિ લખિ કપોળે
વીલું, વાંકુ વદન,-કાં ન દે અબોલે
રતિ-વિલંબન ચુંબન એક-હાં ! એક ઘેલી !
માન-મોહિનિ ! મીઠિ ! મદનમદસાહેલી !?! ૧

કમળ નાળ ધવળ, કોમળ કર છબીલી !
ભાવ-લહરિ-ચલિત-વેલિ, હસિ રસીલી !
પ્રેમઉર્મિ અંજળિ,-તુષ્ટિ-પુષ્પ પૂર્ણ,
આનંદ-અક્ષત-સહ સમર્પ સુંદરિ તૂર્ણ !!! ૨

વિકળ-વચન, રસ વિરચન,-વ્યાકુળતાથી-
કાલું કાલું, ઘેલું ઘેલું, અદ્ભુત-તા-શ્રી !
બોલિ બોલિ અમીહેલિ છાં વર્તાવાં
કેમ નહીં ? મુગ્ધ રહી અહિં હાવાં ! ૩

અયી ! આમ વામ શા નિદાન રે'વાં ?
પ્રણયાલિંગન ધન કે'નિ કેમ ન લેવાં ?
સહજ આદર ! કર શું જાય, થાય એથી ?
દોષ ધર ન દીલ, રોષ હર સુખેથી. ૪

તે ઉગ્ર ગ્રીષ્મ તણિ ઝાળ શમી ! હવે આ
વર્ષા વિડંબન વિત્યે, શરદે સલૂણા
હોશે પરસ્પરનિ ઝાંખિ તણાજ લ્હાવા !!!
તું ધારણા ધર અખંડ **હરિ** સુહાવા !!! ૧૨

# लहरि पिस्ताळीसमी.

(પ્રેમપીડા.)

(રેખતો.)

અહા ! શા માટ મેં કીધો
નિશો ! તુજ પ્રેમ રસ પીધો ?—અહા૦ ૧
નિરખું હું ચકોર આંખડિયે
તુંને અલમસ્ત ચંદા શિ એ !—અહા૦ ૨
તુંમાં મશગૂલ રોજે રહું !
અચી બુલબૂલ ધુનથિ હું !!!—અહા૦ ૩
લવું તુજ નામ મુખ મધુરૂં-
વિરહે સંજીવનું એ ખરૂં !!!—અહા૦ ૪
ઘવાયું હૃદે ! ગળે રૂધિર !
જળે જ્વલનપ્રભા સુચિર !!!—અહા૦ ૫
ન અશ્રુ ઉન્હાં-ન નિશ્વાસ-
પ્રગટું તું દહે હૃદય-વાસ !!!—અહા૦ ૬
ફસ્યો ફંદે-રૂંધ્યો જાળે-
નહીં મોક્ષ ! મોક્ષ એ ભાળે !!!—અહા૦ ૭
પ્રથમ ન લહ્યાં ! હવે દુખડાં !
હરિ હરિ ! પ્રેયસી ! રૂસણાં !?!—અહા૦ ૮

વ્યાપી રહ્યો અવરણીય શું અંધકાર ?
શી ગર્જના કડડડાટયિ ત્રાસકાર !!! ૫

સાપોલિયાવિજળિ ! કૈં વળિ વીજ–બાલા !
ગોળા કંઇ અગનિના વરસે શિ જ્વાળા !!!
ઉત્પાત–વાત ધરતી નભ દે ધ્રુજાવી
આ વૃષ્ટિ દૃષ્ટિ ડુબતી સહુ દે ભિંજાવી ! ૬

રેલી રહ્યું શું જળથી જગ આ સમસ્ત !
તારે સરોવર–હૃદે ઉલટયું શું મસ્ત !
ઉગ્ર પ્રહાર કરતું પૂર તું–શરીરે !
લોચાઇ તું ગઇ સમીપ **શશી** નહીં રે ! ૭

વાક્ બાણથી સતત સુંદરિ શી વિંધાઇ !
નિંદાપવાદશરપંજરમાં રૂંધાઇ !
શું શોસવું ક્ષણ ક્ષણે તુજને પડયું છે !?!
અત્યંત ઉત્કટ શું સંકટ સાંપડયું છે !?! ૮

શાંતિ ગઇ ! સકળ ભ્રાંતિ થઇ શિ હાય !
તારી દયામણિ દશા શિ સદા જણાય !
કો જોગણી અધિક શું તપ તુંથિ સેવે ?
વીજોગણી તું દુગધાથિ દહે શું દેહે !?! ૯

એના રહી ઝળક ઉજ્વળ હાસ–રમ્ય !
રે કયાં ગઇ લટક તે રસ–ભાવગમ્ય?
લાલિત્ય તે ગળિ ગયું ગતિથી ! મિઠાશ
અર્ધી ફિટી નયનથી ! વચને શિ આશ !?! ૧૦

તે એ નહીં ચપળ ચેતન મોહવાળું !
ના–ના નહીં અકળ વર્તન તે રસાળું !
આવી વિલોકિ પલટાઇ ગયેલિ તુંને,
કે' કોણ ક્રૂર વિસરે ? અથવાજ તૂંને !?! ૧૧

# લહરિ સુડતાળીસમી.

## (પ્રવાસી પ્રિયતમનું પદ.)

### ( અરબી )

"થાતું દયાળુ મૃગલોચની"—એ રાગ.

શ્યાણી સુરત સલૂણી દૂર જાઉં છઉં તદપિ હૃદય મારૂં તું-પાસ !
આગળ ડગ અણ ચાલતાં પડે ! રૂકે હૃદય સહિત નિશ્વાસ !!!
વ્હાલિ ! કાં વલવલે ?
રમણ રસીલિ રૂપાળિ ! દુખ દિલ કાં ધરે !?! શ્યાણી૦ ૧

આંખડલીના એક કોણમાં રે ઠર્યાં, આંસુડાં ગળી ન શકેય !
કુળ-કુંઠી ! કંઠ સ્તંભિત થયો હા ! "જાઉં" વચન ન મુખ નિસરેય !!!
વ્હાલી૦ શ્યાણી૦ ૨

અરે દિવસ આનંદના વ્હાલિ ! રાતલડી રસભીનિ !
જાય હા ! જાય ! હવે ક્યાં મળશે શશિ-કળા તું મમ રંગીલિ !?!
વ્હાલી૦ શ્યાણી૦ ૩

અરૂણ ઉદયે અજવાળતાં, કે પ્રિયે રસાતાં સાયંકાળ,-
મધુર મોહિનિ હસિ દીપતી એ શરદનિશે હસીશું કે કાળ !?!
વ્હાલી૦ શ્યાણી૦ ૪

ઉજ્જ્વળ સુખદ શૃંગાર રસે ખીલી, વીર રસે મદમસ્ત !
આનંદમાં દિન નિર્ગમ્યા કંઈ કરૂણાના !-તે સહૂ અસ્ત !
વ્હાલી૦ શ્યાણી૦ ૫

દેહથી દેહ જુદા થશે-પણ હૃદયથી હૃદય કદાપિ
નહીં-નહીં થશે હૃદય રસીલિ ! **હરિ** ! પ્રાણ પ્રયાણે તથાપિ !!!
વ્હાલી૦ શ્યાણી૦ ૬

# લ્હરિ છેતાળીસમી.

(અવિચ્છિન્નસમાગમોત્કંઠા.)

(હિંડી.)

પ્યારિ તારિ મુને મ્હોટિ મન આશ–
ક્યારે અનુભવું હું અધર રસ મિઠાશ ?
ક્યારે હૃદય સરસી વ્હાલિ ! હું દખાવું ?
તુંને પ્રીતિ ઝરણ રેલમાં ઝિલાવું !?! ૧

અહા ! કેમ રસિલિ ! મુખથિ ન કહે કાંઇ ?
કેમ શરમ શોકે મુખ.છબી છવાઇ ?
અયી સુંદરી ! કાં ગરીબડી જણાય ?
"નિરૂપાય પ્રિય હું" શું તું વદે હાય !!! ૨

કહે કોણ ભાવે ભેટિ મ્હો મલકાવે ?
પ્રણય રોષ લાલિ નયન મુખ સુહાવે ?
તારૂં વદન કમળ ભ્રમર સ્વર વિનાનું !
કહે વ્હાલિ ! મિઠું બીજું ગાન શાનું !?! ૩

મધુર ભ્રમર ગાન ! કમળ ખિલવું પૂર !
વ્હાલિ ! વદવું હસવું સદા કાળ દૂર !
આડે અંતરાયે નહિં મઝા દાખે !
પ્રેમ રસિક મિત્ર શું તું વિરહ સાંખે !?! ૪

કહે આપણે મળીશું હવે ક્યારે ?
ક્યહાં સુધી આમ રહિશું અસુખ પારે ?
નહિ કદાપિ આપણ મળ્યાં હસ્યાં હોત ?
ન હોત દુઃખિ પંખિ વિના ચંદ્ર જ્યોત !!! ૫

# लहरि सुडतालीसमी.

## (પ્રવાસી પ્રિયતમનું પદ.)

### ( ગરબી )

"થાતું દયાળુ મૃગલોચની"—એ રાગ.

શ્યાણી સુરત સલૂણી દૂર જાઉં છઉં તદપિ હૃદય મારૂં તું-પાસ !
આગળ ડગ અણુ ચાલતાં પડે ! રડે હૃદય સહિત નિશ્વાસ !!!
વ્હાલિ ! કાં વલવલે ?
રમણ રસીલિ રૂપાળિ ! દુખ દિલ કાં ધરે !?! શ્યાણી૦ ૧

આંખડલીના એક કોણમાં રે ઠર્યાં, આંસુડાં ગળી ન શકેય !
કુળ-કંઠી ! કંઠ સ્તંભિત થયો હા ! "જાઉં" વચન ન મુખ નિસરેય !!!
વ્હાલી૦ શ્યાણી૦ ૨

અરે દિવસ આનંદના વ્હાલિ ! રાતલડી રસભીનિ !
જાય હા ! જાય ! હવે ક્યાં મળશે શશિ-કળા તું મમ રંગીલિ !?!
વ્હાલી૦ શ્યાણી૦ ૩

અરૂણ ઉદયે અજવાળતાં, કે પ્રિયે રસાતાં સાયંકાળ,-
મધુર મોહિનિ હસિ દીપતી એ શરદનિશે હસીશું કે કાળ !?!
વ્હાલી૦ શ્યાણી૦ ૪

ઉજ્જ્વળ સુખદ શૃંગાર રસે ખીલી, વીર રસે મદમસ્ત !
આનંદમાં દિન નિર્ગમ્યા કંઈ કરૂણાના !—તે સહૂ અસ્ત !
વ્હાલી૦ શ્યાણી૦ ૫

દેહથી દેહ જુદા થશે—પણ હૃદયથી હૃદય કદાપિ
નહીં—નહીં થશે હૃદય રસીલિ ! હરિ ! પ્રાણ પ્રયાણે તથાપિ !!!
વ્હાલી૦ શ્યાણી૦ ૬

# લહરિ અડતાળીસમી.

(વિયોગિનીવ્યાકુંદ.)

(પદ.)

"બંસી વાગે છે વનમાં આઘી"—એ રાગ.

સખી! જોની વિચરે વિદેશ વ્હાલો! (૨)
કોઇ પ્રાણને પાછો વાળો!!! સખી૦

મૂખડલે મોહિની શી હસી રહી—મારો મધુરો ચાંદલિયો ક્યાં ચાલ્યા!!! સખી૦ ૧

વાણી વિલાસી વીણા શી રસીલી! રંગ રતિનો ઝરો રે'ન ઝાલ્યો!!! સખી૦ ૨

પ્રેમ અલૌકિક મૂર્ત્તિ સંજીવની! એવો અમિનો કુપ્પો કે' ક્યાં ભાગ્યો!!! સખી૦ ૩

પાયે પડું! જા—જા! પલ્લવ પસારૂં! સહું ન મારો મનનો માન્યો હું થિ ન્યારે!!! સખી૦ ૪

ગાત્રે ગતિ નહીં! હૃદયે રતિ નહીં! પ્રાણપતિ **હરિ હરિ**! પાછો વાળો!!! સખી૦ ૫

---

# લહરિ ઓગણપચાસમી.

(અપૂર્વ પ્રેયસી પ્રેમ.)

(પદ.)

(રાગ બુલબુલનો.)

અહા! શો સ્નેહ તારો છે! અલૌકિક એ વિચાર્યો મેં!!! અહા૦

એ સરિતા આનંદની! રસસિંધુ એ અથાગ!
મોહ માધુરી મદતણો સદા સોહંતો બાગ!

બગીચો કલ્પનાત્રારે–હસંતો રમ્ય શૃંગારે !
તું–મૂર્ત્તિ દેવી ત્યાં મ્હારે વિરાજે ! સ્વર્ગ ધાર્યો મેં !!! અહો૦ ૧

કોમળ **કમળ** હું તાહરો **ભ્રમર** પ્રીતિનો પાત્ર !
નિકટ હઉં કે દૂર હઉં નિભું સ્નેહથી માત્ર !!!

નિભાવે સ્નેહ માત્ર હુંને–થતાં અસ્ત આપણો એ દિને !
વિરહ નિશ વ્યાપતા તિમિરે ! તુંહિ તું આધાર મારો છે !!! અહો૦ ૨

ચારૂ **ચંદ્રિકા** ચિત વસી ચતુરા ચિત રમનાર !
બિહું **ચકોરૂં** બાપડું બાધે કહિ અંધકાર !

વિરહ અંધકાર શું બાધે ? કિરણ તું–કટાક્ષ આરાધ્યે ?
અમી સંજીવની જ્યાં એ–પછી પ્રિય શો ઉગારો રે !?! અહો૦ ૩

તું મમ **જીવન** ! તું **હૃદે** ! તું મમ પ્રાણાધાર !
દેહ દેહ જૂદા તદપિ **તું હું–હું તું** સાર !

અલૌકિક સાર સુંદરિ તું ! જનમ સાફલ્ય તું–મળવું !
સદા સંયોગમાં ગળવું ! **હરિ** ! એ મોક્ષ મન મોહે !!! અહો૦ ૪



શ્રી

# શૃંગાર-ચંદ્રિકા.

શ્રી

# શૃંગાર-ચંદ્રિકા.

## અર્પણ-પત્ર.

### હિંડી.

નહીં દૂર—દૂર દેહ જદપિ હોયે !
પ્રેમલીન હૃદય તુજ સમીપ સોહે !
ભલે હો અનવધિ વાત, કૃતિ, વિચારે—
અહા ! કેમ પડે મારિ તું વિસારે !!!—૧

કોમળ લીલૉરસિલિ રાંક મિઠી મારી
રે' પ્રફુલ્લ સદા પ્રેમસુધા ધારી !!!
આ તુજ ચંદ્ર-તુંને કિરણથી હુલાવે !—
નિત્ય નિત્ય કળા વધતિ થકી ભાવે !—૨

પ્રેમબિંબિત છબિ મારિ તું ત્યાં ઝાંખે—
દ્રગ ચકોરથી ! તું હૃદય સદા રાખે
તેનિ ભાવના, તું વાસના સદાય !
અર્પું તેથિ આ શૃંગાર ચંદ્રિકાય !!!—૩

શ્રી

# શૃંગાર-ચંદ્રિકા.

## प्रथम कळा.

(કટાક્ષ-નિવારણ-પ્રાર્થના.)

( પદ. )

ત્વરિત નિવાર પ્યારી !-હાં હાં નિવાર પ્યારી ! (૨)
કુટિલ ભવાં કમાનથી (૨)
કટાક્ષ કાળજ કોરશે કોઈ કોડ ભર્યું !!! ત્વરિત૦ ૧
અરે ! શિ કોમળતાએ-અહા ! શિ પ્રેમળતા એ-
તોય તુજ આ નયન તેં રસભર્યૂં ખંજર ખૂબ શું કર્યું !?! ત્વરિત૦ ૨
હરિ હરિ ! ક્યાં હું જાઉં ? હું તે હાવાં ક્યાં છુપાઉં ?
વદની વ્હાલિ-દોષિત શો હું જે તુજ વદનકમળ સહજ વીક્ષ્યૂં ! ?
ત્વરિત૦ ૩

## बीजी कळा.

(અધરામૃત-યાચના.)

( પદ. )

ચહું હું અધર સુધા !-રસીલિ ચહું અધર સુધા ! (૨)
મધુરિ મુખ-સુવાસથી (૨)
શિતળ ચંદ્ર કિરણ, હિમજળ કણના સમી !!! ચહું૦
કે' તો ખુલખૂલ થાઉં રસભર્યૂં ગાણું ગાઉં !

રહું તું–પાસ સરસ સમય આ ફુલ ! પાંખડી ચુમી !?! ચહું૦ ૨
તરસ્યો હું છું અતિ ! હુંથી સ્હેવાતી નથી–
શોસના બપૈયાથિ ! મિઠિ વાદળી રે' હૃદ વિષે રમી !!! ચહું૦ ૩
સદા હું સમક્ષ તારી–ગણી **ચકોરિ** પ્યારી
ખિલું કળાથિ **ચંદ્ર** હરિ ! વિરહે ક્ષય ક્ષીણતા ખમી ચહું૦ ૪

# त्रीजी कळा.

## (પ્રેમ નિભાવન.)

### ( પદ. )

અયી નિભાવ હુંને ! વ્હાલી નિભાવ હુંને ! (૨)
અભિભરિ આંખડી થકી (૨)–
દયિતે દોષિ દિસંતો તથાપિ દાસ તાહરો !!! અયી૦ ૧
છઉં હું પ્રેમભિંજ્યો ! પ્રણયસમુદ્રડુબ્યો !
અહહહ ! ગાઢ નિશા નેહની ખુમારિથી અલમસ્ત હું બન્યો.
અયી૦ ૨
દિધું સર્વસ્વ તુંને ! મારૂં ચૈતન્ય, તને–
પ્રેમભર્યૂં મનડું દેઇ હાવાં હૈયા-સૂનો હું ઠર્યો !!! અયી૦ ૩
સમર્પિ શક્તિ બધી ! દિધી વિજ્ઞાનમતી !
તુંને સ્વતંત્રતા કરિ ભેટ ! હું પરતંત્ર તેં કર્યો !!! અયી૦ ૪
સદા સુખિ તુજ છાયામાં ! દુઃખિ તુંથી દૂર ગયામાં !
હરિ હરિ ! થાય શું મુજ થતાં તું–ફુલવેલથી પરો !?! અયી૦ ૫

# ચોથી કળા.

(પ્રેમિયે પ્રિયાને પ્રણય-કોપથી મનાવવું.)

(પદ.)

શું હો રિસાય હુંથી–ઘેલી રિસાય હુંથી ? (૨)
અંતિક હું તુજ પ્રિય થકી (૨)
અહો ! શું જાય અહિંથિ ત્યજી પ્રણયલીન રમણ રસિક દાનન ::
શું હો૦ ૧
રસાળિ વાદળિ પ્યારી ! વિખેરાતી થાય ન્યારી–
તો કયાંથકી હોય ધિરજ, દઢતા, સુખદ શાંતિ, ચાતક ભાગ્યહીનને !?!
શું હો૦ ૨
અકાળે ચાંદનિ શિળી–અહા ! કદિ જાય ઢળી–
કોમળ કુમુદને નિશાયે શું ન હાય ! અયી ! થાય ? ના ચકોર ખિ-
ન્ન એ !?! શું હો૦ ૩
શ્યાણી ! તું સમજે બધું ! અહા ! એ શું જાય કહ્યું ?
હરિ હરિ ! દુઃખ દરદ વ્હાલિ ! દુસહ થાય ! રે' પ્રસન્ન સતત આ
અધીનને !!! શું હો૦ ૪

---

# કળા પાંચમી.

("હું તો તારોજ છઉં પ્રિયે!")

(પદ.)

હું તો તારો પ્યારી ! તારો તારો તારો પ્યારી ! (૨)
મોહ–મંત્ર વશ છઉં (૨) !
પ્રેમ પરિમળ હો ! હૃદય,-કમળ-બંધને પુર્યો !!! હું તો૦ ૧
દિનોદિન રસાભિલાષી–ચાહે ત્યાં તું નિત્ય રાખી–
ઉજ્વળ અખુટ ચેતને કર, સત્વર કે નિવારી દે પરો !!! હું તો૦ ૨

ભ્રમર તે હોય કોનો ? કમળ વિના જે સુનો ?
ભટકે ભટકે ગહને વને, અટકિ, અવર કુસુમના પરાગનાથિ ના ફર્યો !!!
હું તો૦ ૩

શુણ્યું નવ જાય હું થી—સ્વપ્ને એ વદાયું તુંથી—
"નકુજ—અવર ના હવે થયા!" હરિ ! મ્હારશું કર્યો !?! હું તો૦ ૪

## कळा छट्टी.

### ("તેં મને ઘેલો નથી કિધો ?")

### ( પદ. )

કિધો ઘેલો મુને ! નથિ કિધો ઘેલો મુને !?! (૨)
પ્રેમ-મદિરા પાઇને (૨)
અહા ! ઘેંઘટ, ગુલતાન, શો અલમસ્ત હું બન્યો !!! કિધો૦ ૧

જહાં તહાં તુંને દેખું ! ચતુરા ચિત્ર આળેખું
મધુર વરંણભિની કલ્પનાથિ, નિંપટ પટ સુ લઇ રસલેલીન હૃદયનો !!!
કિધો૦ ૨

રસ્યું રસ ભરિત સુખે—લવું તુજ નામ મુખે !
અહહ ! શું જાણું હઉં ભ્રાંતિમાં કે સ્વંપ્નમાં દિન રાત હું એક—તાર
હઉં ઘણો !!! કિધો૦ ૩

સ્મરણ એ તારૂં ખરૂં ! મધુરૂં શ્રવણ કરૂં
સુખદ વચન વિકળ કરતું તુજ અચાનકે એ ધ્યાનમાં અહો ! ? !
કિધો ઘેલો૦ ૪

તુંહિ તુંહિ એક મારે ! અલૌકિક પ્રાણાધારે !
હરિ હરિ ! રસિલિ ! તું નિભાવ—નહિ તો થાય કયમ નિભાવ
દીનનો ! ? ! કિધો૦ ૫

# કળા સાતમી.

## (પ્રેમ–પરવશતા)

### ( પદ. )

નહીં વશ શું તુંને? વ્હાલિ નહીં વશ શુ તુને? (૨)
રમુ હું જે તુજ રંગમાં (૨)–
તુજ નયન ત્યાં મુજ નયન, વચને વચન; મનોમન પ્રતિબિંબશુ
રહ્યું !!! નહીં વશ૦ ૧

લ્હોચમકમણિ પ્રમાણે–વળું ધ્રુવ માછલિ જાણે!
તુજ કટાક્ષકિરણ, અધરસ્ફુરણ, મનનું ઝરણ જે દિશ રે' વહ્યું !!!
નહીં વશ૦ ૨

સંજ્ઞાનિશાન થકી–ભવાંકમાન થકી–
લક્ષ ધારિ, પ્રેરણા પામિ, વર્તિ વેગશું રહું ! નહીં વશ૦ ૩

તો વચન પ્રગટ થતાં–તું–વૃત્તિ વિદિત થતાં–
હરિ હરિ ! શું હું ઉદાસિન !?!–પ્રાણ પ્યારિ ! એ શું તેં કહ્યું ?
નહીં વશ૦ ૪

# કળા આઠમી.

## (સમાગમ–દર્શન.)

### ( પદ. )

મળ્યાં આપણ હવે ! પ્રિયે ! મળ્યાં આપણ હવે ! (૨)
પ્રીતિ રસની રેલમાં (૨)–
અનુહદ હર્ષના તરંગ, આનંદ છોળ, સુખના સિંધુમાં વહો !!!
મળ્યાં૦ ૧

વદતી હતી સખી–"બહુ કહ્યું જાય ન લખી

મારૂ"! તો હાવાં સરસ-વચની! માધુરિ તુજ વિસ્તરી રહો !!!
મળ્યાં૦ ૨

તૃષિત હું નયને ન્યાળું-રસ ભર્યૂં મુખ રૂપાળું
તારૂં! અધિરો, આતુર, ઉત્સુક, વેણ શુણવા કાજ હું અહો !!!
મળ્યાં૦ ૩

હૃદયે હૃદય ભેટું! અધરે અધર લેઉં!
ભુજે ભુજ ગાઢ ઉમળકાથિ **રસિલિ**! વલ્લિ સુભગ સાંકળ્યો શું હો!?!
મળ્યાં૦ ૪

અહા! બિજું સ્વર્ગ કયું? પ્રિયે! તુજ ભેટસમું?
નહિ **સાયુજ્ય** તો **સામીપ્ય મુક્તિ** દેહ સત્વર સુખદ આ
લહો!!! મળ્યાં૦ ૫

અયી! શું અધિક કહું? કરૂં વિશેષ શું હું?
"**હરિ**-રૂપ હૃદય તુજ આ રાખિ, મોહિનિ મુરત તારી! ત્યાંહિ તે
રહો !!! મળ્યાં૦ ૬

---

# कळा नवमी.

**(પ્રાણ પ્રેયસીના પ્રેમમાં ઝીલી રહેલા પ્રિયનો આનંદ.)**

**( પદઃ )**

ઝિલું પ્રેમ રસે-**છબિલી** ઝિલું પ્રેમરસે! (૨)
તું-ધ્યાનમાં ગુલતાન હું (૨)-
ન મુજ ભાન, ન વિજ્ઞાન, નિરખું, સાંભળું કશું !!! ઝિલું૦ ૧

શું હું તુજ અધર પિઉં? સુધાથિ અમર રહું?
કે તુજ વદનચંદ્ર નિરખિ નિરખિ હરખિ શું ચકોર હું હસું !?!
ઝિલું૦ ૨

હું તું અયી! એક-રૂપે! તું હું સખિ! સમસ્વરૂપે!-
શાભિયે! **સારૂપ્યમુક્તિ** અનુભવી **સાલોક્ય**માં વસું !!!
ઝિલું૦ ૩

રસું તુજ રંગ-રસે ! **ભ્રમર** શું દૂર ખસે !?!
**કમળ**-હૃદયથી ? **સામીપ્ય સ્વર્ગ** ભોગવું ન શું !?! ઝિલું૦ ૪

મદે મસ્તાન ઝુલી-રસે મશગૂલ ફુલી-
ગાનને હિંડોળ ઢું **ઝુલઝૂલ** શું તુજ મતી છઉં અખંડ તાનશું !!!
ઝિલું૦ ૫

તુંને લઇ અંક ભેટું ! કંઠે તુજ ભુજ લપેટું !
નયને નયન, હૃદયે હૃદય, અધરે અધર, મધુર મોહશું રસું !!!
ઝિલું૦ ૬

અહા ! તું મોક્ષ હુંને-અલૌકિક મોક્ષ દિસે !
**હરિ હરિ** ! એ **પ્રિયે** ! રસપ્રિયે ન શું **સાયુજ્ય મુકિત**થી
દિલે વસ્યું !?! ઝિલું૦ ૭

---

# कळा दशमी.

## (પ્રેમૈકતા.)

### (પદ.)

રહી જુદાઇ નહીં ! **રસિલિ** રહિ જુદાઇ નહીં ! (૨)
ભેદ ભાવ ટળિ જતાં (૨)-
અહા ! મધુર મોહન રસસુખપ્રદ એકતા જહીં !!! રહી૦ ૧

તો તું લજવાય શાને ? સખિ શરમાય શાને ?
વદનકમળ રસિલું મોહન શું નમાવિ આ રહી !?! રહી૦ ૨

નિચાં શાં નેણ ઢાળે ! કાં તું કતરાતિ ભાળે ?
દૃષ્ટિથી ! હો હરણિનયની ! મધુરવરણી રસની ઝરણી શું વહી !!!
રહી૦ ૩

પાટલ કપોલ લાલી-ખિલેલિ કયાં હો ચાલી
ગઇ ? ચમેલિ ફુલ ફિકાશ શિ પ્રિય પ્રાણ ! ચંદ્રહાસશી થઇ !?!
રહી૦ ૪

તું—અધર પાંખડિ સ્ફુરે, તથાપિ કાં ન ઝરે
વચન ? અમૃત બિંદુ **ઇચ્છિતે** ! માધુરિં સુખ સિંધુથી અહિં ! ? !
રહી૦ ૫

કોમળ સુભુજલતાથી, ભિડે ન તું બાથ શાથી ?
**હરિ હરિ** ! અશરણ હું શરણ ગ્રહણ કોનું કરૂં જઇ !?! રહી૦ ૬

# અગિયારમી કળા.

(" અરેરે ! પાસે પણ જુદાંજ !?! ")

૫૬.

## રાગ પ્રભાત અથવા ભેરવી.

પાસે તથાપી જુદાં રહેવું હાયે !--
નજર ઠરે પણ હૃદય સિઝાયે !!! પાસે૦ ૧
ક્યારે અખંડ સમાગમ થાશે ?
વિરહ વિષમ શમણે ન જણાશે ? પાસે૦ ૨
શયનમાં હાર હૃદયે આડે આવે—
**વ્હાલી** ! વિજોગ વ્યથા બહુ લાવે !!! પાસે૦ ૩
તો શું આ તટ સામસામી રહેવું—
ચકવા ચકવી સમ રડી દુઃખ સ્હેવું !!! પાસે૦ ૪
શ્રવણ પડે કરૂણામય વાણી !
અંતર ભેદ અંતર ભ્રેહ આણી ! પાસે૦ ૫
નયન નિમેષ ન કરવો રૂચેરે —
કાંકે વિરહ પળનો એ ખુંચે છે !!! પાસે૦ ૬
ચોગના યુગ પળમાં એ પળે છે !
રાત અગાધ ન કેમે નિઠરે !!! પાસે૦ ૭
ક્યારે હો ! ક્યાં **હરિ** ! વ્હાણુંરે વાશે ?
ચકવા ચકવી જુગ ભેળું રે થાશે !?! પાસે૦ ૮

# कळा बारमी.

## ( વિરહ-દીપકોજ્જવલન. )

( પદ. )

બળ્યો બળ્યો હું રહું ! સદા બળ્યો હું રહું !!! (૨)
પ્રગટયો અંગો અંગ શો (૨)
પ્રબળ રસતરંગબળથિ, નસે નસે, રૂંવે રૂંવે, અરેઅરે ! **દીપક** રાગ
હો ! ! ! બળ્યો૦ ૧

અરૂણી રેખે રાતી-**રસિલિ** આંખ ઘેરાતી-
મારિ ! ઝરતિ ઝાળ, સદાકાળ, ઉલટયો દાવાનળ શો પ્રેમ અથાગ
હો ! ! ! બળ્યો૦ ૨

વચન શું ઝરણ સુકે ? હૃદય આ ઉષ્ણ સુકે-
પળે પળે શા નિશ્વાસ !?! ઉછળે રકત રગે રગે, **જ્વાળામુખી** રસના
ભાગ શો ! ! ! બળ્યો૦ ૩

તું વિના કોણ બુઝાવે-પ્રગટયો **દીપક** હાવે !!!
મધુર સુખદ વચન ગાન તું **મલ્હાર** તરલ રાગ વિસ્તરી પરાગ
શો ! ! ! બળ્યો૦ ૪

દાવાનળ કેમ શમે ? તું દૃષ્ટિ વાદળિ નમે
નાંહિ, જો સુખ છાંઇ, શાંતિ-દાયિ, અમી વરસતિ રતિ રૂપ ! ખિલે
મોહિનિમય દિલે બાગકો ! ! ! બળ્યો૦ ૫

પ્રણયની **ચંદ્રકળા** ! ઉદય તું થા ઉજવળા !
**હરિ હરિ** ! ઠાર, દઇ આધાર, સુખનો સાર, **પ્રેયસિ** ! પ્રાણ
અનુકૂળ આગવો ! બળ્યો૦ ૬

# कळा तेरमी.

## ("અરેરે! જુદાંજ પડવું!!!"–એ સ્વપ્નથી જાગતાં.)

(પદ.)

પડવું પડશે જુદાં! અહો **પ્રાણ**! પડવું જુદાં! (૨)
ક્રૂર કાળ કળ થકી (૨)
હાય! અકાળ કાળજ તુજ કદાપિ, હૃદય વજ્ર મુજ કરી!!! પડવું૦ ૧

અહો **પ્રભુ**! મેળવ્યાં શાંને? કરવાં'તાં જુદાં આમે!
અરેરે! બીજ તણી **ચંદ્રકળા** ઘડિકમાં નિશાથિ થઇ પરી!!! પડવું૦ ૨

**કમળે** શી ખુબિ ખિલાવી–પરાગ સુગુણ ફેલાવી–
ગણણણણ ગાન કરતો **ભ્રમર** હો વંટોળ **વિરહ**! કાં તું લે હરી!?!
પડવું૦ ૩

**ચકોર** શાં ફૂલિ રહ્યાં? **કુમુદ** શાં ખીલિ રહ્યાં?
તહિં અહ! શીળિ આ અજવાળિ ચાંદનિ ટાળવા શું પ્રિયનિ વસમી
**વાદળી** ફેરી!?! પડવું૦ ૪

અમર થવાને કાજે–અધર ધર્યો તો આજે–
અલૈકિક કુંભ–અમૃત અકળ તે **હરિ**! જાય છે અચાનકે ઢળી!!!
પડવું૦ ૫

ક્ષણ પણ વિરહ તણી–મરણશી લાગતિ ઘણી–
અહહહ! દીન વદન નિરખ્યા વિણ તે દિન! તો હવે સમય વિષમ
જશે કયમ કરી!?! પડવું૦ ૬

આકાશ લે ઉપાડી! કે ધરતિ હૃદય ફાડી–
ઝટ ઝટ દે હો તું સમાવિ! **હરિ** વેદના ખમાય ના જરી!!! પડવું૦ ૭

# कळा चौदमी.

("અરે! હવે ક્યારે મળીશું !?!")

(પદ.)

મળીશું ક્યારે હવે ? અહા ! મળીશું ક્યારે હવે ? (૨)
પંડિયે આજે વીખુટાં !!! (૨)
મળ્યાં ન મળ્યાં આપણે કદાપિ સુખ સમાગમે સ્વતંત્ર રસ સુધાનિ
ઝાકમઝોળમાં !!! મળીશું૦ ૧

અનિલની તું **લહરી** ! સુગંધિ હો મોહભરી !
સુખદવાયિ વહિ તું જાય એકાએક વિરહ **અનળ** દાખવી અતોલ
કાં !?! મળીશું૦ ૨

મિઠિ રસ સ્પર્શી શિળી ! અકાળે **વાદળિ** મળી !
અરેરે ! આમ આ વેરાય ! પુરૂં મળાય નહિ ! જરાય અનુભવાય
ના સુધાય ચાતકે કલ્લોલમાં !!! મળીશું૦ ૩

અહા ! કયિ લ્હેર વાશે ? તું એ વળી ક્યાં સુહાશે ?
ક્યાં હું હઈશ **ચાતક** ? આમ એ મળીશ ફરિ કદાપિ આનંદ હેલિ
હર્ષનીજ છોળમાં !?! મળીશું૦ ૪

કળા બિજે આમ વળે ! વિરહની છાંઇ ઢળે !
વદ તું વિનાં **ચંદ્રવદની** તુજ ચકોરનિ નિશા નીકળશે ! ફરિ ઉગશે
તું–કિરણકળીના અંકોર કાં !?! મળીશું૦ ૫

**કમળ** બિડાવિ કરી–**ભ્રમર** મુઝાવિ કરી–
**હરિ હરિ સાંજ** જુદાં પડિ ! થતાં સવાર, દુણને પાર, ચકવા
ચકવી બાપડાં એ હશે ક્યાંહિ રડારોળમાં !?! મળીશું૦ ૬

# પંદરમી કળા.

**(પ્રિયાનો છુટાં પડતી વેળા—"મને નહિ વિસારો ના પ્રાણ પ્રિય!"—એ પ્રશ્નનો તેના પ્રિયતમનો ઉત્તર.)**

(ગરબી.)

કહે એહ શી કારમી વાત—વિસારે તું કેમ પડે રે ?
તું છે પ્રાણ પ્રિય સાક્ષાત ! તું મારૂં પ્રેમળ હૃદે રે !!! ૧
એહથી અદકી શી પ્રતીત હોયે ઘેલી **પ્રેયસી** રે ?
સદા કાળ સાચી મુજ પ્રીત રૂંવે રૂંવે રહિ વસી રે ! ૨
નથિ નથિ તે **ભ્રમર** હું—સ્વભાવ તજું ફુલ રસ લઈ રે
મુજ નિર્મળ પ્રેમ પ્રવાહ પ્રકાશે રહે વહી રે. ૩
સ્વપનાંતરમાં પણ તુંજ—વિચારમાં ધ્યાનમાં રે,
તારી મનહર છબિ રસ-કુંજ ખિલે ખુબ માનમાં રે !!! ૪
માનિ મનથી તુંને મેહેબૂબ ! દિલભર હો ! દિદાર તું રે
**ગુલચિઅન** હે ! દે તેથિ ખૂબ ખુશી **બુલબૂલ** હું રે ! ૫
પ્રિય **ભ્રમર** હું, **કમળ** તું ! થાય વેળા જ્યાં નિશા તણી રે—
તુજ હૃદય વિષે એ પુરાય !!! હું **ચંદ** તું **ચાંદની** રે ! ૬
ભલે વીતો દિવસ, માસ, વર્ષ, કે જુગ કેરા જુગ વહો રે !
ન કદાપિ પામે અપકર્ષ હું—સ્નેહ જે તુજ કહ્યો રે ! ૭
કપરૂં પણ પ્રેમનું મારૂં ઠરી ઠામ ઠેરવ્યું રે !
ચાહો જગ કહે સારૂં નઠારૂં ફરે નહિ ફરવ્યું રે !!! ૮
ઝુઝે રણમાં અડગ શુરવીર—ન પીઠ એ દાખવે રે !
જય રંગે લિનો વળે ધીર ! કે દેહ સમર્પિ દે રે !!! ૯
દિલે દાવાનળનો પ્રસંગ દિલોજાનિ જ્યાં કરી રે !
તેજ શીતળ લાગે અંગ ! કંપે ન તેથી **હરિ** રે !!! ૧૦
ટેક એક, વચન, સત્ય એક, તથા પ્રેમ એક ત્યાં રે—
ક્યાંથી હોય વિકારનિ રેખ વિધાતાના લેખ આ રે ! ૧૧
નહીં જાણું હું વાણી વિલાસ અધિક વિસ્તારવો રે !
પ્રાણપ્યારી આ પ્રેમનો દાસ કૃપાથિ નિભાવવો રે !!! ૧૨

# કળા સોળમી.

## (વિરહ-ચિત્ર.)

## (શિખરિણી છંદ.)

મુખે નાંહીં લેશે ઝળઝળિત કેં શેશનિ ખિલે
નહીં લીલા લ્હેરે ! લલિતપણું ભાસે ન નયને !
ન ગાત્રો ઉત્સાહી ! અચળ સુરતા ક્યાં જતિ રહી !?!
મતિનું સૌભાગ્યે-પ્રિય ! રસિક વૃત્તિ ગઈ કહિં !?! ૧
અહા ! શું મેઘથી **શશિ-વદન** છાઈ ચિર રહે ?
**ચકોરી** તર્સંતી સહુ સમય તલ્પે શું વિરહે !?!
બિડાઈ વા શું રે' પ્રિય **કુમુદિની** કોમળ સદા !?!
નિશા અંધારે શું મુજ સતત આકાશથિ અહા !!! ૨
ચમેલી શી ફીકી પિળચટિ પડંતી કંઈ રહે-
અહા ! શું નિશ્વાસે અધર મધુરી પાંખડિ દહે !
મહા શોકાવેશે ધડકિ રહિ છાતી શિ છબિલી !?!
નિચી ઢાળી દષ્ટિ **રસિલિ** જળબિન્દૂ થકિ ભિની !!! ૩
લહું જ્યાં અંકે હું શિથિળ તું કરે કાં ભુજ-લતા !?
અયી **ઘેલી** ! આ તે હરખડિ જવું શું વિરહમાં !?!
ચુમી લેતાં **મુગ્ધે** ! ભરિ તું ડુસકાં ફેરવિ મુખ,-
વળી શું વીચારે તરલિત ભવાંથી ધરિ દુખ !?! ૪
**પ્રિયે** ! ના શું બોલે ? વચન ઝરણું સૂકઈ ગયું ?
રૂદે કાં ના બોલે-અસુખ ભભુકે ઝલ્લઈ રહ્યું !!!
ધિરી થા ધીરી થા ! મળિશું વળિ હો આપણ નકી !
વળી હર્ખે હેલી **પ્રિય** ! ઉલટશે એથિ અદકી !!! ૫
રમીશું રાગેથી ! હસિશું ! વદિશું વાત મધુરી !
નિહાળીશું નેહે સુખદ મુખડું લોચન ભરી !!!
વળી બેસી પાસે ભુજ ભુજ ભિડી અંક ભરિશું !
સુધાસ્વાદે **વ્હાલી** ! અધરરસકેરાથિ ઠરિશું !!! ૬

શ્રી શૃંગાર ચંદ્રિકા સમાપ્ત.

# શ્રી

# પ્રેમાનળ (વિરહાનળ,)

અથવા

# ચકિત ચક્રવાકી.

# વ્રેહનળ (વિરહાનળ.)

અથવા

# ચકિત ચક્રવાકી.

## અર્પણ-પત્ર.

રેખતો.

વિના વ્હાલી તું આ શ્રાવ્ય §
સમર્પું કોણને કાવ્ય ‡ વિના-૧.
વિના તું કોણ કુમળાયે,
વિરહ અનળે બળે હાયે ? વિના-૨.
પવિત્ર પ્રેમને કુંડે,
આહુતિ આહુતિ તું દે ! વિના-૩.
શુચિવ્રત સ્નેહનું ધારી !
અચળ વૃત્તી તપે તારી વિના-૪.
પ્રપંચ ન-રંચ દિલડગવે !
તિમિર ધુમ તો'ય દગ ઝગવે ! વિના-૫
વિભૂતિ મોહની ચર્ચી,
હું-ધ્યાને શું-મંત્ર રે' અર્ચી !!! વિના-૬
વિના **પ્રાણેશ્વરી** કોને
ભજું ભાવે પુજું જોને ? વિના-૭
સદા અદ્વૈતરસરંગી
હું તું અહિંયે રહો સંગી !!! વિના-૮

---

§ પાઠાંતર "પદ્ય". ‡ પાઠાંતર "હૃદ્ય".

શ્રી

# વેહેનળ (વિરહાનળ,)
## અથવા
# ચકિત ચક્રવાકી.

---

## પ્રથમાહુતિ.

(રેખતો.)

અયી **ચકવી** ! મદ ઘેલી !
રસે મ્હસ આવ રે' ઝીલી !!! અયી૦
દિશા ઇર્ષ્યાથિ દ્દગ રાતી
ફેરી, ઝાંખી મુખે થાતી ! અયી૦ ૧
અરે મિત્ર અસ્ત-ગિરિ વળશે !
વિષમ અંધકાર પછિ છળશે !!! અયી૦ ૨
લપેટી પાંખે પાંખ ઘડી-
મેળાવી આંખે આંખ વળી.- અયી૦ ૩
મિઠી રસ ચંચુ ચંચૂ ચુમી-
રૈ'ચે સુખ-કુંજ-દ્રુમ ઝૂમી !!! અયી૦ ૪
ગયો આનંદમાં દિન શો ?
અલૌકિક એક ઘડિમાં જો !!! અયી૦ ૫
હજૂ લ્હેજો રહ્યો અયી ! એ
લલિત લ્હાવો ન શો લહિયે !!! અયી૦ ૬
ઉતાવળી આમ આમ સખી !
લગીરેક ઝાંખ !-જો હું સુખી !!! અયી૦ ૭
**હરિ હરિ** આ વળે છાયા !
પ્રથમ વિરહાગ્નિ ઝંપાયાં !!! અયી૦ ૮

# દ્વિતીયાહુતિ.

( પદ. )

(શૃંગાર ચંદ્રિકાના પદને રાગે.)

વિજોગણ વેરણ આતે-લાંબી જુગ જેવિ રાતે-
કાળિ મિણ શિ શામ શમે (૨)
અહહહ ! એહ તે ક્યમ નીઠશે ? તમ મીટશે ? શું ફીટશે મમ પ્રિયતમ
રમણીનિ વિષમ વેદના !!! વિજોગણ૦ ૧
ખળ ખળ જળ વહે છે !
પ્રબળ શિ રેલ રહે છે ?
ઉછળતાં નાળાં આવિ મળી, વળિ ફેસાવિ દે મુજ રંક મુખમયંકની
અધીરણી અહા !!! વિજોગણ૦ ૨
ક્ષણ ક્ષણ ઘન શો ગાજે ?
બિકટ વંટોળ વાજે !
આડિ વાટ શો ઘુઘવાટને સુસવાટ ! હૈયાફાટ પડે કાન ધ્વનિ અરેરે !
મુજ બ્હીકણીનોં ન કયાં !?! વિજોગણ૦ ૩
અરૂણ ક્યહાં ઝળકાશે ?
**ચકવી** ક્યાં મલકાશે ?
**હરિ હરિ** મળીશું નહિ મળીશું અહ ! વળી શું અનુભવીશું રસ ભરી-
શી મધુરિ દષ્ટિથી સુખ જુગલ જોડનાં !?! વિજોગણ૦ ૪

---

# ત્રીજી આહુતિ.

( પદ. )

(રાગ પેહેલા પ્રમાણે.)

ટળવળે **પ્રાણ-સખી** ! અયી હો **પ્રાણ-સખી**! (૨)
દિન-નિશા-વિજોગણી (૨)

અહહ: બ્હાવરી, બેંબાકળી, બળિ બળી સઘળે અંગ વિરહાનળે
બાપડી !!! ટળવળે૦ ૧

ફુલશાં કોમળ અંગે–
પ્રેમળ હૃદયને રંગે–
પ્રબળ દાવાનળ શો દુસહ વહ્નિવેગ વહે, એહ દે વિલાવિ, કે સિજાવિ
રાંકડી !!! ટળવળે૦ ૨

ઉત્કંઠા જ્વરથિ તપી–
ચિંતા સંતાપે ખપી–
સુખદ સરસ સમાગમનિ આતુરતાથિ પડે શોસ કંઠ કંથ સ્મૃતિ થાય
સુધા સમી જે ઘડી !!! ટળવળે૦ ૩

સમિ સાંઝેં રેખેં રાતી,
જ્વાળા શું એ પ્રગટ થાતી !?!
હરિ હરિ નિશાની અંધારિમાં ધુંધવાય, નહિ જણાય, શું એ થાય !.
હે સદાય **ચકવી** વેળ વાંકડી !?! ટળવળે૦ ૪

# ચોથી આહુતિ.

(પદ.)

(રાગ પેહેલા પ્રમાણે.)

આ શી અંધારિ નિશા ! આડી અંધારિ નિશા ! (૨)
શામ શામ શામ ગાજતી !!! (૨)
તિમિર છાંઈ રહિ છવાઇ, પડે ક્યાંહિ, ન સુખદાયિ દષ્ટિમાર્ગતણી
માંહિ મધુરિ સુરત પ્રે**યસી** !!! આ શી૦ ૧

હોયે ભળભાંખળું જોયે
ઝળહળ જ્યોત તો એ–
માનિ લેત ! પણ ન તેહ–ભવતુ **શું હરિ** ! રસ ભરી પુરેપુરી અંગોઅંગ
તું **રસ–કૌમુદી** વસી !!! આ શી૦ ૨

સામી તટ કુંજ કંઠે-
નિરખવાને ઉત્કંઠે,-
હું ને **વ્હાલી**, અતિ રસાળિ, પ્રેમવાળિ, દષ્ટિ ઢાળિ, વાર વાર થતી તુંને
ઉંચિ નીચિ હું નિહાળું મન હસી !!! આ શી૦ ૩
હા ! હા સંવાદ કાજે,
કાલે મીઠે અવાજે,
હું-વિચારથી પ્રફુલ્લ, તું, **બુલબૂલ** ધ્વનિ વિસ્તારે, મુજ ન જ્યારે સ્વર
તું ધારે, દશા ત્યારે તૂંજ શી !!! આ શી૦ ૪
હુંને આવિ મળવા માટે,
પંખીગત માંડે ત્યાં તે,-
**હરિ હરિ** ચતુર **ચક્રવાકિ** ! તું અંધકારમાં અખડાઇ, રહે ક્યાંહિ,
દુઃખદાયિ વિરહજાળમાં ફસી !!! આ શી૦ ૫

---

# पांचमी आहुति.

(પદ.)

(રાગ પેહેલા પ્રમાણે.)

દિશા ઘનઘોર થઈ ! અહા ઘનઘોર થઇ ! (૨)
નિશા થઈ વિદાય જ્યાં ! (૨)-
અહહઃ ઉજ્વળ ઝળહળતો દિવસ, હસતો મધુરે કિરણે, આ વધાવવાં
ધસે !!! દિશા૦ ૧
સંયોગનો સંભવ હરે !
વિયોગની વૃદ્ધિ કરે !
સહુ કાળ સંભ્રમથી કંપતા, ન જંપતાં ચિર કાળ હૃદય બાપડાં ! ગત
હાવાં શિ થશે !?! દિશા૦ ૨
સમાગમ ક્યારે થશે ?
જુદાં થવું ક્યારે હશે ?

તથી સંભવશે રે'વું અન્યો અન્યને સુખ સાથ, ધરિ સંગાથ, એ પ્રતીત
ક્યમ થશે !?! દિશા૦ ૩

કમળને દળે જ્યારે,
જુગલ સુજોડમાં રે,
ઠરી બેસતાં, અચાનકે કંઇ લ્હેરથી, અંતરાય કરતું કમળ તો હૃદે ફડક-
તું ! **હરિ** ! હાલશું હશે !?! દિશા૦ ૪

---

# છઠ્ઠી આહુતિ.

## (પદ.)

(રાગ પેહેલા પ્રમાણે.)

ગ્રહણ શું **મિત્ર** થશે ? તારૂં શું ગ્રહણ થશે ? (૨)
દર્શન દે ઉદયાત જ્યાં (૨)–
અહહ: અરૂણ આદિ વરણથી નમંગળ અમ સમાગમના વ્યોમમાં
સ્વાસ્તિક પૂરશે ! ? ! ગ્રહણ. ૧

**કમળ** ન હસશે ત્યારે
પ્રસરિ પરાગ ? ના રે !
અરેરે **ભ્રમર** રસથિ, થડકતે સ્વરેથિ, સુખ મદેથિ, ન ગુંજારવ ઘોર-
શે ! ? ! ગ્રહણ. ૨.

**પોયણી** બિચાઇ જાણે !
**કમળ** દશા પ્રમાણે–
રહિ બિડાઇ, મધુરિ **માલતી** સુખદાયી ? અયિ જરાય નહિ પ્રફુલ્લ
બધાં **ફૂલ** દિવસે નિશા ધારશે ! ? ! ગ્રહણ. ૩.

સુનું સમશાન ભાસે !
વિકટ વેરાનમાં શે
પડે ચેન ? દિવસ રેન બન્યો એન ! એ દુખ દેણ ! વિધિ ધરે ન
દયા ! પંખિડાંનિ શે ! ? ! ગ્રહણ. ૪

તું વિના કોણ મેળાવે ?
**મિત્ર** વિણ કોણ ખેલાવે ?
**હરિ ! હરિ** પ્રાણ તણી પ્રાણ **ચક્રવાક** ! એ ગ્રસાય ! ક્યમ રે'વાય ? હવે જીવાય આપણે વ્યથા વિષે ! ? ! ગ્રહણ. ૫.

# सातमी आहुति.

( પદ. )

(રાગ પેહેલાં પ્રમાણે.)

નિશા કેમ ખુટતિ નથી ? લાંબિ કેમ ઘટતિ નથી ? (૨)
આ અટળ અંધારિ જે ! (૨)
અહહ: એ પણ નિજ વલ્લભ ગ્રહરાજ ચંદ્ર ભેટવાને કાજ પગલાં પાછાં માંડતી ! ! ! નિશા૦ ૧.

અથવા શું દયા–હીન
વિધિયે થોભાવી ? તેણ
ખસે ક્ષણભર પળવાર નહિ લગાર ! શો અપરાધ અમ અગાધ હશે તેહ કાઢતી ! ! ! નિશા૦ ૨.

સમાગમે હસિ રહેલો !
દિવસ–પ્રકાશે ઘેલો !
નહિ હું જાણતો જતો પ્રહરપછી પ્રહર ! **ચક્રવાકી** એ પળ સઞો સમે ત્યજી થતો વિદાય ધારતી ! ! ! નિશા૦ ૩.

સાંજે ઝંખવાઇ જતું,
દિશાનું વદન બધું–
**હરિ હરિ** અમને શત હજાર તિમિર ભારથી એ દમતું ! તો અંધારિ કાળિ રાતે શી ગતી ! ? ! નિશા૦ ૪.

# आठमी आहुति.

( પદ. )

(રાગ પેહેલાં પ્રમાણે.)

ન ઝળકે ચંદ્ર શાને ? એ મોહ ફંદ શાને ? (૨)
નિશા દિવસશિ ધારતો (૨)–
અમૃત સરસ મધુર ઉજ્જવળ વર કિરણથી, તમ–હરણથી, દિશા સુહાવ-
તો ! ! ! ન ઝળકે૦ ૧
ન એ ઉદયે મળાશે ?
ઝાંખિ દુરથી એ થાશે ?
મારિ વિરહ કૃષ્ણ પક્ષમાં ગળાઈ ક્ષીણ કળા એ **અકવી** અરાધિ થયેલી
નિહાળતો ! ! ! ન ઝળકે૦ ૨.
ન તારામંડળ ખિલે !
સહુ સુનકાર હરી લે !
નિશા સુંદરીનો સ્થળસ્થળ દગ પલકે કે તે સાથ અકથ વાત અમથિ
થાત સમય સરળ જાત હો ! ! ! ન ઝળકે૦ ૩.
ઉપર આકાશ આમે !
આ જળપ્રવાહ સામે !
**હરિ હરિ** ધરતિ એ–ભયાનક ધરિ રૂપ, ધીર છોડાવે, સરવ પાસ
અતળિ બળનિ, તો અબળાં સ્વભાવ શો ! ? ! ન ઝળકે ૪.

# नवमी आहुति.

( પદ. )

(રાગ પેહેલાં પ્રમાણે.)

નહીં અજવાળશે શું ? પ્રભા ઉજાળશે શું ? (૨)
દિવસ સરસ કો સમે (૨)

કે આ રાત અહ ! અગાધ મહાકાળ, વ્યાપિ રહી, વિરહમાંહિ સરવ
અંત આણશે ! ? ! નહીં૦ ૧
વિરહી પ્રેમિ તણાં–
કમળના તંતુ સમાં–
કોમળ અબળ જીવન દંપતિનાં ક્ષણ ક્ષણ ભયભીત સુખાતીત કંપતાં એ
હાણશે ! ! ! નહીં૦ ૨
અહા ! હું તે શું એ કરૂં ?
શો પ્રિય ઉપાય ધરૂં ?
સત્વર સુંદર હાથ, કે ક્ષણ માત્રમાં પ્રિય પ્રાણ ચક્રવાકોને જઇ મળું
અચાનકે ! ? ! નહીં૦ ૩
આવા દારૂણ પ્રસંગે–
રહિ રમણીનિ સંગે–
ધીરૂજ આપું એ અબળાને, જે મુજ ધ્યાને, થઇ તલ્લીન, દીનવદન
સરવ ભૂલિ ભાન છે ! ! ! નહીં૦ ૪
અથવા એ કંઠ ભેટિ–
ધ્રુજતિ હું પાંખ લપેટિ–
**ડરિ હરિ** મૂર્છિત થતિ ત્વરિત કરિ સચેત–હું હરખાવું પછી થાવ ભ-
વતુ ! ભાવિ આપણે ! ! ! નહીં૦ ૫

---

# दशमी आहुति.

(પદ.)

**(કિરણાંકુર.)**

(રાગ ભેરવી.)

ક્યારે ? ક્યહાં ? કેઇ પેરે મળાશે ?
**વ્હાલી** દિવસ દોહ્યલા ક્યાં ગળાશે !—ક્યારે૦
જાણ્યું ઘડી છેલ્લી સૂધી રહીશું–

સાથે સમાગમ સુખડાં લહીશું !!!—ક્યારે૦ ૧
પ્રાર્થું અરૂણ રથ ક્ષણ રે' ટકાવી !
તું રે' નિકટ તેટલે મન ભાવી !!!—ક્યારે૦ ૨
આભો બન્યો આ અપૂર્વ વિયોગે—
ભાન ન કાંઈ વિરહુ થયો છે !!!—ક્યારે૦ ૩
તેને સ્થળે તે રહ્યો હું જડાઇ—
મોહની મૂર્ત્તિ રહી'તી તું જ્યાંહી !—ક્યારે૦ ૪
દૃષ્ટિ પ્હોચે નાંખી જ્યાં સુધી આઘે
નિરખી રહ્યો તુંને હરખે અગાધે !!!—ક્યારે૦ ૫
પણ હા ! હવે ક્યાં ? તું ક્યાં હો વિરાજે ?
હે **ચક્રવાકિ** ! રહું તું વિના શે !—ક્યારે૦ ૬
**હરિ હરિ** ! આ **ચક્રવાક**ના દુખડાં—
સહિના શકું ! ઝંપલાવું અહિંઆ !!!—ક્યારે૦ ૭
પણ આ સ્પરશ ! અજવાળું કિરણ શાં !?!
**પ્રાણની પ્રાણ** ! હું ને તું મળી કાં !!!
આજે—અહિં—આવી પેરે મળાયું !
**વ્હાલી** દુસહ દુઃખ અહિંઆ દળાયું !!!—ક્યારે૦ ૮



શ્રી

# વિરહ-જ્વાળામુખી.

## અર્પણ-પત્ર.

### મધુભૃત્ વૃત્ત.

શકે કોણ ચાતક વિણ વસમો દાહ સહી હંમેશ ?
ચકવાચકવી વિણ કોણ ગાળે વિરહ નિશા અનિમેષ?
વિના **ચકોરી** પાવક ભક્ષણ શકે કોણ કરી લેશ ?

તો કોને અર્પું હું

વિરહ જ્વાળામુખી વિરહની જ્વાળાથકી જળંતી !?!
જો ન **ચકોરી** હોય તું હ**રિની** ઝાંખી માટ તલસંતી!-૧
હરે હો ઝાંખી માટ તલસંતી.



શ્રી

# વિરહ જ્વાળામુખી

## પ્રથમ જ્વાળા.

(વિરહ જ્વાળામુખીનું ઘૂમવું.)

(પદ.)

(શૃંગાર ચંદ્રિકાના પદને રાગે.)

શું જ્વાળામુખી ઘુમે ! અરે–શું જ્વાળામુખી ઘુમે !
પ્રબળ વિકટ વિરહની (૨)
રુધિર લાલ આ લોચાતાં લોચનમાંથિ ઝરી ઝાળ અતિ કરાળ આ
રહી ! શું જ્વાળા૦ ૧
ધડકે અધિરતાથી–
વસમિ વ્યાકુળતાથી–
રગે રગે દહતા રક્ત વહન સાથ છાતિ છણ છણતી ધરતિ કંપ શી !!!
શું જ્વાળા૦ ૨
નયન સરોવરેથી–
નિરંતરના પુરેથી–
ફુલ ગુલાબ, માલતિ બાગને વિલાવિ રહે રસશાં અહા આંસુડાં ઢ-
ળી !!! શું જ્વાળા૦ ૩
ઉન્હા ઉન્હા પળે પળે
નિસાસા મુખ નિકળે–
હરિ હરિ સત્વરિ દે ઓવારિ, સુધાવારિ દયાધારિ, નિકર
મધુર પલ્લવ રે' દહી !!! શું જ્વા૦

# જ્વાળા બીજી.

## (વિરહ જ્વાળામુખી.)

### (મંદાક્રાંતા છંદ.)

અંતર્વૃત્તિ, વિષય જડતા બ્હાર, શી દૃષ્ટિ સૂની !
શી ગાત્રોની અતિ શિથિળતા ! ઝાળ નિશ્વાસ ઊન્હી !
શું આંસુનું વિકળ નયને થંભવું એક ખૂણે !
હૈયું ફાટે વિરહ સમયે પ્રેમિનું ! બાકી શું રે' !?! ૧
આવે વાણી જરૂર પડતી—ના તથાપિ રસાળી !
જીવ્હા સૂકે ! ગળું ગળગળે ! ઓઠની જાય લાલી !
ધીમે ધીમે વદન શશિ હો ! શો ફિકાશે છવાયે !?!
છાયા કાળી જળધર તણી, રાહુની વા જણાયે !?! ૨
આતે અંતે અતિશ વસમી શોસનાથી ગળાઈ !
જાશે લેખા શશિનિ મધુરી રે અમાંસે બુઝાઈ !
શું સૌભાગ્યે સ્મર સુહૃદનું, પામિ દુર્ભાગ્ય તેનું—
આવી વેળા, અહહ રસિકે શું સ્વિકારીજ લેવું ? ૩
રે રે દેવો અમૃત રસના પાનથી મસ્ત આપ !
નાંહીં નિર્ખો અહિં શમિ જતાં **ચંદ્ર**ને,—ત્યાંહિ તાપ
થાય છે શો નિત તલસતી તે **ચકોરિ** દિસે રે !?!
રક્ષો રક્ષો **હરિ શશિ-કળા** ! મંડળે છો ખિલે એ !!! ૪

---

# જ્વાળા ત્રીજી.

## (વિરહ પ્રાતઃકાળ.)

### (મંદાક્રાંતા છંદ.)

ધીરે ધીરે ક્યમ ગગનનાં પોયણાં એ વિલાયે
ભાનુ દીસે પુરવ દિશ શું ? તે ચકોરી મુઝાયે

જો ડોકાવે ઉદયગિરિ એ શત્રુ સંહાર કાજે !
આ અંધારૂં અહિં તહિં છપે કો બુણે ખાચરે એ ! ૧
શી શૃંગારી અરૂણ વરણી રેખ પ્રાચી કપાળે !
ચૂમી લીધી રસિક રવિયે હાય છુટાં થતાં એ !
અદ્યાપિ તો દુર નથિ ગયો નાથ પોતા કનેથી
ધોળી પૂણીસમ ફિકિ અરે એ વિયોગે દિસે શી !?! ૨
જો થાયે છે અતિશ વસમી આ વલે' આટલામાં–
ક્યાં લેવાનો દિન જુગ સમો ? દુઃખ શોસાય શાનાં ?
કાંતા કેરૂં કુસુમ કુમળું કાળજું પ્રેમ ઘેલું
વ્હાલા વિના કયમ નભિ શકે તે–વિષે જે ગળેલું !!! ૩
આ શું દેખું, અહહ ગઈ ક્યાં મૂર્ત્તિ સોહામણી એ ?
એ હોય કે હતિ રસિલિ જે સુંદરી પ્હેલિ ? ન્હોયે !
શું ના થાએ પ્રગટિ વિરહ જ્વાળ જ્વાળામુખી શી !?!
ફુટું દેવે !–બસબસ હવે બ્હૈ। વદાયે ન હુંથી !!! ૪

---

## ज्वाळा चोथी.

### (પ્રેયસી દર્શનાકાંક્ષા.)

(પદ.)

(શૃંગાર ચંદ્રિકાના પદને રાગે.)

તુંને ક્યાં હું જોઊં ? **પ્રિયે** તુંને ક્યાં હું જોઉં ?
દિશા બધી અંધારિ જ્યાં (૨)
આ અહિં છતાં કુસુમ ઘણાં, તું વિણ રણે, વિરહ કોરણ ચડી આવ્યું
અણચિંત્યું !!! તુંને૦ ૧

હું તો દિગમૂઢ બન્યો !
બધિ શુદ્ધ બૂધ વનો !
આ શું અજબ વિજળિ ઝડપે, અજબિ ગેબિ વજ્રઘાતું હું ગરી
શિર સંકષ્ટ રે વિત્યું !!! તુંને૦

જાણે ચગડોળમાં હું !
ભુમિ કંપ રોળમાં હું !
ચકિત, થકિત, ચળિત, ભ્રમિત, સરવ વૃત્તિથી હું અશરણ કર કોણનો ગ્રહું !?! તુંને૦ ૩

આ શું તન મૂજ ધ્રુજે !
શો આ રોમાંચ ઉદે !
**હરિ હરિ** ફાટ એ તું ફાટ ધરતિ માત ! શાને માટ રે' છુપાવિ મુખી જ્વાળ !?! હું સમાઇ ત્યાં જઉં !!! તુંને૦ ૪

# ज्वाळा पांचमी.

## (પ્રેયસી સમાગમેચ્છા.)

(પદ.)

(રાગ પેહેલા પ્રમાણે.)

હવે શિ પેર મળું ? કહેની શિ પેર મળું ?
આડે અડગ આ રહ્યાં (૨)-
ગિરિ, વન, ઝરણ, વિરહ રણે મરણશરણ ! હું નિશ દિવસ કાર્ય જાળમાં જડચો !!! હવે શી પેર૦ ૧

હું-મન સંચાર જેવો,
કે તર્ક વિચાર તેવો,
ક્ષણ ક્ષણ તુંને મળવા કાજ ઉડે ! રહે તું-સમીપ નહીં દેહ ! જડ આ રે' અહિં પડયો ! હવે શી૦ ૨

તું એ અહા કયાંહ રહી ?
દિધિ દેવે પાંખ નહીં !
**હરિ હરિ** તરફડું જળ જીવનથી વિહીન દીન મીન હું વિયોગ વિષનો કેફ શો ચડયો !!! હવે શી૦ ૩

# છઠ્ઠી જ્વાળા.

## ( શું હું તને ભુલી જાઉં ? )

(પદ.)

(રાગ પેહેલા પ્રમાણે.)

શું ઘેલિ ભૂલિ જઊં ? અયી શું ભૂલિ જઉં ?
દૂર હૃદય કમળથી (૨)–
હો પ્રેયસી તું થાય નહિ જરાય ! સ્વપનમાંહ એ કોઇ વાર સંભવે !?!
શું ઘેલિ ભૂલિ જઉં૦ ૧

વિરહે દેહ દહી,
સમસ્ત ભસ્મ થઇ.
પંચ તત્વમાં મળી તત્વ વળી જાય, કે વેરાય એ દસ દિશ, તોય પ્રાણ ચિંતવે !!! શું૦ ૨

શું તું ભુલાવે પડે ?
ભલે જડ થાય રૂદે !–
ગળી જાય સહૂ વૃત્તિ ને વિજ્ઞાન ! ભુલું ભાન, હું તલ્લીન તું–સમાધિમાં થવે ! શું૦ ૩

પ્રેમળ તું પ્રાણ હું–નો !
તું વિના ખેલ સૂનો !–
માહરો ! તે પ્રાણ પડે પ્રાણથી વિખૂટો જો કદાપિ તોય જુએ હરિણ જૂથને દવે !!! શું૦ ૪

જગા જેવિ તેવિ હોયે–
ગમે એ સમે સોહે–
તોય વને કે ઉપવને, ગિરિ ઝરણે, નગર, ગામ, આઠો જામે, રહે છેજ તું હિયે !!! શું૦ ૫

પોયણ તું–સ્મૃતિ કરાવે !
ચકોરિ તેથિ ભાવે !

હરિ હરિ વિષમ શરશાં સહી ચંદ્રકિરણ કમળ કવચ હૃદયધારિ રહું
હવે !!! શું૦ ૬

# સાતમી જ્વાળા.

## ચકોરી વિલાપ પ્રશ્ન.

( પદ. )

રાગ જોગઆશા.

કાં તું ચકોરી વિલાપ કરે છે ?
ચંદ્રરૂચિ અતિ ચિત કાં ધરે છે ? કાં તું૦—૧.

જો એ દિસે દિવસે અતિ ઝાંખો !
રાત સદા ન ખિલે સખી આખો !!! કાં તું૦—૨.

મોહ અહા એહમાં શો અધિક ?
કલંકિત છે મૃગલાંછનથીજ ! કાં તું૦—૩

સુર અસુર સહુ ટાંપી રહે છે
તેની સુધા બધા પીવી ચહે છે !!! કાં તું૦—૪

પર્વણિ એ જ્યાં પ્રકાશવું પુરૂં—
હોયે ત્યાં થાય ગ્રહણ ઘણું બૂરૂં ! કાં તું—૫

જો ન લહે સુખ રોહિણી રાણી !
પોયણિ એ પડી એ ઝંખવાણી ! કાં તું—૬

માસ બધો પ્હેલિ ઝૂરી મરે છે !
મિત્ર છતાંય બિજી મિચિ રે' છે !!! કાં તું—૭

ભવતુ ! જળું વિરહજ્વાળામુખી હું—
હરિ હરિ ! ચંદ્ર શરણ નાંહિ બીજું !!! કાં૦—૮

# आठमी ज्वाळा.

## પ્રેયસી-પ્રકાશ-પ્રાર્થના.

### રેખતો.

રસીલી ચંદની મારી-
પ્રકાશી રે' સદા પ્યારી ! રસીલી૦
નિશા તારે વિષે ચુસ્ત !
ઝિલું રસ સિંધુએ મસ્ત ! રસીલી૦-૧
જુદાઇ જીરવી ના શકું !
વિરહજ્વાળામુખે ધિકું ! રસીલી૦-૨
શું કંપે કાળજું પ્રેમે
ગળેલું, પોયણીશું એ !!! રસીલી૦-૩
શિ તલ્પી રે' દૃગ ચકોરી
નિરખવાને છબી તોરી !!! રસીલી-૪
ચડે જ્યાં સ્વપ્નની દૃષ્ટે
જુદું થાવું પડે કષ્ટે !!! રસીલી૦-૫
ભુલી સહૂ ભાન ! ક્યાં શુદ્ધિ !?
ચહું થઉં સ્વપ્ન ! ન પ્રબુદ્ધિ !!! રસીલી૦-૬
તું વિના કોણ બૂઝાવે-
અંગોઅંગ લાગિ આ લ્હાયે ! રસીલી૦-૭
નસે નસે લોહિ બળતું વહે !
હરિ હરિ તું શિતળ કરિ દે !!! રસીલી૦-

# ज्वाळा नवमी.

( અયિ તલસાવે શાને ? )

( પદ. )

(શૃંગાર ચંદ્રિકાના પદને રાગે.)

અયિ તલસાવે શાને ? મિઠી રિબાવે શાને ?
કઠણ તું કાળજું કરી (૨)
સુખદ ઝાંખિ દઇ જરાય, વળિ તું જાય, નહિ દેખાય !!! રહું સદાય
ઝંખતો ! અયિ૦ ૧

દશો દિશ રણ ઉકળે !
વિરહ બપોર બળે !
અહા તું ઝાંઝવાનિ ઝરણિ, હરણિનયણિ શિ ઉતકંઠાથિ કલકંઠિ તુંને
ચહું પળે પળે મળવા કાજ રંક શો !?! અયિ ૨

અહાહા સમી સાંજ થઇ !
ઘટા શિ ઘન છવાઇ રહિ !
નિકળિ વાદળિ એક પાંખથી લપાય બીજી માંય તું કળાયચંદ્ર તણી
દીન બણી, હાય ! રહું હું નિર્ખતો !?! અયિ૦-૩

આ! તે હું નિરખું તુંને !
કાંઇ કાંઇ સ્વપ્ન શું એ ?
**હરિ હરિ** જાગૃતિ સુખરતી નથી ! આ શું ધગધગતી સદા કાળ બળું
ઝળું અતિ કરાળ જ્વાળામુખિમાં હું તો !!! અયિ૦-૪

કયિ લ્હેરે નીચિ વળે ?
પળે પાછી વાદળિ તું એ ?
હવણાં બિંદુ સુધા સિંધુથી અધિક વરસાવીશ એક સમે, સુખ વિકાસું
છઉં હું જ ચાતકો !!! અયિ૦-૫

# ज्वाळा दशमी.

(રસના સિંધુનો ઘુઘવાટ.)

(પદ.)

(રાગ પેહેલા પ્રમાણે.)

ઘુઘવે સિંધુ શો આ ? રસનો સિંધુ શો આ (૨) ?
વધતિ વધતિ ભરતિથી (૨)–
ઉછળે પ્રબળ ઉરમિ વૃત્તિના ! તું પ્રણય ચંદ્રકળા પામિ રહે ઉદય
વિમળ હૃદય વ્યોમને વિષે !!! ઘુઘવે૦ ૧
પ્રતિબિંબે રાચિ રહી !
તરંગે નાચિ રહી !
મધુરિ મુરતિ તારિ, પ્રાણાધાર, સુખને પાર લઇ જનાર, એ મુજ ના-
વ કો હશે !!! ઘુઘવે૦ ૨
ભલે તોફાન થાઓ !
વંટોળ બધેથિ વાઓ !
ચક્કર ભમર હુંને ઘુમાવતા, ડુબાવવા છો વમળ વળો ! વ્હાલિ હું નવ
બિહું શરણ જ્યાં સુધી તું છે !!! ઘુઘવે૦ ૩
ચડવું હિલ્લોળે ઉંચા–
વળવું તે સાથ નિચા !
શા તરંગ આ ઝુલાવતા ! હરિ ફરિ ફરિએ હજો એ મને ! ડુબવું
તોએ ડુબવું તરવું અકથ એ દિસે !!! ઘુઘવે૦ ૪

---

# ज्वाळा अगियारमी.

(વિરહાગ્નિવૃષ્ટિ.)

(પદ.)

દુસહ વિરહ વરસિ રહ્યો આ શિ વસમિ લાહે !
**પ્રેયસિ** તું રસ ભીનિ શિતળ વાદળિ ના જણાયે !!! દુ

હૃદયે તલસ તલસ થાય ! મુખથિ કંઇ કંઇ વદાય !
નયન નીર ઝરણ વહે ! કંઠ એ સુકાયે !!! દુસહ૦ ૨
તન શુ અગન અગન થાય ! મન હા! બહુ બહૂ મુંઝાય !
પળ પણ કળ ના વળે ! સ્થળ કોઇ ના ઠરાયે !!! દુસહ૦ ૩
ઝાંઝવાં શું આ જણાય ? તરતિ તું-છબી સુહાય !
રણ રણ રણ કલ્પના તળ હરિણ હૃદિ શું ધાયે !?! દુસહ૦ ૪

## ज्वाळा बारमी.

### (વિરહ-હેમંત.)

### (વસંતતિલકા છંદ.)

તે હા ! ગઇ શરદની અજવાળિ રાત !
તે ના વસંતનું મનોહર સુપ્રભાત !
સંધ્યા સમો મધુર ગ્રીષ્મ તણો શું ખીલે ?
હેમંત આ વિરહ ! તું શર તુલ્ય દીલે ! ૧
ગુંજારવે ન મુજ કુંજ દિસે ધ્વનિત !
ના હા સ્મિતે ઉપવને પ્રિય પ્રજ્વળિત !
રે વાટિકા કુસુમ વેલથિ ના પ્રકાશે !
જ્યાં તું **રસીલિ** શશિની ન કળા વિલાસે !!! ૨
તે મોહિની રસતણી થઇ હા વિદાય !
ના પોયણી નયન માર્ગ વિષે જણાય !
સ્વાભાવિકી સુભગતા થઇ શી અદર્શ ?
તું ચંદ્રિકા પ્રિય ચકોરિ ધરે ન હર્ષ ! ૩
હા ! કો ક્ષણે સરિત તીર વિલાસિ **વ્હાલી** !
લીલાવતી મધુર લ્હેર હતી રસાળી !
તે એ અચાનક શું પાલટિ રૂપ આપ-

નિઃશ્વાસ ભાસ કરતી વિલપે અમાપ !!! ૪
આકાશનું હૃદય વાદળ ફાટિ જાય—
દે શોસના નિજ વધારિ પ્રસારિ લાહ્ય !
નિઃશ્વાસ ઉષ્ણ સ્થળ તેમ જળે જણાય !
પત્રાંતરે ડરિ રહે દવ આંસુડાંય ! ૫
ઠંડા અહા ! હિમકણે પવનો શું ભારે !
જ્યાં ત્યાં બધે ઉજડતા જડતા વધારે !
શૃંગાર સૌ હરિ વનસ્પતિના વહે છે !
બાળી કળી કુંપળ હા ! કમળો દહે છે !!! ૬
પામ્યાં વિજોગ ચકવાં તટ એક બીજે !
લાંબી અનંત જુગ જેવિ ન રાત નીઠે !
સાચી વિજોગ સુખ પક્ષનું નાંહિ દા'ડે !
મિત્રે ન સદ્ય પદ સેજથિ બ્હાર કાઢે ! ૭
તે એ મધુવ્રત ભુલી પ્રિય ગાન શૂન્ય !
જ્યાં ત્યાં ભમે વન અરણ્ય ધરી સુ-મૌન્ય !
ઝાંખો ફિકો શશિ વિજોગ ક્ષયે ખમે છે !
અંતે વિના કુમુદ દર્શન આથમે છે !!! ૮
ક્યાંથી હશે નિરમિ આ ઋતુ તેં વિધાતા ?
જ્યાં પ્રેમના વિરહ વહ્નિ શું હોમ થાતા !!!
મંત્રાક્ષરો પ્રિય તણા પ્રિય નામ જાપ !
કુંળા રૂદે બળિ બળે અહ ! એ પ્રતાપ !!! ૯


ઇતિ શ્રી
વિરહ-જ્વાળામુખી
સમાપ્ત.

શ્રી

# શરત્સંજીવની.

## અર્પણ-પત્ર.

### માલિની છંદ.

લહરિ લપટિ મૂર્છા પ્યારિ પામિ શૃંગાર,
સહન કિધ કળાના ચંદ્રિકાના અંગાર,
વિરહ અનળ વેગે આહુતિમાં અપાઇ,
વિકટ વિરહ જ્વાળામુખિમાં તું ઝંપાઇ.

કમળ કિરણ શોષી શોષિ તું શોસવાઇ,
તરસ સરસ સાંખી ચાતકી ઓસવાઇ,
ચણગિ ચખિ ચકોરી ચર્ચરી તું સુકાઇ,
શિશિરયુગ વસંતે ગ્રીષ્મ વર્ષાનિમાંહી.

રસિલિ હસિ હવે રે' તે શશી શાંતિ આપો!
કુમળિ ઉજળિ તારા વાદળી તાપ કાપો!
મિઠિ શરદ સલૂણી શોળી સંજીવની આ
અરપું હરિ વિનોદી વ્હાલિ વિલાસસીમા!!!

श्री

# શારત્સંજીવની.

---

## प्रथम मंजरी.

(પ્રેયસી દર્શન.)

( પદ. )

રમણ રસિક અવલોક! વિના આકાશે ઉદય પ્રભા શી !?!
અલબેલી ચંદ્રકળા શી !
ઘન મંડળ ચપળ પ્રકાશી !
જાલાન્તર હાસ વિલાસી !
હસિત વદનથી દંત દાડમી કળિ શી જ્યોતિ ઝગારે !
અધર પલ્લવ દળ કમળનું ફરકી પ્રેમનું પૂર પ્રસારે !
મુગ્ધ વચન કોમળ પ્રેમળ પ્રિય ગીત ધ્વનિ વિસ્તારે !
હરિણ નયનોં રાંકડિ આંખડિ શિ અપાર રતિ ઉદ્ધારે !?!
અનિહાં શી ચંદ્રકળા શી !
અલબેલી ચંદ્રકળાશી !
રમણ રસિક અવલોક વિના આકાશે મુગ્ધ પ્રભા શી !!! ૧

---

## द्वितीय मंजरी.

(મધ્યાછબી.)

(શાર્દૂલવિક્રીડિત.)

રાતી રાગરસે રતે, મદ ભરી, ઘેરાતિ કૈં આંખડી !—
કાલી ઘેલી, રસીલિ બોલિ લળકે ! લાલી શું ગાલે અડી !—

કાયા કાંચનવેલડી, શું કુમળી લજ્જાનિલે લ્હેંકતી !–
હૈડું સાધ્વસસંભ્રમે ધડકતું ! મુગ્ધા સુમુગ્ધાકૃતિ !!! ૧
મીઠી, મોહ ભરી, મરોડિ, હસતી આંખેથિ ઝાંખે મિષે !
શૃંગારાતિશયે, તથાપિ સહજે, ભેટે બળે ગાઢ તે !
લે, દે ચુંબન, કાન્ત કામ્ય, રસિલાં, સ-વ્યાજ મુગ્ધામણિ !
હાસજ્યોતિસ્નતભાવભંગિરમણી ! લાલિત્યમંદાકિની !!! ૨

# तृतीय मंजरी.

## (પ્રેયસી સ્વરૂપ વર્ણન.)

## (રાગ પ્રેમાનંદના ઢાળનો.)

પ્રેમળ, કોમળ, કમળ પાંખડી, અણિયાળી, ઘેરી આંખડી !
કામે કામણ, છળ પ્રબળ, ચળ, ઉજ્જ્વળ કીકિ ભ્રમરી ઉડી !!! ૧
નવ કુસુમ-સુંદર, મેઘ મેદુર, વિમળ વેણિ વિલાસ શો !
અર્દ્ધગોળ કપોળ તટ સ્મિત ઉદ્ધિત પ્રકટ પ્રકાશ શો ! ૨
ભાળ બાળતરંગિણી સ્થળ ભવિરેખા ભંગિ શી !
ગ્રીષ્મવર્ષા કાળકળિત પ્રકૃતિશોભા રસલસી !!! ૩
એ પ્રીતિ અભિનિધિ ચંદની ! એ મોહમદમંદાકિની !
એ **હુરિ**મનોરથ ફળ કલ્પવેલી ! રસીલી છબિ મોહિની !—૪

# चतुर्थ मंजरी.

## (પ્રિયચિત્રસ્મરણ.)

## ( પદ. )

વ્હાલા આંખડલી અણિયાળિ, નેહ નિશાની ભરી,–
વરસાવતિ મ્હેરનિ વૃષ્ટિ વિસારિ ન રે' વિસરી ! ૧
સુતરંગિત ભમરનો વંક કવિત્વ વિલાસિ રહ્યો !
તરતું શું રૂપાળું ભાળ કે ચંદ્ર પ્રકાશિ રહ્યો ! ૨

શું ઉદાર સ્વભાવનિ ખાપ નિખાલસ મુખડું અહા !
ઝટ વૈરી કરે નિર્વૈર રિઝાવી દે મિત્ર સગાં ! ૩
પ્રાણ પ્યારા પ્રાણ પ્રમાણ પ્રેમળ તુજ વાણિ ખિલે
સુધા માંખણ હિમજળ ચૂર્ણ મિઠી મૃદુ શીતળ એ ! ૪
નિરખું પ્રેમ અખંડિત રૂપ તું-રૂપ દિશા દશમાં
મુજ અંતર, બાહર, પૂર્ણ, પ્રકાશિત ઘટઘટમાં. ૫
કરૂં દષ્ટિથી હું તુજ પાન ચકોરી સુધાંશુ જથા !
હરણી વ્યાકુળી ગીતિને ધૂન સુણું તુજ વેણ તથા ! ૬
ધરૂં ધ્યાન હૃદય એકાન્ત કે યોગ કળા ઉદયે !
તુજ દેહમાં દેહ સમાવું સાયુજ ચિત મુક્તિ ચહે ! ૭
કલ્પનાસખી, તર્કસુબંધુ, દિયે **હરિ** પાંખ પિયૂ !
ઉડી, ભેટું લતા, બુલબૂલ ગુલાબ હું અધર પિઉં !!! ૮

---

# પંચમી મંજરી.

## (પ્રેયસીનેત્રવર્ણન.)

### (પદ.)

(રાગ કહારવો.)

"કૃતિ સામું પ્રભૂ કદી નવ જુઓ રે"—એ રાગ.

આંખ ઘેરી મદભરી તારી દિસે રે !
  કે' શી એવી એ ખુમારિ ખિલી ? આંખ૦
અરધું વિકાસ્યું, રક્ત કમળ મિચાતું,
  સાંજ સમે ભાવી શું વિરહ રસે રે ! આંખ૦ ૧
ભ્રૂકુટિ લતા રસે ગળી ભ્રમરાવળિ
  જડ થઈ ! કાંઈ ન ખસે હસે રે ! આંખ૦ ૨
પરમ પ્રચંડ પ્રેમ પાવક પ્રદીપ્યો
  **હરિ** હૃદય કુંડે તે તે એ ઝાળ હશે રે ! આંખ૦ ૩

# छठ्ठी मंजरी.

(અહા કટારી.)

( પદ. )

(રાગ પ્રથમ પ્રમાણે.)

મતવારી કટારી અહા તારી ખુંચે રે !
કોમળ કમળ હૃદે ભેદિ કરી !!! મતવારી૦
વાંકું ભાળે કે તીણું ખંજર ખેલાવે ?
કાપે કાપે મર્મ ! બાળે ! તોએ અહા રૂચે રે ! મતવારી૦ ૧
ઘા આ કરી ફરી ખેંચિ ન લે એ–
**હરિ હરિ,** એ શિતળતા કરી દિયે રે !!! મતવારી૦ ૨

# सातमी मंजरी.

(વદનશશી.)

(પદ.)

(શૃંગાર—ચંદ્રિકાના પદને રાગે.)

મધુર તું–વદન શશી ! અહા શો વદન શશી !
શ્રીસમસ્તના ભર્યા (૨)–
રસિક દગચકોર તરસતાં હો સુંદરિ શુભ દર્શન સંતોષિન ખિસે !!!
મધુર૦ ૧
પ્રબળ અનંગ બળે–
માધુરી મોહિની છળે–
ઢળે ઘેનમાં ચકચૂર અજબ ગજબિ શી તુજ આંખ કમળપાંખડિ કરિ
ઘા રસિક દિલે !!! મધુર૦ ૨
અણીયાળી આંખ શોભા !
શિ પાંપણ અધર–લોભા !

વર કપોલ ચુમી રાજતી ! અંકોર શો મરોડ ભ્રૂકમાનનો દિસે
મધુર૦ ૩

અધર મધુર વરણે !
ચિબુક પ્રસન્ન પણે !

ક્ષણે ક્ષણે એ આમંત્રિ રે' પ્રિય અધરને શાં રસે રસીલાં સુચુંબને !!!
મધુર૦ ૪

સર્વાંગ કોમળતાથી—
રૂપાળિ રસાળિતા શી !?!

અયી વદું હું શું વિશેષ વાણી વિરમે મોહરતબ્ધ હરિ હરિ એ વિ-
કળ દીનતા વિષે ! મધુર૦ ૫

---

## आठमी मंजरी.

### (પ્રિયા પ્રણય ખેલ.)

( પદ. )

"બતાદે સાનુ પંજાબ કિતના દૂર"—એ રાગ.

છુપે છબીલી વ્હાલી નજરથી શા માટ (૨) ? છુપે૦
ક્ષણ એક ઝળકી, ક્ષણ દૂર સળકી
પળે પળે પળે શા એ ઘાટ !?!—છુપે૦ ૧
મોહિની મદ ભરી, રસની નિરઝરી,
વાણિ વિલસે ! ફિટાવે ! એ ઠાઠ !?!—છુપે૦ ૨
રગે રગે બળતે, હું અધર તલસતે,
ચહું પીવા સુધા, ઢળે બે-વાટ !!!—છુપે૦ ૩
તુંજને હું ભેટું ! હું અંગે લપેટું
થવા શીતળ ! પડે કાં તું પછાત !?!—છુપે૦ ૪
મુગ્ધ સ્વપનમાં સ્ફુરતી, મધુરી શી મુરતી
તુજ હરિ હરિના હરે ઉચાટ !!!—છુપે૦ ૫

# નવમી મંજરી.

## (પ્રણયકલહનિવારણ.)

### (ઇંદ્રવજ્રા.)

તે પોયણી નૂતન ચંદ્રને હળી, તેને પ્રકાશે ચિત ચાહ્ય છે રળી !
પામે સુધાસ્વાદન સ્નેહ દૂતથી, અન્યોન્યની ગાઢ રતિ રહે વધી. ૧

### (વસંતતિલકા છંદ.)

તારૂં રૂપાળું, હસતું, નિરખીજ મુખ–
જંજાળ સૌ જગતની વિસરૂં હું દુઃખ !
જ્યારે પ્રકાશથકિ પૂર્ણ સુ-ચંદ્ર ખીલે–
પ્રેમોદધિની લહરિ ઉલટે હું–દીલે !!! ૧
તારી મિઠી નજરની અમિથી હું જીવું !
રાતી દગે, મરડવાળિ ભવાંથિ બીહું !
રોષે જ્યહાં અધરપલ્લવ રે'જ ફર્કી !
જાયે ગળી કુમળુ કાળજ મૂજ થર્કી ! ૨
હો પૂર્ણિમા, પ્રતિપદા, વિકળા, કળા, વા
અંધારિ વાદળિની નિર્મળિ કો નિશા, વા–
જ્યાં ના અમાંસ, ગ્રહ દુષ્ટનિ જ્યાં ન છાંય–
ત્યાં સર્વથા પ્રિય ચકોરથકી જિવાય !!! ૩.
આ જોડ પોયણ સુ-લોચન ત્યાંહ ખીલે !
રોમાવળી નવ વનસ્પતિ ત્યાં ફુલી રે' !
સર્વાંગ ઉજ્જ્વળ પ્રવાહથિ પ્રેમની ત્યાં
શૃંગારની રસ તરંગિણી રે' ખુણીમાં ! ૪
ઘેરાય ચંદ્રમુખડું રિસરાહુનાથી–
ફેલાય ગ્લાનિતિમિરે, ઘન શોક સાથી !
મીંચાય મુગ્ધ મૃદુ પોયણને સ્વભાવે
હૈયું અરે ધડકતું ! ચિતવે શું હાવે !?! ૫

માટે સદૈવ પ્રિય સુંદરિ રે' પ્રસન્ન !
આનંદ હર્ષ રસથી મધુરાં વચન્ન,
તું પ્રીતિનાં ઝરણ શીતળ, વિસ્તરીને
શાંત સ્વભાવ થકિ ઠાર હું-ને ઠરીને !!!

## दशमी मंजरी.

(વદનશશિ-વક્રિમા.)

( પદ. )

(શૃંગારચંદ્રિકાના પદને રાગે.)

રસીલિ રીસે કરે-અયી રસીલિ રીસે કરે
વાંકો વદન ચંદ્ર કાં ? (૨)
અહા ભવ્ય તુજ ભવાં ચડાવિ લાંછન કાં દાખવે ? મલકાવે ના મુખે !?!
રસીલિ૦ ૧

ઘેલિ ઘેલિ પાસ જો હું !
વ્હાલિ ન હું દૂર સોહું !
રહું બહુ બહુ બહુ આગ્રહે એકતાન સુગુણ ગાન તુજ ચકોર કરી આ
હું સન્મુખે ! રસીલિ૦ ૨

તો તું અકળાઇ જાતે-
હુંને અકળાવે શાને !?!
હરિ હરિ હૃદય કમળ કુમળું મુજ શું સહે ? ન એ દહે કદળિ
વિજળિપાતરે ! રસીલિ૦ ૩

ઇંદ્રવજ્રા.

જેને ત્રિલોકી મન મોહિને રહી
તે બાંધિયો પ્રેમથિ તાહરે સહી !
ના-ના-ન હું અન્ય તણો મધુવ્રત !
શંકા સ્ફુરે સુંદરિ કાં મનોહિત !?! ૧

# મંજરી અગિયારમી.

## (ચંદ્રવિલાપ.)

## વસંતતિલકા છંદ.

થાયે દિનો દિન—નહીં ! પ્રતિરાત્રિ ક્ષીણ
મારી કળા ! વદન માહરૂં કાંતિ—હીણ !
આ અંધકાર મુજને સઘળેથિ ઘેરે !
આ પાદ—બાહુ કિરણો મુજના ઠરે રે !!! ૧
વર્ષા વિષે વિકટ ગર્જનથી ધ્વનિત—
તે વિશ્વદાહિ વિજળી થકી પ્રજ્વળિત—
કાળી કરાળતમ વાદળિયે દબાવ્યો !
ના માહરો મધુર દર્શનકાળ આવ્યો !!! ૨
જાણ્યું હવે શરદમાં સુખમાં હસીશું !
આ શર્વરીસુખ કર સ્પરશી રસીશું !
ઉન્નિદ્ર પોયણિ સરે ખિલશે રૂપાળી !
આનંદશે પ્રિયચકોરિ હુંને નિહાળી ! ૩
આશા અદર્શ થઈ ઇંદ્ર ધનુષ્ય સાથે !
સંકલ્પ મેઘ વિખરે શું પ્રચંડ—વાતે !
સૌ સૌખ્ય એકદિશ આમ અચિંત્ય ચાલ્યું !
આ તે સમો પ્રલયનો ઉલટે અહા શું !?! ૪
હા ! મૂજને નિકટ મંડળ મારૂ ત્યાગે !
મારા સહાયિ ગ્રહ હુંથિ પળેજ આઘે !
હા ! ફરવેજ પુંઠ દૈત્ય—ગુરૂ, કવિ તું !!!
કે' ક્રુર દષ્ટિ તુજ હોય ન હે શનિ શું !?! ૫
તું વક્ર રે' દ્વિજ હુંથી ગુરૂ ! ના વિચિત્ર—
સેવી રહ્યો અહ તું—પાસુંજ તેજ મિત્ર !!!
દીપાવતી કહિં હશે જગદંતબિન્દુ
હે સૌમ્ય—મૂર્તિ તુજ ! મંગળ—મૂર્તિ ક્યાં તું !?! ૬

આ તાપ શો પ્રગટતો ! મુખ પ્રાચિ રાતું
થાતું દિસે તુજ શું રોષ ભર્યૂં જણાતું !?!
રે કોણના કર દહે કપરા હુંને આ !
હા ! ધિક્ક !!! તું પણ તજે રવિ મિત્રતા હા !?! ૭

શું આપણું હતું અલૌકિક યુગ્મ રમ્ય,–
દુઃખે સુખે દુખિ સુખી, રિપુથી અગમ્ય !?!
મંદાકિની તટ વિલાસવું–એક રાશિ
નક્ષત્ર મંડળ વિષે ફરતાં પ્રવાસી !!! ૮

સંધ્યા સમે મધુર પોયણિ ખીલતામાં–
કે કો પ્રભાત સમયે કમળો હસંતાં–
આલિંગતા કર થકી પડતા છુટા જ્યાં,–
ઝાંખા થતા, લથડતા, વિરહે ગળંતા !!! ૯

એ શું બધું વિસરિ મિત્ર તું એ પછાડી
મારી રહે ! મુજ પ્રભા હરવા પિંડારી !?!
અસ્તુ ! પ્રભો ! પ્રણય ! પૂર્વ પ્રસંગ ! પ્રેમ !
છેલ્લા પ્રણામ કરૂં હું તમને સ-નેમ !!! ૧૦

ભાવી વિયોગ નિરખી તું રહે શૂઁ ઝૂરી ?
તારા ! અયી કુમુદ કોમળ ! કાં ચકોરી !
આ કાળ રાત્રિ ગળશે ! હું–કળા તથાપિ
નિત્યે હૃદે રમતિ આ હું સમર્પું કાંતિ !!! ૧૧

છો વીસરો પ્રિય જનો તુજને ઘડીમાં !
મિત્રે તજો સહજ કારણ વીણ સામા !
હું તો સદૈવ રસ સ્નેહ વિષે ગળીને–
તારો સદૈવ હું રહીશ પ્રિયે શશી રે !!! ૧૨

# बारमी मंजरी.

## (તારા વિહાર.)

## (વસંતતિલકા છંદ.)

કાં તું કરે સ્પરશિ રે' મુજને શશી હે ?
કાં માહરૂં અધર કાંતિથિ મૂખ ચૂમે ?
કાં ભેટવા તું ચરણ સ્ખલને પળે છે ?
આ શી ત્વરા પ્રિય ! હૃદે તુજ આકળે એ ? ૧
આ ના હજૂ કનકનાં કિરણો વિલાયાં !
ના તે સરે કમળનાં મુખડાં બિડાયાં !
ના પોયણી ઉમગિ એ નયનો વિકાસે !
આ જો વડીલ તુજ મિત્ર હજૂ પ્રકાશે ! ૨
ઓ દૂર દ્રષ્ટિ તુજને ધ્રુવ શું નિહાળે ?
સપ્તર્ષિ ઉજ્જ્વળ શું આશિષ શ્રી ઉછાળે !?
નક્ષત્ર સુંદરિ તુંને સઘળેથિ જૂએ !–
એ મુગ્ધ દર્શન સુખી દિન દાહ ખૂએ !!! ૩
ઓ અંજળી કુસુમ સુંદર રે' શું નિર્ખી
સૌ વિશ્વ ઉન્મુખ સુપંકજ જાળ સર્ખી !
મંદાકિની કુલ ગુરૂનિ સમક્ષ ? એ તે
એકાંત શું સુખ સમાગમનો સમે છે !?! ૪
લ્હેરી રહી શરદના મધુરે સમી રે–
કો વાદળી દુધતણા ઉભરા સમીરે,
આડી ધરી સ્ફટિક નિર્મળ હો રમીશું–
નિર્ભ્રાન્ત સૌ મદન કેલિ વિષે હસીશું !!! ૫
વર્ષા વિષે ઝુકિ રહ્યાં ઘનનાં વનોમાં–
વિદ્યુલ્લતા લલિત નર્ત્તન પાવનોમાં–
નિર્ખી અપૂર્વ રચના વરણે રસેલી,

વર્ત્તાવિશું અખુટ હર્ષ તણીજ હેલી !!! ૬
કો રાત્રિયે અમિત શાંતિ સમુદ્ર તીરે–
આકાશ ગામિ ગણુ સ્વપ્ન વિષે હસી રે'–
જ્યાં ચંદ્રિકા વસનથી જગ આ રસાશે
ને ગાઢ ઘારણુ વિષે સઘળું સુહાશે !!– ૭
જ્યાં તે તુંને કુમુદિની સ્મિતથી વધાવી
લેશે–ચકોરિ નિરખી દગ વીકસાવી,
હું એ પ્રકાશ પ્રિય તૂજ વિષે ગળીશ !
તારા હું તારિ પ્રિય તારિ તું–માં ભળીશ !!! ૮

---

# तेरमी मंजरी.

## (પ્રીતિ કરવી કે ન કરવી ?)

### (વસંતતિલકા છંદ.)

જો કે ફરૂં પુર વિષે, વળિ કુંજ માહે,
વિદ્વાન, મુગ્ધ, કવિ, કોવિદની સભાએ,
હું પુસ્તકે રસ ભર્યે ચિતને પરોવું
તોયે શરીર મન માંહિ ન શાંતિ જોઉં ! ૧
આ ચિત્ત તો ફટકયું જ્હા ફટકયું ફરે છે !
ઊંડે કુવે કહિંકે કાળજ ઊતરે છે !
માથા વિષે વિજળિ વેગ પ્રહાર થાયે !
સર્વાંગ આગ ભભુકે ભડકે જણાયે ! ૨
ના વ્હાર, કે ઘર વિષે, જનને પ્રસંગે,
કાંઈ રૂચે ! રસિક વાત ગમે ન રંગે !
ઉત્સાહ શક્તિ તનથી, મુખથીજ કાંતિ,
ધીમે ઘટે ! વધતિ જાયજ આત્મ ભ્રાંતિ ! ૩

મૈત્રી સખી ! સુખદ મિત્ર અખંડ પ્રેમ !
છો બેહુ સ્વર્ગ સુખદાયિ–તથાપિ કેમ
અંતે અહા ટળવળાવિ દુખી કરો છો !?!
હું દીન મીન ? પણ પ્રાણ ન કાં હરો છો ? ૪
જ્યાં એકવાર હતિ કોમળતા રૂપાળી !
જ્યાં પ્રીતિના ઝરણ કેરિ સુધા રસાળી !
તે એ હૃદે કઠિણતાજ રિકાશ દાખે !
હા દૈવ ધિક્ક ! તુંહિ અંધ ! પ્રપંચ દાખે ! ૫
હા ! થાત સારૂં–કદિના! હત આ પ્રસંગ !
ના પ્રીતિ જાળ ભણિ જાતજ જો તું ભૃંગ !
શું સારૂ પ્રેમ કરિ તેહ વિનાશ જોવો ?
એવી પ્રિયા મધુર કે પ્રિય મિત્ર ખોવો ? ૬
કોઈ કહે ન કરવો અહિં સ્નેહ ઠીક !–
કાં કે વિનાશથકિ વ્યાકુળતાનિ બીક–
હું તો વિના પ્રણયના ઝરણેજ દીન
માનું હૃદે મનુષનું રસથી વિહીન ! ૭

## દ્રુતવિલંબિત.

સુખ સદા પ્રિય યોગ વિષે જહિં–
વિરહમાંહિ રસાત્મકતા સહી–
મરણ હોય અનંત તું–ભંગમાં
પ્રણય ! તોય ખિલું તુજ રંગમાં !!! ૧

# ચૌદમી મંજરી.

## ( શું આપણે નહિ મળિયે ? )

(પદ.)

(શૃંગાર–ચંદ્રિકાના પદને રાગે.)

શું હો મળીશું નહીં ? કદાપિ મળીશું નહીં ?
અરે–આમ આપણ વીખુટાં (૨) !!!
સદા કાળ શું બેહાલ અરે વ્હાલિ રહીશુંજ રોઇને !?! શું હો૦ ૧

વસમી વેરણ આ તે–
હમેશ રહેશે રાતે ?
અરેરે !!! થશે ન શું પ્રભાત તે સુજાત ચકવા ચકવિ મળશે નાંહિ કો દિને !?! શું હો૦ ૨

સદા શું અમાંસ રે'શે ?
હમેશ શું ગ્રહણ હશે ?
નહીં ઉગશે ચંદ્રકળા શું ઉજ્જ્વળા શુભ ખિલાવિ પોષણી ચકોરને !?! શું હો૦ ૩

ખોળિ નિજ જોડ રહ્યું !
તરસ્યું શું દીન થયું !?!
હવણાં મળિશું–હવણાં મળિશું સમજિ ભટકે એ સદૈવ અરે દૈવ ! શું ભુલ ભુલવણી હશે !?! શું હો૦ ૪

શું આ તલસી રહે છે ?
બપૈયા શું બળે છે ?
વિરહે નિરખતાં ન મેહ ! જો આ છેહ દેવો તોજ શાને **હરિ** એ એ મેળવ્યાં હશે !?! શું હો૦ ૫

મૈત્રી સખી ! સુખદ મિત્ર અખંડ પ્રેમ !
છો બેહુ સ્વર્ગ સુખદાયિ–તથાપિ કેમ
અંતે અહા ટળવળાવિ દુખી કરો છો !?!
હું દીન મીન ? પણ પ્રાણ ન કાં હરો છો ? ૪
જ્યાં એકવાર હતિ કોમળતા રૂપાળી !
જ્યાં પ્રીતિના ઝરણ કેરિ સુધા રસાળી !
તે એ હૃદે કઠિણતાજ ફિકાશ દાખે !
હા દૈવ ધિક્ક ! તુંહિ અંધ ! પ્રપંચ દાખે ! ૫
હા ! થાત સારૂં–કદિના હત આ પ્રસંગ !
ના પ્રીતિ જાળ ભણિ જાતજ જો તું ભૃંગ !
શું સારૂ પ્રેમ કરિ તેહ વિનાશ જોવો ?
ખોવી પ્રિયા મધુર કે પ્રિય મિત્ર ખોવો ? ૬
કોઈ કહે ન કરવો અહિં સ્નેહ ઠીક !–
કાં કે વિનાશથકિ વ્યાકુળતાનિ બીક–
હું તો વિના પ્રણયના ઝરણેજ દીન
માનું હૃદે મનુષનું રસથી વિહીન ! ૭

## દ્રુતવિલંબિત.

સુખ સદા પ્રિય યોગ વિષે જહિં–
વિરહમાંહિ રસાત્મકતા સહી–
મરણ હોય અનંત તું–ભંગમાં
પ્રણય ! તોય ખિલું તુજ રંગમાં !!! ૧

---

# ચૌદમી મંજરી.

## ( શું આપણે નહિ મળિયે ? )

### (પદ.)

(શૃંગાર–ચંદ્રિકાના પદને રાગે.)

શું હા મળીશું નહીં ? કદાપિ મળીશું નહીં ?
અરે–આમ આપણ વીછુટાં (૨) !!!
સદા કાળ શું બેહાલ અરે વ્હાલિ રહીશુંજ રોઇને !?! શું હા૦ ૧

વસમી વેરણ આ તે–
હમેશ રહેશે રાતે ?
અરેરે !!! થશે ન શું પ્રભાત તે સુજાત ચકવા ચકવિ મળશે નાંહિ કો દિને !?! શું હા૦ ૨

સદા શું અમાંસ રે'શે ?
હમેશ શું ગ્રહણ હશે ?
નહીં ઉગશે ચંદ્રકળા શું ઉજ્જવળા શુભ ખિલાવિ પોષણી ચકોરને !?! શું હા૦ ૩

ખોળિ નિજ જોડ રહ્યું !
તરસ્યું શું દીન થયું !?!
હવણાં મળિશું–હવણાં મળિશું સમજિ ભટકે એ સદૈવ અરે દૈવ ! શું ભુલ ભુલવણી હશે !?! શું હા૦ ૪

શું આ તલસી રહે છે ?
બપૈયા શું બળે છે ?
વિરહે નિરખતાં ન મેહ ! જો આ છેહ દેવો તોજ શાને **હરિ** એ બે મેળવ્યાં હશે !?! શું હા૦ ૫

# मंजरी पंदरमी.

## (પ્રેમ સારૂપ્ય અને તન્મયત્વ)

## (વસંતતિલકા છંદ.)

બોલે સુ-બોલ તું ભલે ન સ્વતંત્ર મુખે !
દાખે નહીં ઉછળતો ઉર ભાવ દુઃખે !
પામી શકે ન મળવા મુજને તું રોજ !
કે માણવા વિલસિ અંક ચુમીનિ મોજ ! ૧
નીહાળવા મુખ તું મૂજ હસંતુ નિર્ખી-
જે હું પિઉં તરસથી તુજ વાણિ હર્ખી,
કાલી, રસીલિ, મદઘેલિ, સ્વરેથિ ઝીણી,
લાડે લવાતિ, થડકાતિ, સુધાથિ ભીની !!! ૨
તોયે થયું શું તુજ પ્રેમનિધિ ઘટયો છે ?
તારો લગીર પણ રંગ હૃદે ફિટયો છે ?
છો ! સંભવો વિકટ વિઘ્ન વિધે હજાર !
એ તે તથાપિ કયમ વાત બને વિચાર !?! ૩
હા ! કલ્પનાં તણિ સુદિવ્ય દગે નિહાળું
તું નિર્ખતી મન રમ્યું પ્રિય રૂપ મારૂં !
કે' કોણ મૂઢ જડ હોય છબીલિ એવો
ના પારખે તુજ મુખે ઉર ભાવ જેવો !!! ૪
હું સાંભળું ધડકતું તું-હૃદે હું-માટ !
તારા ઉન્હા નિકળતા નિસવાસ-વાત
કાંતિ વિલાવિ, અધરો કુમળાવિ નાંખી,
લાગે તને ઘડિ ઘડી !!! શંકુ કેમ સાંખી !?! ૫
ચોધાર આંસુ ઝરણો તું-દગે ઢળે છે !
તર્તી ત્યહાં મુજ છબી છુપિ હા ! બળે છે !!!
ઉંચી નિચી ઘડિ ઘડી થતિ આ ભવાંશું
તારી કુહે અયિ સ્મરી રહિ ના મને તું !?! ૬

જો આ ફિકા, મહિં મહીં હસતા કપોળ
તારા કથે "અનુભવું રતિ હું અમોલ"!
આ પાંખડી અધરની સુચવે સ્ફુરીશું
બોલે હું–સાથ સ્વપને, પ્રિય તર્કમાં તું !!! ૭
કે' કે' અયી મદન મોહનિ પ્રેમ મૂર્ત્તિ !
આથી હશે શિ અદકી રસની પ્રતીતિ !?!
સર્વે રીતે અધિનતા ધરિ આ રહ્યો છું !–
હું તાહરો છઉ ! સદૈવ હું તાહરો છું !!! ૮

---

# સોળમી મંજરી.

(પ્રણયાક્ષેપ.)

(રેખતો.)

ન દેખાઓ હવાં વ્હાલા ! (૨)
મધુરતા મોહ રસવાળા ! ન દેખાઓ॥
ઘુમો ક્યાં રંગમાં રસિયા ?
કયા કુંજે, ફુલે ફસિયા ?—
ભ્રમર કુસુમે કુસુમ ભટકે–
કમળ મન એક શું ખટકે ?—ન૦ ૧
હવે સંભારો કાં અમને ?
મળ્યાં વ્હાલાં બિજાં તમને !
હશે કોઇ કોઇ મન ગમતું !
હુંથી અદકું રૂદે રમતું !—ન૦ ૨
ભલે એ એ મુબારક હો !
નકામા સ્વામ સમ કાં લો !?!
હું તો ઝંખૂ ચકોરી સદા !–
હૃદય પ્રિય મૂર્ત્તિ શશિ સુખદા !!!—ન૦ ૩

ભલે પ્રલયે હું લય પામું !
ગળી તુંમાં પ્રાણ વિરામું !
મનડું મુજ તૂજમાં લિન હો !
**હરિ** મુજ એજ સ્વર્ગ રહો !!!—ન૦ ૪

# मंजरि सत्तरमी.

## (પ્રિયા પ્રબોધન.)

## (વસંતતિલકા છંદ.)

રાત્રી ગઈ ! વળિ થયું ઉજળું પ્રભાત !
ખીલ્યાં સરોવર હૃદે કમળો સુજાત !
વાયે સુગંધિ ભર મંદ પ્રશાંત વાત !
ગાયે સુગાન ભ્રમરો મદ મોહ સાથ ! ૧
શો વિસ્તરે દશ દિશે રવિનો પ્રકાશ !
વાણી વિનોદ તુજ ગીત કળા વિલાસ !
તે આંખડી કમળ પાંખડિ તું ઉઘાડ !
મારૂં રૂદે હસિતથી ખિલવી રમાડ ! ૨

## (પદ.)

### (રાગ પ્રભાત.)

પ્રેયસી પ્રભાત થાય-કાં તું રે' રિસાઈ ?
કોઈ સમે-કોઈ રંગે રમે ભમિ ભમાઈ !?! પ્રેયસી૦ ૧
કમળ મુખ તું વિમુખ કરે કાં પ્રિયે દુખદાયી ?
રસિક ભ્રમર તણી નાંદી અંજળિ લે ન વધાવી !?! પ્રેયસી૦ ૨
તુજ છબી વિકાસે ભાવિ શશિ જો જાય છુપાઈ !
કુમુદ શ્રી સંકેલિ લિયે પરાભવે ભય ખાઈ !!! પ્રેયસી૦ ૩
વિફળ વિજય કાર્મુક કૃતિ મદનની સુહાઈ
રહે ! **હરિ હરિ** ! તું ન સૌંદર્ય લહરિ અહિં વહાઈ !!! પ્રે૦ ૪

# मंजरी अराढमी.

(પ્રેમ સાયુજ્ય.)

(તોટક છંદ.)

પ્રિય પ્રાણ નિભાવન તું હિ કરે !
તું વિના ક્ષણ ચિત્ત ન શાંતિ ઠરે !
ગગને નિશિયે ખિલિ ચંદ્રકળા–
તહિં પોયણિ રાજિ રહે વિમળા ! ૧
રસ ઘેલિ ચકોરિ હલેતિ મુદા
મ્હસ પામિ ઝુકે ઝબુકે શું તદા !?!
અહ ! ત્યાંહિ અચાનક વાદળ આ
ઉલટે ! રતિ સંભવ સર્વ રહ્યા !!! ૨
જ્વર–! જીર્ણથિ રે ધડકે હઇયું !
તલપંતુ–તું–સ્પર્શ અદર્શ રહ્યું !
દૃગ શાં તલસે–કંઇ ઝાંખિ થશે !
તું કટાક્ષનિ કિર્ણ કળી ખિલશે ! ૩
નિસવાસ ઉન્હાથિ દહે અધરો !
નહિ સંજિવનો અમિનો શું ઝરો !?!
શ્રવણેય સુધા તુજ શબ્દતણી
અહ ! આછિ દુરેથિ ગણું હું ઘણી !!! ૪
નહિ દર્શન ! સ્પર્શ ન ! શબ્દ નહીં !
મુજ પ્રીતિ–લતા શું સુકાવિ રહી !?!
ભવતુ ! ભ્રમણા ભમવો હું બધે !
સ્મરણે હું–તણું ખુંચિ કોણ જ લે : ૫
તું સદૈવ મનોરમણી વિલસી
પ્રિય મૂર્ત્તિ રહીશ સ્વતંત્ર હસી
તહિં કોણ વિયોગ કરાવિ શકે ?
ક્ષણનો પણ ભેદ ભુંડો શું ટકે ?

મુજ તર્ક તરંગિણિની લહરી,
કવિતાનિ લતા મદ મોહ ભરી,
તું પ્રકાશથિ ઉજ્જવળ એ ખિલશે,–
મુજ દગ્ધ સુમુગ્ધ હૃદે રસશે !!! ૭
નહિં જાણતિ હું તુજને વિસરૂં !–
કળિ અન્ય તણોજ સ્વિકાર કરૂં !
તુજમાં હું ! હું–માં તું અખંડ વસી !
કૃતિ એકજ !–આકૃતિ બેઉ રસી !!! ૮

# ઓગણીસમી મંજરી.

## (પ્રણય વૈષમ્ય.)

## (ગરબી.)

"પ્રેમની પિડા તે કોને કહિયેરે હો મધુકર !"—એ રાગ.

ચંદ્ર પિયૂ કાં રે' રિસાઇ રે હો સજની ! ચંદ્ર૦
મધુરી અધર અમી, મધુરી પિવી હો રહી,
વચમાં વિધિ રે' હો વંકાઈ રે ! હો સજની—ચંદ્ર૦ ૧
કિરણ કટાક્ષ શરે, અંતર નિરંતર એ
ઘા એ લાગ્યો ન રે' રૂઝાઇ રે હો સજની !—ચંદ્ર૦ ૨
કુમુદા દમિ હાં તું–એ ! હાવાં કાં ચકોરિ દહે ?
હું તો રહી છું આ રૂંધાઇ રે હો સજની !—ચંદ્ર૦ ૩
કેહે કે શું કરૂં નાથ ?–તુંને મનાવાને માટ !
તું માં લેલીન હરિ સદાઇ રે હો સજની !!!—ચંદ્ર૦ ૪

# वीसमी मंजरी.

(પ્રેયસી વિયોગાવૈર્થ.)

(કેરબો.)

હોવાં નાંહિ જાવા દઉં !!! પ્રાણ, નાંહિ જાવા દઉં !
મારા હૃદયથી દૂર-નાથ નાંહિ જાવા દઉં ! હાં હાં૦
વ્હાલા પ્રકાશો મુજ દૃષ્ટે ચડી
ફળા પ્રેમની વધ્રતિ થકિ ઘડિ રે ઘડી !
મારા નયણાના નૂર ! દૂર નાંહિ જાવા દઉં !
મારા રસિયા હો રાજ ! આજ નાંહિ જાવા દઉં !!! હાં હાં૦ ૧
પ્રાણે પ્રાણ મળો ! જુદા થાઓ નહીં !
સદા કાળ નિભાવો દીન દાસી અહિં !
હજૂ લ્હેજ્ને મળ્યા ત્યારે ? ના રે ! નાંહિ જાવા દઉં !
આવે નાંહિ આવો તાલ ! હાલ નાંહિ જાવા દઉં !!! હાં હાં૦ ૨
મારા મારા હો તમે મારા મારા સહી !
જુદું જળથી વિહીન મીન જીવે નહીં !
કાં'તો રાખું રૂદેમાંહિ ? ક્યાંહિ નાંહિ જાવા દઉં !
કાં'તો આપમાં સમાઉં ! હા, હું નાંહિ જાવા દઉં !!! હાં હાં૦ ૩
હરિ હું એ રે તમારિ ! મારૂં સર્વસ્વ જે !
કહું તમને શું ઝાઝું ! હા, હા તમારૂં જ છે !
દઉં માગો તે વરદાન, આન ! નાંહિ જાવા દઉં !
હરિ હરિ તું-વિનાજ ? નાજ. નાંહિ જાવા દઉં !!! હાં હાં૦ ૪

---

# एकवीसमी मंजरी.

(દોષ ક્ષમા પ્રાર્થના.)

(રાગ જીલ્લો.)

"દીનનો દયાળ છોડિ કોને શરણ જાઉં"—એ રાગ.

છોર છોર પલ્લવ કર પ્રેયસી હો મારી ! પ્રેયસી૦ છોર૦

હું છું અતિ પતિત દોષિત તુંને વ્યથાકારી !
મેં સહ્યાં કટાક્ષ બાણ તુજ-તે ગુનેગારી !!! છો૨૦ ૧
હું ભિડયો ભુજ પાશ ! હાશ-સુખ થશે વિચારી
સજડ બંધમાં બંધાયો, ચહી કૃપા તારી !! છો૨૦ ૨
દંત નખના ઘાવ વજ્રપાત સહ્યા ભારી !
**હરિ હરિ** આ અણઘટતી તોય રીસ તારી !!! છો૨૦ ૩

# બાવીસમી મંજરી.

( પ્રણય વક્રોક્તિ. )

( પદ. )

(રાગ સોરઠનો જીલ્લો.)

જાવો પ્રાણ જાઓ નહીં આન કહું હાવે રે !
વિદેશે સિધાવો, લહો લ્હાવો દિલે ભાવે રે ! જાઓ૦ ૧
હુંએ ઘેલિ શું વાણ સમજ્યું બોલું છઉં
  ફોગટ મુખ શું સુકાવું રે ?
    ફોગટ ફોગટ ફોગટ રે (૨.)
**હરિ** વદું જો હું પ્રેયસી દાવે રે ! જાઓ૦ ૨

# મંજરી ત્રેવીસમી.

( મુખ મોહિની. )

( પદ. )

(શૃંગાર ચંદ્રિકાના પદને રાગે.)

શિ છબી મોહ ભરી ! અહા શિ છબી મોહ ભરી !
શરદ પુનમ ચંદ્ર શી !!! (૨)
રસિલિ અધર મધુર ચુંબન વર આમંત્રણ કરે ! શિ છબી૦

નયણે રસ નિંગળે-
બરોબરિ ક્યાં કમળે
કરી શકે? તેહ થકે દૂર ખસે નહીં ભમર ભમર ઘટા સ્તબ્ધ રે' !!!
શિ છબી૦ ૨

નાજુક નવેલિ વેલિ-
સુવર્ણની અલ બેલિ !
હરિ હરિ શા અનુપમ સરસ આ પરાગ અહ ! અથાગ જગો જગે
શિ છબી૦ ૩

---

# ચોવીસમી મંજરી.

## ( પ્રિયા ચંદ્રિકા. )

### ( રેખતો. )

ખિલી ખુબ ચંદની પ્યારી-
રસે તન મંન રસનારી !—ખિલી૦
નિશા અજવાળિ શી શોભે !
વિલાસે વ્હાલિ દિલ લોભે !—ખિલી૦ ૧
ચકોરી તુંહિ ચંદ્ર વિષે
મદે મ્હસ ઘેલિ શી દીસે !!!
સરોવર દર્પણે નિર્ખે
છબી નિજ પોયણી હર્ખે !—ખિલી૦ ૨
લલિત લ્હેરે તરંગાઈ
નદી તટ જો ચુમે ત્યાંહી !
પવન ભેટે વનસ્પતિને
મધુરતા મોહિની લપટે !—ખિલી૦ ૩
બધે શૃંગાર રસ છાયા
છવાઇ અલૌકિકી માયા !
ત્વરિત દયિતે સુધાસ્વાદે
ઝિલી રસિલી રે' આલ્હાદે !!!—ખિલી૦

# પચીસમી મંજરી.

( ચંદ્રોદય. )

( ગરબી. )

"આવી રે રૂડી શરદ પુનમની રાત"—એ રાગ.

રૂપેરી શી શોભી રહી ચંદા !
સુનિરમળ વ્યોમે સુખકંદા !!!—રૂપેરી૦ ૧
મિષે મિષે મુખ એ શિ મલકાવે !
તુજમાં પ્રિય માધૂરિ શી લાવે !—રૂપેરી૦ ૨
ધરી પટ વાદળિનો આડે !
ક્ષણે ક્ષણે ઘેલી મદે લાડે !—રૂપેરી૦ ૩
મિઠડલી કિરણને શિ અણસારે
મિચવિ એ કમળ–પોયણિ ઠારે !—રૂપેરી૦ ૪
ચકોરી સર્વાંગે શિ રે' ફુલી
પ્રકાશ પ્રવાહ વિષે ઝૂલી !—રૂપેરી૦ ૫
નિરખિ તું છબી તુજ મુજ મુખડે
રિસાવિ હો કાં પ્રિયે દુખ દિલડે !?!—રૂપેરી૦ ૬
વિષમ સ્મરશરથકિ વીંધીને
હસી હસી તું અમિશી ચુમી લે !!!—રૂપેરી૦ ૭
મીઠું હરિ મુખડું રૂપાળું
કૃપા કર તૃષિત દગે ન્યાળું !!!—રૂપેરી૦ ૮

---

ઇતિ શ્રી શરત્સંજીવની સમાપ્ત.

શ્રી

# કુંજવિહાર.

## દ્વિતીય વિલાસ.



## કાવ્યાનુક્રમ.

# શ્રી

# માલતીસંદેશ કાવ્ય.

શ્રી

# માલતીસંદેશ કાવ્ય.

અત્યંત પ્રિય મિત્ર ડા૦ અનુભાઈ મહીપતરામ નીલકંઠ
એલ૦ એમ૦ એસ૦ ને.

## અર્પણ.

મધુભૂતાવૃત્ત.

અહા ! વિરહમાં પ્રેમી જનના ચિતને જે જે થાય-
તે પ્રેમી જન વિણ શું સમજે મત્તમયૂર વિનાય-
શીતળ જળ વર્ષણ ઘન વિરહથી લાગે કેવી લ્હાય
અંતરમાં ? શું જાણે
બીજા ? માલતી દિનકર કેરૂં જાુગ શું ઝુરી રહે છે !!!
તું જાણે અનુ અર્પું તુંને તે કવન કર્યું અહિં જે છે !
હરે હો કવન કર્યું અહિં જે છે-૧

પ્રથમ મનસિ* જાણ્યું એ પુરે ભૃંગ જાયે,
પણ ઉલટુજ પેખ્યે અંતરે દુઃખી થાયે. ૧૩
ધિક ધિક અલિ તુંને? મૂળથી તુંજ ધૂર્ત;
ઉદરભરિજ‡ જાણ્યો, મેં તને અધ તૂર્ત;
કમળ રસ ચુસી લૈ તું પછી તેહ ત્યાગે,
શિરિષ સુકુસુમે જૈ, બેસતો લેશ આધે. ૧૪
શિરિષરસ વળી તું સર્વ પીઈ લઈને,
તરત ફુલ તજીને તું જવાનો ઉડિને;
અવર તરૂવરે રે સ્વાર્થ કૈ સાધવાને,
ભરપુર રસ-કુપ્પી, ત્યાંહથી લાધવાને. ૧૫
સરવ અરથ તારો, ત્યાંયકી સાધિને તું,
ઝટપટ ત્યજી ને તે રે જવાનો અલિ† છું;
શી સરસ રસ પ્રીતિ ભૃંગ તારી જણાયે!
શઠવર ખુબ કામી દીસિ રે' સૌ જગાયે! ૧૬
તુજ સમ શઠ પ્રાણી, ચેપ પોતે ઘસીને,
અપકિરતિ કરાવે, શ્રેષ્ઠ સ્થાને વસીને;
પ્રથમ થકિ કદાપિ, જો લહ્યું હોત મે'રે,
પગ ન મુકત અત્રે, દુઃખ સે'વા વિશેષે. ૧૭
લગિર શરમ તુંને, આવતી કાં નથી રે?
કથન સુણિજ મારાં, તાહરા કાનથી એ;
રતિ રીતિ નવ આવી, તાહરા જેવિ વ્યર્થ,
ઉચિત કરવી કોયે, છે નકી તે નિરર્થ; ૧૮
ભ્રમર! પ્રિયતમા તેં, ના ગણી એકને રે,
જદપિ સરવ તુંને, વાંચ્છતી ચિત્તથી તે;
ભ્રમર! તવ મને તો, પ્યારી હોશે અનેક,

---

* મનસિ-મનમાં. ‡ ઉદર ભરિ-પેટભર્યો, સ્વાર્થી. † અલિ-ભૃંગ-ભ્રમર, ભમરો.

સરવ ભ્રમર જાણે, ગોષ્ઠિ તે મોહદાયી. ૬
સરસિજની સમીપે, બેઠ રે' દિન નિશે.
લગિર રતિ ન પેખે, તેહની કે શિરીષે.
સરસિજ સરમધ્યે, ક્યાં અરણ્યે અલિ તું ?
તદપિ અનુભવે તું યોગ તે પામિયો છું. ૭
શિરિષ કુસુમ ચૂમી, આવિયો એમ લાગે,–
ગરવથી રવ કાઢી, તું અટે પાસ આઘે,
પણ ન અતિ ફુલાતો, રે પ્રિયાનાજ યોગે,
નિશ સમય પુરાઈ, જૈશ તું ભોગજોગે. ૮
ભ્રમર થિર ઉભો રે', માહરી સુણ વાણી
વિરહિ જન તણી આ, તાહરો મિત્ર જાણી.
તુજ સમ પ્રથમે હું, યોગ કાન્તાતણાથી,
પ્રણય રસ પિબંતો, મસ્ત હૂતો નિશાથી. ૯
પણ પછિ વિધિ યોગે, તેહનો પ્રેહ પામી,
સરિત–તટ ભ્રમન્તો, હું હવે શૃંગ–ગામી;
સુભંગ સ્થળ વિષે હું વાસ લેઇ રહ્યો છું,
પણ ન સુખિ જરાએ, દુઃખ મધ્યે રુચ્યો છું. ૧૦
વચન મમ સુણીને, રે પ્રવાસી ફિરા તું.
**રતિપુર** ભણિ જૈને આજકાળે ફિરા તું;
મમ સુપ્રિયતમાને મારિ સ્થિતિ કહીને,
ભ્રમર ! કરિ દઇને શાન્ત, આવે અહીં, હે– ૧૧
ઇહ મન અભિલાપે, તુજને વિનવું હું,
જલદિ જલદિ જાને, લેઇ સંદેશ આ તું;
અલિ વચન સુણીને, કામિના તેહ વારે,
ગણ ગણરવ કર્તો, ત્યાં વળ્યો પમ્પારે. ૧૨
ભ્રમર–ગમન પેખી, તેહ વારે ઉલ્લાસે,
**દિનકર** નિરખંતો ફિર ઉભો હું–આશે;

તહિઁ નહિ ત્રિય દીઠી, તીર પાસેજ ક્યાંહી,
નર પણ નવ દીઠો, કોઈ દુઃખીજ ત્યાંહી. ૨૬
પણ "પિયુ પિયુ" એવો, શબ્દ કાને પડતાં,
તરતજ નભ સામું તેહણે જોયુંરે ત્યાં;
સુ–પિયૂષ અભિલાષી ચાતકો ભાળિયો જે,
દુઃખથકિ રડતો છે વ્યાકુળો દુઃખ માંહે. ૨૭
નભજળ અભિલાષી, રે બપૈયા કદાપિ,
ઇચ્છિત સરવ પામી થૈશ સુખી તથાપિ,
મમસમ નિરભાગી જંનની આ વિરાગી,
સ્થિતિ દુર કયમ થાશે, બોલ તું માન ત્યાગી. ૨૮
કંઈ પણ દિવસે એ પ્યારિ પામીશ યોગ,
ઇહ ચિર સમયે કે કાળનો થૈશ ભોગ,
દિલ દુઃખ ધરિને તે, શબ્દ ધીમે રહીને,
મૃદુતર મુખમાંથી, ત્યાં વદ્યો દુઃખ કૈને. ૨૯

**સવૈયા એકત્રીસા.**

પર્વત શિખરાગ્રે અવલંબિત પયોદથી* તું સુખ પામીશ,
દયિતા પયોદ સ્પર્શી હું પણ ક્યારે દુઃખ મારૂં વામીશ!
પર્વત શ્રેષ્ઠાશયથી બે દિન પછિ તુજને ઇચ્છિત મળશેજ,
પણ મારે દયિતા–વિરહાનળ–તાપે બળિ મરવું પડશેજ! ૩૦
વિજોગ વન્હિ કેવો હોયે, તે વાતે અનુભવી પ્રવીણ,
વર્ષાભૂશું વિપત્તિ જાણે વિજોગથી થાતી નિશદિન?
આ સૌ વાતે અજ્ઞ રહેલાં પ્રાણીવાળાં સ્થાન વિષેજ;
વિરહીની કો દાઝ ન જાણે તો મારે મરવું પડશેજ? ૩૧
આવાં વચન વદે વિરહિન વપુએ વાધી વધુ વ્યથાય,
મૂર્છિત થઈ મહિલા વિરહેથી પડિયો મહા મહીધર ત્યાંય.
પ્રેમ ઝરણ સૂકાઇ જશે? ઝલ્લાશે કોમળ કલ્પલતાય?
યોગ અકસ્મિક દિવ્ય દંપતીનો કયમ નવ હરિ હોવાં થાય? ૩૨

*પયોદ–વાદળું: અને સ્તન.

પણ કમલિનિ સૌને, મંન તું કાંત એક. ૧૯
શિરિષ કુસુમ સારાં, કેતકી ફૂલ રૂડાં,
અગણિત મનમાં તે તાહરે સુંકુ ભુંડાં;
પણ સરવ તને તે દીલથી ચાહતાં રે,
નિશદિન મુજને તો નિશ્ચયે ભાસતાં છે. ૨૦
અઘટિત નકિ એતો સૌ હશે હે નઠારા !
શઠવર અલિ ! શૃંગે સર્વદા રેહનારા !
દુર દુર દુર થા તું સ્થાન જાવા ન યોગ્ય,
દૂતવર મુજ થૈને, લેઈને આ નિયોગ. ૨૧
કઠણ વચન બોલી, ભૃંગ પ્રત્યેજ ત્યારે,
**દિનકર** નદિ તીરે, જે ઉભો તેહવારે;
"પિયૂષ પિયૂષ" આવું કંઠથી બોલતો ત્યાં,
નભ ભણિ નિરખંતો, ચાતકો દેખિયો જ્યાં. ૨૨
નિજ સમ દુખિ પાસે, દુઃખ પોતે કહીને,
નિજ દુઃખ કમિ કર્વા, અગ્ર ધીમે રહીને,
મૃદુ ચરણ મુકંતો, તેહ પાસે ઢુકંતો,
**દિનકર** અભિલાષી, ચાલિયો ગુણવંતો. ૨૩
શઠથકિ ન ભરેલું, એકલું આજ સ્થાન,
પ્રિયજન સહ યોગી રે ન દિસે નિધાન;
મમસમ દુઃખિયા એ છે વળી આજ સ્થાને,
અહિં ખચિત જણાયે, શબ્દ પડતાંજ કાને. ૨૪
ત્રિય, પ્રિયથિ-વિયોગી કો રૂએ એમ લાગે,
પિયુ પિયુ વદતી ત્યાં વાટિકામાં તડાગે;
તસ સમિપ જઈને દુઃખ મારૂં કહીને,
સહુ, વળિ સુણિ તેનું ધારણા દેઉં એને. ૨૫
વદિ મુખથકિ આવું, વ્હાલિ-વિજોગ-મસ્ત,
સરનિ સમિપ પ્હોચ્યો, એકલો તેહ તર્ત;

શ્રી

# મત્તગજેન્દ્રા કાવ્ય.

અત્યંત પ્રિય મિત્ર,

## રા. સા. માણેકલાલ સાકરલાલ દેસાઈ,

એમ. એ., નાયબ સુબા, વડોદરા રાજ્ય, એમને

## અર્પણ.

---

### મધુ-ભૃતાવૃત્ત.

કાન્ત વિરહમાં કામિનિ કેરૂં કાળજ કુસુમસમાન,
કુમળું, કરમાતું, કંપે શું !-તેનું કોને ભાન ?
જોન અનુભવ્યો વિજોગ સ્વપ્ને ક્ષણપણ દુઃખદ મહાન
તથા અધિરતા એવી-
ઉત્કંઠા પ્રેયસીની પ્રૌઢી સમજે રસિક વિલાસી !
**મત્તગજેન્દ્રા** અર્પું તુંને તે **મિત્ર**! એક તુજ રાશિ !
હરે હો મિત્ર એક તુજ રાશિ-૧.

શ્રી

# મત્તગજેંદ્રા.

## મત્તગજેંદ્ર અથવા ઇંદ્રવિજય છંદ.

જે હરિયે, હરિ[1] વ્યોમ વિલાસનહાર, હરીન્દ્ર[2] મહીન્ધ્ર[3]નિવાસી,
અન્ત્ય વિહીન. અનાદિ, અરૂપ સુવ્યોમ,[4] પ્રભંજન[5] નિત્ય પ્રવાસી;
સિન્ધુ સુધારસના વસુધા, કુમુદા-મુદ-દા[6] નભ ઇન્દુ પ્રકાશી,
માનવ, પક્ષિ, પશુ સજી સુન્દર, સુન્દરતા ઋતુ ભાળ વિકાસી. ૧
જે હરિયે જલધી લહરિ વિચ સ્વકૃતિ ચિત્ર પ્રકાશ કિધો છે,
જે પ્રભુએ વિભુએ વિભુએ વિભુએ, સહુ સ્થાન નિવાસ લિધો છે;
જે અજ અન્તવિહીન, નિરંજન, આદિહિને, મતિભાગ દિધો છે,
તે પ્રભુના ગુણ ગ્રામ સ્મરી, શિરનામિ પ્રણામ શરૂયિ કિધો છે. ૨
જ્યાંહ સદાય મહોદિત નીલ શુભાંબર ભૂષણ દ્યૌસ્થ સુહાવે,
શંભુ-શિખામણિ* વ્યોમનિ જામિની ભાળ રહી કુમુદો વિકસાવે;
અંબર-શૈલ વનસ્પતિ ને વસુ, ધાન્ય સદા વસુધા વરસાવે,
ત્યાંહ વસે શુચિ **માધવ મત્તગજેન્દ્ર-ગતા** દયિતા સહભાવે. ૩
માનવ-પુંગવ **માધવ** આર્ય રમા ધવ‡ કામ સમાન રૂપાળો,
એક પ્રિયાવ્રત-ધારિ વળી ઋષિ વંશજ શું વિનયી ગુણવાળો !
ભારતી ભૂષિત ભારતી વીર પ્રભારતિનીતિની રીતિ શુભાળો;
દેશ-હિતૈષી, વિશેષ વિભુકૃતિ-વલ્લભ, વીર-કવિત્વ રસાળો. ૪
વિષ્ણુ સ્વરૂપ અનૂપ પતિ પ્રતિ પ્રીતિવતી સુ-સતી ગુણખાણી,
**મત્તગજેન્દ્ર ગતિ** રતિ સિન્ધુસુતાથકી રૂપવતી અતિ શ્યાણી;
(તે) કામિનીની ચપળા ગતિ ભાળિ વૃષાઋતુમાં ચપળા શરમાઇ,

---

[1]સૂર્ય. [2]સિંહ. [3]મહીંદ્ર-પર્વત. [4]આકાશ. [5]વાયુ. [6]કુમુદા પોયણીને મુદદા આનંદ આપનાર.

* શંભુની શિખાનો મણિ-ચંદ્ર. ‡ રમાધવ-લક્ષ્મીના સ્વામી વિષ્ણુદેવ.

વ્યોમનિ અભ્ર સમૂહ વિષે ઝટ પેસતિ જાય નભોથી છવાઈ.
પુષ્પથકી, અવતંસિત વેણિ નિહાળિ કળાધર વંન સુહાવે,
સુન્દર ભાળ વિશાળ વિલોકિ કળાધર આપ કળા બદલાવે;
તેણિની સુભ્રુલતાથી લજ્જાળુ દ્વિરેફ સદા અટતા ભ્રુમ પાડે,
પદ્મ વિલોકિ દ્વિનેત્રકુવો નિશિએ મુખ બીડિ દ્વિરેફ સંતાડે. ૬
પાટલપુષ્પ જરા ધૃતિ ધારિ ગયું કરવાજ સમોવડ પોતે,
ગલ્લસ્થલદ્વય વર્ણ તણી તહિં કંટક–વંત થયું અહ જો તે !
નાક વિલોકિ સુધાકર–ભા–વદની† તણું કૃષ્ણ ગ્રીવાધર કીરો,
નૂતન પલ્લવ રાગ ત્યજે ઝટ વર્ણ લખી§ અધરોષ્ઠ રૂચીરો. ૭
શું વરણું હું વિશેષ હવે સહુ અંગ તણી સુખમા શુભ લક્ષી ?
શ્રેષ્ઠ પશુ કંઈ ખોડવતાં સરવેજ થયાં વનનાં વળિ પક્ષી
દ્વન્દ્વ સદા સુખમાંહ વસે શુભ યોગ–પ્રયોગ વિલાસ વિષે એ,
દેશ તણા સુખનાજ ઉપાય સદા કરવા ધરતું મન નેહે. ૮
દેશ હિતાર્થ ક્રિયા–પર થૈ દિન એકજ **માધવ** સજ્જ થઈને,
વ્હાલી તણી શિખ લેઈ ગયો પરગામ મુકી પ્રિયને વિરહીને;
**માધવ**ના પ્રવસ્યા‖ પછિ ભાનુ જદા દિશ પશ્ચિમ સધ પ્રવાસ્યો,
કુંજ કરંજ–જ કંજ ખિલાવન* વ્યોમ વિષે હરિ* પૂર્ણ પ્રકાશ્યો. ૯
ચિંતન ચિત્તથકી નિજ ચિત્ત–પ્રમોદકનું અતિ ભાવથી કર્તી,
ઈશ્વરની ગતિ ન્યારી તણી ખુબી ખૂબ વળી મન માંહ સ્વ વર્તી;
સ્વામિ તણા વિરહે વિધુરા કમલાસ્યવતી જઈ **મત્તગજેન્દ્રા**,
કૌમુદી નાથ પ્રકાશિત જ્યાં શુભ સૌધ વિષે તહિં બેઠિ પ્રિયેન્દ્રા. ૧૦
ત્યાં વિરહાનળ જ્વાળ પ્રતાપથી દુઃખિ થયેલિ ગઈ બનિ ઘેલી,
ભાન ભુલી નિજ દેહ તણું, કરમાઈ ગઈ જ્યમ ઓંણથી વેલી;
આવિ દશા કંઇ વાર રહ્યા પછિ નિદ્રિત તેહ થઈ તહિં બાળી,

† સુધાકર–ભાવદની–ચંદ્ર જેવા પ્રકાશિત મુખવાળી. § લખી–જોઇ. ‖ પ્રવસ્યા–પ્રવાસમાં ગયા. * કુંજમાંના કરંજ ફુવારાઓના કંજ કમળોને ખિલાવનાર હરિ એટલે ચંદ્ર.

આતપ-આકુળ-વ્યાકુળ તેહ થયેલિજ યૌવન-સૌરભશાળી. ૧૧
ઉંઘ વિષે તહિં સ્વપ્ન થયું-ગઇ અશ્વ ચઢી પતિ પાછળ ખંતે,
જેહ સમે રવિ તાપ પ્રવાસથીં કલાન્ત થયેલ અવાચીં+ દિગન્તે;
સાન્ધ્ય નભો વરણીત કરિ, ધરિ કેશરિ અંબર, પાક્ષ વળાવી,
કુંજ તણાં તરૂ મધ્ય થઇ કર× વેપિત ખોળિ નદીતટ લાવી. ૧૨
શાન્ત થઇ, ક્ષણવારજ અસ્ત મહીધર શૃંગવરે પછિ બેસી,
વ્યોમ નિચે રથ સાથ અદર્શ કરી કુવમ્લાન વળે શુભ-વેશી;
તેહ સમે સદરણ્ય વિષે નર-વેશધરી ત્વરિતા ત્રિય ચાલી,
ચન્દ્ર પ્રકાશથીં દાઝતિ તે પ્રિય-પ્રાણસમાગમ ચિંતતિ બાળી. ૧૩
ચન્દ્રતણા પ્રતિબિંબવતી વળિ પોયણિ ખંડથીં મંડિત સારી,
માલયમારૂત વેપિત વારિવતી સરસી¶ નજરે લખિ† ધારી;
‡સારસ સૌરભનાથીં સુગન્ધિત પુષ્પલતાભૃતકુંજથીં વાતી,
માલયલ્હેરથીં કલાંત થતી, વનિતા વનમાં પિયુ ખોળતિ જાતી. ૧૪
ચન્દ્ર તણા હિમરશ્મિ પિયૂષથીં તૃપ્ત ઉદ્યાન વટાવિજ ચાલી,
ત્યાં પુરપાસ પ્રસૂન-લતાવતો કુંજ કરંજવતી વર ભાળી;
ઊતરિ અશ્વથી કુંજ વિષે ત્રિય પેઠિ તહિં હરિ* અસ્ત થયો રે!
અંજન શ્યામ સુ-વ્યોમથીં શ્યામ તિમિર સમૂહ શું વ્યાપિ રહ્યો રે. ૧૫
કુંજ વિષે ભમતાં કર થંભ સુકેળ તણોજ અચાનક આવ્યો,
ભાવથકી પતિ જાણી ત્રિયે નિજ બાથ વિષે અતિશોજ દબાવ્યો;
જોરથીં નાજુક થંભ સહિત ત્રિયા અતિ નાજુક તે પછડાઇ,
તેહ સમે નિજ સ્વપ્નથીં જાગૃત વિહિણી ચન્દ્રમુખી ગભરાઇ. ૧૬
હા પતિ! નાથ! પ્રભો! વદતી, સહુ પાસ વિલોકિ ન દેખિ સ્વસ્વામી,
**મત્તગજેન્દ્ર ગતા** મદનાતુર, નાથ વિયોગ વ્યથા વધુ પામી;
વ્યાકુળ થૈ તતકાળ મરાળ ગતિ ચપળા નિજ દૃષ્ટિજ નાંખી,

---

+ અવાચી-પશ્ચિમ. × કર-હાથ અને કિરણ. ¶ સરસી-તળાવડી. † ધારીને લખિ, જોઇ. ‡ સારસ સૌરભ-સરોવરની સુગંધ. * હરિ એટલે ચંદ્ર.

# શ્રી

# કૌમુદી—માધવ કાવ્ય.

શ્રી

# કૌમુદીમાધવ કાવ્ય.

અત્યંત પ્રિય મિત્ર રા. રા. ડાહ્યાભાઈ (ઉર્ફે હરિ-પ્રસાદ) પીતાંબરરાય દેરાસરી બુલબુલકારને

અર્પણ.

મધુભૃતા વૃત્ત.

ધીર લલિત લક્ષણ રસ રક્ષણ દક્ષ સ્વભાવે થાય,
રસલીની કવિતા તે લલિતા હૃદય થકી ઉભરાય,
પ્રીતિ નિશાચે ઘેરી આંખે અકથ રંગ ઝીલાય,
જે કૌમુદી માધવનો !
તો તું સુહૃદ સહૃદયને અર્પું કાવ્ય ઉછળતું મારૂં
ન્હાનકડું, લાડકડું, હલેતું હરિ તું—હૃદય ઠરનારૂં ?
હરે હો હરિ તું હૃદય ઠરનારૂં !

શ્રી

# કૌમુદી માધવ

## કાવ્યની

## વિરલ પ્રસાદી.*

## મધુભૃતા વૃત્ત.

૧.

હા હા! તે **માણેક** ખોવાયું! **રત્ન** થયું બેતાલ!
**સ્વદેશ પ્રીતિ સ્વતંત્રતા** શ્રી સુખ સહુ થયાં અકાળ!
**સરસ્વતી**! તે **ભરતખંડ**ના હાય! દિવસ નહિ હાલ!!!–
ઊઠ, ઊઠ, ઉત્સાહે!
વીણા વ્હાલી લઇ ઉત્સંગે શૃંગાર રસ ભરી,
કોમળ મધુરી વાણી પ્રકાશ સુખદ વિશદ લહરિ!
હરે હો સુખદ વિશદ લહરિ!

---

* અત્યંત શોચનીય પ્રસ્તાવ છે કે અર્પણ પત્રમાં વર્ણવ્યા પ્રમાણેનું મારૂં આ "ન્હાનકડું, લાડકડું, હલેતું" કાવ્ય, એના પ્રથમજ વૃત્તમાં ભવિષ્ય સૂચવ્યા પ્રમાણે, "તે માણેક ખોવાયું" છે! સ્મરણમાં જે કંઈ તુટક કડીઓ રમી રહી છે તે અહિં જેવી ને તેવી આપી છે. **આર્યોત્કર્ષક**, **માલતી સંદેશ** અને **મત્તગજેન્દ્રા**નું સમકાલીન અને સોદર આ કાવ્ય હાલ હોત તો ૨૦ વર્ષની વયનું હોત! મારાં સારામાં સારાં અને મને પ્રિયમાં પ્રિય **શૃંગાર ચંદ્રિકા**, **પ્રવાસ પુષ્પાંજળિ** અને **સૂરતરંગિણી** જેવાં કાવ્યો માંનું આ મારૂં એક પ્રથમ કાવ્ય હતું. તે વર્ણનાત્મક હતું અને યમક, ધ્વનિ તથા વર્ણન ચમત્કૃતિવાળું હતું. તેનું વસ્તુ **માલતી સંદેશ** અને **મત્તગજેન્દ્રા** તથા **વસંત વિલાસિકા** જેવું સ્વલ્પ હતું. આ કાવ્યનો નાયક એ કાવ્યના નાયક જેવોજ સ્વદેશપ્રેમિક અને સ્વકીયાનુરક્ત, અનુકૂળ સ્વદેશભક્ત **માધવ**, **મધુ** વસંત ઋતુમાં અથવા **માધવ** વૈશાખ માસમાં જન્મેલો હતો. તેના વર્ણનની કંઈક છાયા અહિં ઉપર સ્મૃતિશેષ રહેલી છે. નાયિકા પતિ પ્રેમમાં ગળી ગયેલી, સતી સહધર્મચારિણી, તેવીજ **કૌમુદી**, કમુદ

## પર્વત ઝરણ વર્ણન.

૨.

*        *        *        *        *        *

તે વર વરણી રમણી ઝરણી જળકાય પરસતા–

*        *        *        *        *        *

માસ શરદતુમાં જન્મેલી હતી. જ્યારે **માલતી મત્તગજેન્દ્રા** અને **મદન સુંદરી મધ્યાનાયિકા** છે, ત્યારે **કૌમુદીને મુગ્ધા** ચિતરવામાં આવી હતી તેની પણ કંઇક રૂપરેષા તેના સ્મૃતિ લબ્ધ એક વર્ણનની કડી તથા **કૌમુદી ગીત**માં અહિં ધ્વનિત થાય છે. જ્યારે સ્વદેશ કાર્યાર્થે પ્રોષિત નાયકની નાયિકાના વિરહમાં તેમનાં પ્રીતિચિત્ર **મત્તગજેન્દ્રા** અને **વસંત વિલાસિકા**માં આવ્યાં છે, અને તેવાજ પ્રસંગે પ્રોષિત **દિનકરનું માલતી** વિરહમાં વૃત્ત વર્ણવ્યું છે. ત્યારે આ કાવ્યમાં આ નવોઢ દંપતીનું ક્ષણિક પણ વિરહ દુઃખ કેવું મોહક, કોમળ અને હૃદયંગમ હતું તે બતાવ્યું હતું. કાવ્ય સંકળના એવી હતી કે **માલતી સંદેશ** અને **વસંત વિલાસિકા**ની માફક આ કાવ્યમાં પણ સ્થળ, એક પર્વત સ્થાનનું, લેવામાં આવ્યું હતું. **સરસ્વતી ભરતખંડ**ના અસ્તમનનું રૂદન કરતી હતી તેવામાં આ લખનારના એક મિત્ર **માણેકલાલ ભવાનીલાલ**નો અતિ તરૂણ વયમાં કાળ થયો હતો અને તેની **રત્નલક્ષ્મી** નામની તેથીએ તરૂણ પત્ની વૈધવ્ય પામી હતી, તેનું એ શોકવાદળ છાઈ રહ્યું હતું, તેનું ઉપરના પ્રથમ પદ્યમાં સૂચન આવ્યુંજ છે. તે શોક ભારથી જાગૃતિ આણવા **સરસ્વતીને** પ્રથમોત્તેજન મંગળાચરણ વૃત્તમાં કરવામાં આવ્યું છે, ત્યાંથી **સરસ્વતીને** પોતાના શ્વેત હંસે **મંદાકિની સ્વર્ગંગાતટે** જવા નિમંત્રણ કર્યું હતું અને ત્યાંથી **જંબૂદ્વીપ** અને **ભરતખંડ**નું દર્શન કરાવી એક રમણીય પર્વતની ઉપત્યકાએ ઉતરવા પ્રાર્થન થયું હતું. આની સાથે નાયકના પ્રતિરૂપ તે પર્વત અને તેને અંગાંગે રમતી નાયિકાની પ્રતિરૂપિકા ઝરણીનું વર્ણન આપવામાં આવ્યું હતું, જેની એક કડી ઉપર આવી છે. અને ત્યાં કાર્યાર્થે ગયેલા પ્રિયતમની રાહ જોતી **કૌમુદી**ના હૃદયનું અને ભાવનું ચિત્ર આપવામાં આવ્યું હતું. તેમાંનું **કૌમુદી ગીત**નું એક છિન્નભિન્ન પદ રહ્યું છે તે અહિં આપ્યું છે. આ **મુગ્ધા નાયિકા** એક પર્વતની રમ્ય ઉપત્યકાએ સંધ્યા સમયે વિચાર કરતી, તંત્રીવાદ્ય વગાડતી બેઠેલી છે તેના ચિત્રની સા–

## નાયક વર્ણન છાયા.

૩.

*  *  *  *  *  *

વિશાળ વક્ષઃ સ્થળ, તન ઉજ્વળ, બાહૂ બળ અતળી !
અનંકલંકે કટાર વાંકડિ વાદળ છપિ વિજળી !

*  *  *  *  *  *

આકૃતિ અંતર્ગત ગુણ ઇતરેતર જ્યાં પોષિ રહે-

*  *  *  *  *  *

## નાયિકા રૂપરેખા.

૪.

*  *  *  *  *  *

ચંપક કંદુક કુચ-યુગ

*  *  *  *  *  *

પ્રેમ નિશાથી ઘેરાયેલી આંખ મિચાતી અર્દ્ધી

*  *  *  *  *  *

થે ભવ્ય **સૂર્યાસ્ત** અને રમણીય **ચંદ્રોદય**ની પણ રૂપ રેષાઓ દોરવામાં આવી હતી. કાવ્યનું સૂત્ર કવિ અને **સરસ્વતી**ના રમ્યપણ કવચિદ્ દશ્ય અને કવચિદ્ અદશ્ય સંભાષણમાંજ મોહકતાથી પ્રવર્તતું હતું અને નાટકના પ્રવેશ પ્રમાણેજ **ભરતનિયમથી** પાત્રસૂચના થતી હતી. **કૌમુદી** પર્વતની ઉપત્યકાએ સોત્કંઠ **વાસકસજ્જા** પણ **મુગ્ધા**ના ભાવથી હતી ત્યાં **શૃંગારવીરરસ**ના સંમીલનની પ્રતિમારૂપ સામેની ખીણમાંથી વેણુવાદ્ય કરતો **માધવ** પ્રવેશ કરે છે. જેવી રીતે **કૌમુદી**ના તંત્રીવાદ્યનો પ્રભાવ વર્ણવવામાં આવ્યો હતો તેવીજ રીતે **માધવ**ના વેણુવાદ્યનો પણ પ્રભાવ **ષડ્ગુણ મંત્ર ખરો** એ મધ્ય મણિ તુલ્ય પદપંક્તિવાળા પદ્યથી વર્ણવવામાં આવ્યો હતો. જેવું નાયિકાનું **કૌમુદી ગીત** હતું તેવું નાયકનું **શરદ્ ગીત** હતું. તેમાંનો શેષ ભાગજ કંઈ રહ્યો છે. પ્રિયતમનો પરિચિત સ્વર ધ્યાનસ્થ **કૌમુદી**ના નયન હૃદય આકર્ષે છે. ત્યાં બંનેના સમાગમનું અને **મુગ્ધા** સ્વભાવજન્ય **લજ્જાલુ**-

## કૌમુદી-ગીત.

૫.

પદ,

મેં શો પ્યાલો પિધો જે નિશો ચડી ગયો રે !?!
નિશો ચડિ ગયો રે, નિશો ચડી ગયો રે—મેં શો પ્યાલો પિધો તે૦
હું ન જાણું જે કોણે ક્યારે પાયો—વ્યાપ્યો, વ્યાપ્યો રસ વિષ સમ
અવયવે રે—મેં શો પ્યાલો પિધો તે નિશો ચડી ગયો રે. ૧

---

તાદિકનું યથાપ્રસંગ ચિત્ર આપવામાં આવ્યું હતું. પ્રથમ મુગ્ધાભાવ હિમ પિગળ્યા પછી આ સુંદર દંપતી હસ્તેહસ્ત મેળવી યથેચ્છ ગિરિક્રમણ કરતાં બતાવી કાવ્યની સમાપ્તિ કરવામાં આવી હતી તેનું છેલ્લું પદ પણ સ્મરણમાં રહેલું અહિં આપ્યું છે.

જ્યારે બીજાં કાવ્યોમાં વિયોગ શૃંગારની મસ્તી આવી છે ત્યારે આ કાવ્યમાં સંયોગ શૃંગારની મોહક છાયા દરશાવી હતી. પરંતુ દૈવ વશાત્ તે રહી નથી. નિ:સંશય, સહૃદય વાચક વૃંદ આ નાશથી ખેદ પામશે. મારૂં તો પ્રથમ બાળ રહ્યું નથી. પણ તેમના એક લાભના નાશનો બદલો મેં આ **વિલાસ**માં આપેલી **શૂરતરંગિણી**થી કેટલેક અંશે આપ્યો છે તે તેમને સંતોષ આપશે એમ આશા છે. તથાપિ **કૌમુદી** શૃંગારી હતી ત્યારે **તરંગિણી** વીર પ્રસવી છે. અહહ! **સ્વદેશ પ્રીતિ સ્વતંતતા શ્રી** સુખ સૌ ચયાં અકાળ"—ત્યારે આપણે હવે **શૃંગાર**ના દિવસ ક્યાં રહ્યા છે? **શાંત** પણ અનિષ્ટ છે. કરૂણ ભાગ્યમાં પ્રાપ્ત થયો છે. ત્યાં **વીર** સેવન વિના સિદ્ધિ ક્યાં છે?

જે મિત્રને આ કાવ્ય અર્પણ કરવામાં આવ્યું છે તેનો પણ કાંઈ એવો અદૃષ્ટ યોગજ. **શૃંગાર લહરિ** પ્રથમ રચાતું હતું ત્યારે તેની **લહરિ**ઓની લેખન વ્યવસ્થા માટે તે મિત્રને મોકલવામાં આવ્યું હતું ત્યાં તેના એક શિષ્યે તે કાવ્ય ખોયું હતું. તેના જાણે બદલા તરીકેજ તે મિત્રને અર્પણ થયેલું કાવ્ય આપોઆપજ બીજા મિત્રથી ખોવાયું છે! હાલની **શૃંગાર લહરિ** છે તે પછીથી નવીન વ્યવસ્થામાં પદો ગોઠવાઈ હાલનું રૂપ પામી છે.

આ કાવ્યોના જનયિતાના કાર્ય વ્યવસાયથી **કુંજવિહાર**ના પ્રકાશમાં વિલંબ થયો છે અને આવા અમંગળ પ્રસંગો બન્યા છે. અને તેથીજ સહૃદય વાચક વૃંદને કેટલેક અંશે નિરાશ કરવા પડ્યા છે તેની અહિં ક્ષમા

શરદ્ ગીત.

૬.

## પદ રાગ યમનકલ્યાણ.

અબ જાને દે—અબ જાને દે, સાંજ પરી ઘનશ્યામ વે—એ રાગ.

અકળા લીલા, અકળા લીલા, શરદે ઝાકઝમાળ હો ! અકળા લીલા૦ ૧

* * * નદીની હંસ મેખળા માળ હો ! અકળા લીલા૦ ૨

કાવ્ય સમાપ્તિ.

૭.

## અનુષ્ટુપ્ છંદ.

* * તે હાથેહાથ મેળવી,

સારસ દ્વંદની મંદ ચાલિ ચાલે રસે હસી.

---

ચાયવામાં આવે છે. આ કાવ્યો પ્રમાણેજ **સ્થાનિક સ્વરાજ્ય પ્રબોધિનીના** પ્રથમ પદ્ય **રિપન જયનાશિષના** પદની કડીઓ પણ ખોવાઇ ગઇ છે તે પણ જો મળી આવશે તો અંતે પરિશિષ્ટમાં આપવામાં આવશે.

**કૌમુદી માધવ કાવ્ય** સને ૧૮૭૪–૭૫ના શરત્સમયમાં આશ્વિન માસમાં દીપોત્સવિનીના મંગળોત્સાહી દિવસોમાં ૩–૪ દિવસમાંજ મધુભૃતા વૃત્તમાં રચાયું હતું તેમાં મધ્યે મધ્યે પદ અને અંતે હરિગીત અને અનુષ્ટુપ છંદ હતા. તેનું અર્પણ પત્ર સને ૧૮૮૩ના જુલાઇ મહિનાની ૧૦મી તારીખે લખાયું છે. **કૌમુદી માધવનું** ઉત્પત્તિસ્થાન તેનાં બીજાં સોદર કાવ્યો પ્રમાણે **રાજનગર** છે. જ્યારે **કુંજ વિહારના** પ્રથમ **વિલાસનાં** ઘણાં ખરાં કાવ્યોનું તથા બીજા બે **વિલાસના** ઘણા ખરાં કાવ્યોનું તેવું સ્થાન **સુરત** છે. કયાં કાવ્યો ક્યારે અને ક્યાં રચાયાં એ સાથે વાચક વૃંદને જિજ્ઞાસા સંબંધ નહિ હોવાથી આપવા યોગ્ય વિચાર્યું નથી. પરંતુ આ કાવ્ય તો સ્મૃતિશેષ રહ્યાથી તેની આ **સ્મરણી** આપવી પડી છે.

આ કાવ્ય તથા **માલતી સંદેશ** અને **મત્તગજેન્દ્ર** એ જેને સંસ્કૃત સાહિત્ય ગ્રંથોમાં **ખંડ કાવ્ય** કહે છે તેવાં છે. તેનું લક્ષણ **સાહિત્ય દર્પણના** ૬ઠ્ઠા પરિચ્છેદમાં ૫૬૪મી **કારિકામાં** નીચે મુજબ આપ્યું છે.

खण्डकाव्यं भवेत्काव्यस्यैक देशानुसारि च। यथा मेघदूतादि ।

અને **ખંડકાવ્ય** કાવ્ય તો એકદેશાનુસારિ હોય. જેવું કે "મેઘદૂત" વિગેરે.

---

ઇતિ શ્રી **કૌમુદી માધવ કાવ્ય** સમાપ્ત.

શ્રી

# સ્થાનિક સ્વરાજ્ય પ્રબોધિની

અથવા

# સ્વરાજ્ય જયંતિ ગીતાવળિ.

શ્રી

# સ્થાનિક સ્વરાજ્ય પ્રબોધિની

અથવા

# સ્વરાજ્ય જયંતિ ગીતાવળિ.

---

## અર્પણ પત્ર.

### પદ.

(જાગિયે માહારાજ આજ પક્ષી બન બોલે--એ રાગ.)

જય જય નર રતન રિપન ભરતભુવ સુહાવિ તેં !–જય.
આર્ય કળા ઉદય તણી, લૌકિકમત વિજય તણી–
દિન દિન અધિકાધિક મનવાંછના ઉપાવિ તેં' !–જય.
અવદશા નિશાથિ અહો ! ઘોર અંધકાર થયો !
તે સંહારિ ઝળહળિત શિ જ્યોતિ આ દિપાવી તેં' !–જય.
ગાજે ઘન પ્રચંડ હાય ! વિજળી ચમક ચમક થાય !
એ તોફાન માંહિ તદપિ સુદ્રઢતા નિભાવિ તેં' !–જય.
ભરત ભૂમિ ધમધમિ રહિ, બ્રિટન ધરતિ એવિ થઇ.
શિ કિકિયારી તુજ સ્વજન ઇંગ્રેજી એ ઉઠાવિરે !! !–જય.
હૃદય કમળ કોમળ ઘણું, તોય ભર્યે ન વિહ્વળ ગણું
અચળ દ્રઢ ઠરાવ થકી ઇલ્બર્ટ નીતિ ચલાવિ તેં'–જય.
આર્ય પ્રજા નિત ચહાય, તું અમપર રહો સદાય !
દીર્ઘ આયુષિ કરિ કલ્યાણ, હરિ તુંને મતિ આવિદે !!!–જય.

શ્રી

# સ્થાનિક સ્વરાજ્ય પ્રબોધની

અથવા

# સ્વરાજ્ય જયંતિ ગીતાવળિ.

---

## ૧.

## (ભરત-મિત્ર શ્રી લાર્ડ રિપન રાજવીનો જય હો!)

( પદ. )

(શૃંગાર ચંદ્રિકાના પદને રાગે.)

જય જય દે તું દેવા, પ્રભુ જય દે તું દેવા (૨)
**ભરત ભૂમિ હિતૈષિને**
**શ્રી વિજયિની પ્રતિનિધિ લોર્ડ રિપનને**-જય દે તું દેવા!
અહા શો મંગળ ધવળ! અહા શો ઉજ્વળ પ્રબળ!
ઉદય સમય દાખવે ઇશ લીલા લ્હેર એ! જય જય૦ ૧
એણે વર્તમાન વાણી, રાજા પ્રજા હિતની જાણી,
કિધિ સત્વર શિ સ્વતંત્ર એ પરતંત્રને !?! જય જય૦ ૨
સ્વતંત્ર એ સત્તા આપે, **સ્થાનિક સ્વરાજ્ય** પ્રતાપે-
રૈયત રાજકીય કેળવણી સુખદાયિ લે! જય જય૦ ૩
બધી રિદ્ધિ સિદ્ધિ વધે, કળા કૌશલ્ય ઉદે
પામે દેશમાં ત્યમ યત્નમાં એ પ્રતિદિન! જય જય૦ ૪
કરવા ઋણથી છુટી પ્રજા ખેડૂત બધી;
**હરિ** પરદુઃખભંજન **વિક્રમ** એહ ભરત ભુવને! જય૦ ૫

---

## ૨.

## (પ્રબોધ માંગળિક.)

## (સોરઠની ગઝલ)

(જીન્ને આપકું દેખ્યા નહીં, મન મેલકું ધોયા નહીં)—એ રાગ.

ઉઠો ઉઠો આર્ય હો બંધુઓ! ઉજળું પ્રભાત આ ઝળહળે! (૨) ટેક
ગઇ રાજ સમૃધિ સંપતી, ગઇ શક્તિ, સબળ બધી કૃતિ?
**સ્થાનિક સ્વરાજ્ય** સ્વતંત્રતા, કળિ ખીલતી આપને મળે!—ઉઠો૦ ૧
રહ્યા આળસાઇ આપણ બહૂ, ઘોર્યા ઘોર ઉંઘ વિષે સહૂ!
જાગો જાગો જોદ્ધ જોરાવરા, ગાજો ઘૂમો ઉદ્યમને બળે!—ઉઠો૦ ૨
સજો સંપ, ઉત્સાહ આદરો, દેશ ભક્તિ પ્રીતિ અંતર ધરો!
થઇ એક મત વરતાવિ દો, જય **આર્ય-રાજ્ય** તણો કળે!—ઉઠો૦ ૩
**લોર્ડ રિપન ભરત-હિતૈષિનાં**, ઝિલો અમૃત-વચન આ વરસતાં!
માનપત્ર ફૂલે વધાવિ લો, જેના જોરથી તાપ આ ટળે!—ઉઠો૦ ૪
**રાણી-વિજયિની** તણો જય વદો, તેનો **આર્યરાજ્ય** પ્રતાપ વધો!
દિન દિન ઉદો **ભરતખંડ** આ, કળા તેહની ચડો ઘડિ પળે!—ઉઠો૦ ૫

---

## ૩.

## (સ્થાનિક સ્વરાજ્ય રણગીત.)

## (રોળા વૃત.)

ઉઠો આર્ય ભડ વીર, ધીર ધરિ પગલાં માંડો,
આળસ ડર મન-મેલ, પે'લ વે'લાં એ છાંડો.
જુઓ મચ્યું જુધરાણ જાણિતું દશે દિશામાં;
ઘોરે **ગુર્જર** આજ, લાજ લાગે નહિં આમાં?
સિંહ બાળ **વનરાજે**, પરાજે કરિ શત્રુનો,
કીધો દેશ સ્વતંત્ર, તંત્ર સૌ તોડી તેનો!
જુઓ લિડયો ભડ **ભીમ**, નીમ કરિ મ્લેચ્છની સામા!

તેના દેશી લેશ, દિધા ના પગ ઠરવાણ્યાં.
તેહ તમારો ધવળ, કીર્ત્તિધ્વજ ઉડાવિ આઘે
**સધરા જેશીંગ** શૂર, પૂર જય માની લાગે.
**મેહેતા નરસિંહ** એક, ટેક ધરિ **મંડળિક** સામાં
ઉભો ન પામ્યો હાર-**હાર** પામ્યો જોતામાં.
છાતિ ચલાવિ નિડર, ઘરથિ જઈ દૂર વણજમાં
ઘુમે આપણા લોક થોક ભર સઘળે જગમાં.
એહ **ક્ષત્રિનું તેજ**, એજ **નાગરનો ટેકજ**
એહ **વણજ ઉત્સાહ**, પ્રવાહે વહો અનેકજ !!!
એહ આપની ભૂમિ, એહ સૌ બંધુ તમારા
એહ જાતિ ગુણ સર્વ, ગર્વ ધરિ ગણોજ પ્યારા !
લહો અમૂલિક લાભ, આભ મંડળમાં ભીડો !
**સ્થાનિક સ્વરાજ્ય** આજ, **લોર્ડ રિપનનું** ઝીલો.

---

૪.

## (સ્વરાજ્ય કાર્યોત્તેજન.)

### (ગરબી.)

(મારારે સ્વામિ બોલોની વા'લા—એ રાગ.)

ઉઠો ક્યાં સુધી પડી રેહેશો ?
અપાતા હક નહિ ઝિલિ લેશો ? ઉઠો૦—૧
વગર માગ્યો વરસે વરસાદ ?
અહા ! ત્યાં કોણ ખેંચિ લે હાથ ? ઉઠો૦—૨
શિળી અજવાળી ચાંદની રાત !
શરદમાં આંખ મિચે કોણ ભ્રાત ? ઉઠો૦—૩
ઝટોઝટ સુભટ ઉમંગ સજો,
આર્યપણું નિડર સુ દાખવજો. ઉઠો૦—૪

વિના માગે વરદાન મળે !
ઘુમો **સ્થાનિક સ્વરાજ્ય** તળે ! ઉઠો૦—૫
સમજિ આ રાજ કાજનો રંગ
સંભાળી લો આ નવલોરે પ્રસંગ. ઉઠો૦—૬
ધરો ઉત્સાહ સ્વતંત્ર ગુણો,
ઠરો રસ હૃદયે સુ ઉદ્યમનો. ઉઠો૦—૭
હોય નહિં આવા ઘડિ ઘડિ તાલ,
દિવાળી નહીં સર્વદા કાળ ! ઉઠો૦—૮
ઉઠો આ મઝા બંધુ લૂટો,
કળી **સ્થાનિક સ્વરાજ્ય** ચૂંટો. ઉઠો૦—૯

---

૫.

(સ્થાનિક સ્વરાજ્ય માંગળિક.)

(ગરબી.)

(મારારે સ્વામિ બોલોની વા'લા—એ રાગ.)

ઝળહળે શો મંગળ ઉજળો પ્રસંગ !
દિપો રૂડો **સ્થાનિક સ્વરાજ્ય**ના રંગ ! ઝળહળે૦—૧
લહો લ્હાવો લાખેણો સત્તાનો આજ,
સુધારો સ્વસ્થાન-સુધારાના કાજ ! ઝળહળે૦—૨
કેળવણિ લો રાજ્ય વિષયની અમોલ,
કર્ત્તા થાઓ સૌ કારભાર અતોલ ! ઝળહળે૦—૩
નિમો સારા સારા સભામાં કાબેલ,
સભાસદ હક્ક જાળવે કરી પે'લ ! ઝળહળે૦—૪
દિનો દિન ઉદય પામે આ સ્વદેશ,
સજો એવાં સાધન સુખદ હમેશ. ઝળહળે૦—૫
ધરો ઉત્કંઠા ઉત્સાહ ઉમંગ,
બંધુ **આર્ય** નામનો રાખો રંગ ! ઝળહળે૦—૬

ઝિલો વીર રસના પ્રવાહની માંહ,
દુઃખી નિજ દેશની સાહો બાંહ.　　ઝળહળે૦—૭
કરો કલ્યાણ કૃતારથ પ્રાણ,
સ્વદેશની ભક્તિ એ નિર્વાણ.　　ઝળહળે૦—૮

૬.

(સ્વરાજ્ય રણગીત.)

(પદ.)

(રજપુત શૂરા રે જુધમાં વીર નથી શું ?—એ રાગ.)

શાણા શેહેરી રે, શૂર સભાસદ સારા,
શોધી આપો રે, નિડર રીતે લડનારા ! શાણા૦
સ્વારથ મૂકી અળગો મમતથી પ્રજા માટે જે લડતા
હક સ્વતંત્ર શુભ લાભ જાળવી ભલા ભલા શું અથડતા ! શાણા૦ ૧
તન મન ધન ખરચી નિશ દિન જે સ્વદેશ સેવા કરતા,
ઉજ્વળ મનહર વાણી બળથી કાર્ય સફળતા ધરતા ! શાણા૦ ૨
જે નિજ માન પ્રતાપ દિપાવી આપ પ્રતાપ વધારે,
રત્ન પરખતાં આપે અમૂલખ એ આપની શોભા રે ! શાણા૦ ૩
શું એ આપણું ઉકાળશે જે ખુશામતે ખુશ થાતા ?
સાહેબને શત સલામ કરતા રંક દુઃખે ન દુઃખાતા ? શાણા૦ ૪
એ નહિ કામ વણિક તણું છે, જે વેપારે ઘૂમે—
"જી લબ્બે"! "જો હુકમ"! "જી હજરત"! કામ ન નવાબિનું એ !
શાણા૦ ૫
એ નહિ ન્યાત તણી શેઠાઇ, મહાજનની પટલાઇ,
સાજન મહાજન મિજલસ મેહેફિલની નહિ એ મ્હોટાઇ ! શા૦ ૬
હાથ ઉંચા બે બેય કરે ! નહિં બ્રહ્માક્ષર ઉચ્ચારે !
એ શું કરે વકિલાત તમારી ? પ્રજા મિત્ર શાના રે ! શાણા૦ ૭

૭.

## (સ્વરાજ્ય સ્વયંવર.)

### (કાવ્ય અથવા રોળા છંદ.)

આ શું મચ્યું ધમસાણ, ભૂંનાવળ ભમતી શાની ?
જ્યાં ત્યાં ખેંચાતાણ, અહા આ શી તોફાની !
અહા ! સ્વયંવર આજ **સ્વરાજ્ય** સભાસદ કેરો–
શાં આ તરફડિયાંજ ! મોહ શો ! મમત ઘણેરો. ૧

"અમો શેઠ શાહુકાર ! અમો આ ઓહ્દેદારો !
"અમો રાજ દરબારિ ! બોલ માનો ન અમારો !?!
"ઘોડા ગાડિ નવીન ઠાઠ અમ આંજી નાંખે,
"સાહેબને રંગીન મિળાવી હાથે હાથે ! ૨

"પડશે કો દિન કામ ઘડી આ ઘડી સંભાળો.
"બદલો દઈશું સુદામ, ન ફેરો જાશે ઠાલો.
"રાજિ રાખિ સરકાર ખુરસિ ખુબ શોભાવીશું !"
કહિ કહિ વાત હજાર તજવિજો કરે નવી શું ! ૩

કોઇ દિયે કંઈ દામ જગાની લાલચ દેતા !
પરવરશી વાપરી મતો નિજ માટે લેતા !
(પણ) ઝુઝે ન જે નિજ બળે, સિંહસમ ગાજિ ન ઉઠે,–
રૈયત હક પગ તળે, સ્વછંદે જ્યાં કોઇ છુંદે ! ૪

નિડર, અડગ, નહિ ભિડે પ્રજાની દાઝે જાતે,
લાભ, લોભ, ભયભીતિ થકી ના હઠે જરાયે,
એવાને વરમાળ મળી નહિ, બિજા થતાંએ,
દેશી મિત્ર ના મળી ! સરખિ તે મળવિ બિજાને. ૫

## ૮.

## (ઉત્સાહોદ્દીપન.)

### (રાગ ધન્યાશ્રી અથવા સોરઠ,)

(લેશો નહીં પરમાલ, વેચાતી તમો,—લેશો નહીં પરમાલ.—એ રાગ)

ઉત્સાહ ઉરમાં ધરો, બંધુજન—ઉત્સાહ ઉરમાં ધરો—ટેક.

એહ ઉત્સાહથી નવ ખંડ ભૂમિમાં, વણજ વેપારે ફરો—બંધુ૦ ૧
કામ કઠણ પણ તત્ક્ષણ તેહથી, હાથથિ સફળ કરો—બંધુ૦ ૨
આર્ય ઉત્સાહના અકળિત બળથી, શૂરા રણ વિચરો—બંધુ૦ ૩
જાહેર હિંમત નિજ દેશ ઉદયને માટે હૃદયે ભરો—બંધુ૦ ૪
જુગના જુગ પરવશ રહિ ખોયું, બળ નિજ પાછું ધરો—બંધુ૦ ૫
સિંહના બાળ શિયાળ સંબંધે, સેવો શું બીક-ઝરો—બંધુ૦ ૬
ગાજિ ઉઠો ભરિ ફાળ ઘુમો સહૂ, આળસ તજો, ન ડરો—બંધુ૦ ૭
તેજ ગુમાવ્યું, પ્રતાપ ઘટયો, રવિ અંધારૂં કરથી હરો—બંધુ૦ ૮
માટે સજો સત્વર દિલ અંદર, દ્રઢતા ઉદ્યોગ ખરો—બંધુ૦ ૯
અડગ ઉમંગથી પગલાં માંડો, પંથ નિકે અઘરો—બંધુ૦ ૧૦
રાજ્ય વિષયની સ્વતંત્ર કેળવણી, સ્થાનિક સ્વરાજ્યે સરો—બંધુ૦ ૧૧

---

## ૯.

## (સ્થાનિક સ્વરાજ્યાંગીકાર.)

### (ગરબી કાલીંગડો—તાલ દીપચંદી.)

(ગોકુળીએ લઈ ચાલો, હરે ઉદ્ધવ રાજ અમને—એ રાગ.)

**સ્થાનિક સ્વરાજ્ય** સુહાવો !
કોડીલા બંધુ સ્વદેશી (બેવાર) ટેક.
પરવશતાથી સ્વતંત્રતા સારી,
એહ અંતરમાં ઉપાવો ! કોડીલા૦ ૧
આમ અહિંના સુણો, એમજ હિંદના

હાકેમ હુકમાં જણાયો કોડીલા૦ ૨
લોકહિતાર્થે સભાઓ શુભેચ્છુ
સ્વદેશનાં આ સુખ ચાં'ઓ કોડીલા૦ ૩
છાપાવાળા છાપિ ગજવે દશો દિશ,
**સ્થાનિક સ્વરાજ્ય** કથાઓ કોડીલા૦ ૪
સત્તા ન લેવી ? ગમે કોને ખોતાં ?
અંતર ઉપજે ન લ્હાયો ? કોડીલા૦ ૫
હોય ગમે એમ વાત ભુલી બધી,
ઐક્યના સજવા ઉપાયો. કોડીલા૦ ૬
સત્ય, ઉદય, સુખ, સંપતિનો જય !
કળિ ખિલશે આ સદાહો ! કોડીલા૦ ૭
દોષ ન દિલમાં કોઇ તણા લાવો,
ગ્રહણ કરો ગુણ-છાંયો ! કોડીલા૦ ૮
લાભ અલાભની વાત વિચારો,
સુખ દુઃખ ભેદ જણાઓ ! કોડીલા૦ ૯
આપ સહૂ સમજો મન માંહે ત્યાં,
ઝાઝૂં કહો શું કે'વાય ? કોડીલા૦ ૧૦

---

## ૧૦.

## ( સ્થાનિક સ્વરાજ્ય વ્યવસ્થાનું ગીત. )

## ( માઢની દેશી. )

(મેરે ગમકે તરાના સુનિયે ફસાના—એ રાગ.)

પ્રિય દેશીઓ મારા, જાગો વ્હેલા આપ ઉપાડિ લો કાજ
પ્રિય બંધુઓ મારા, જાગો વ્હેલા, આપ સંભાળો રાજ.
હાંજી આપ સંભાળો રાજ—હોંસીલા—આપ સંભાળો રાજ—પ્રિય—ટેક.
રાજ સત્તા પાછી મળે, હતિ એક વખત આપ પાસ;
દાઝ જાણિને આ દેશની, આ **રિપન** ઉજાળે પ્રકાશરે પ્રિય૦ ૧

કેળવણી મળે આપણ સહુને, એજ ઉદાર વિચાર;
સ્થાનિક વહિવટ સોંપે આ હાકેમ, પાર ઉતારો તે પાર રે. પ્રિય૦ ૨
સ્થળે સ્થળે થશે રાજ્ય સભાઓ, ગામ નગર દેશમાંહ;
આપ સભાસદ કરશો પસંદ તે, ચલવશે રાજ્ય પ્રવાહ રે. પ્રિય૦ ૩
બે ભાગ આપ પસંદ કરો ને, એક નિમે સરકાર;
મુખત્યાર પે'લા આપના વળી, પ્રમુખ આપના સાર રે. પ્રિય૦ ૪
ઠોકર કદિ ન ખાતા બંધુઓ, પડતા ન કદી અખડાઇ;
ધીરજથિ, સજી સંપ સદા કરો, કોડ થકી ઠકરાઇ રે. પ્રિય૦ ૫
શેહેર સુધારાના કાજ તથા, સહુ લોપયોગી કામ,
ખરચ ઉપજ તણી જાળવણી, જોવું તમારે તમામ રે. પ્રિય૦ ૬
વિદ્યા વધારવી, આરોગ્યતા પણ, સુધારવી સર્વત્ર;
વણજ વેપાર વે'વાર વિષે સહુ, સગવડ કરવી અત્ર રે. પ્રિય૦ ૭
ના'નું સુનું નથિ કામ નકામું, નામ બિરૂદ ધરો દીલ;
**સ્થાનિક સ્વરાજ્ય** સોંપાય તે ઝીલો, ઘડિ પણ કરતા નઢીલરે. પ્રિ૦૮
માન આપો રૂડા રાજવીને, **રિપન**ને ઉમંગ ભેર;
વરદાન વણ માગ્યે દઈ જેણે, વર્તાવી લીલા લ્હેર રે. પ્રિય૦ ૯
જય જય **વિજયિની રાણી** તણા, રાજ્ય ધ્વજનો વધો સદા કાળ;
અવિચળ તેજ પ્રતાપ તપો તેનું, **ભરતભૂમિ**માં હુંફાળ રે !!!
પ્રિય૦ ૧૦

૧૧.

## (સ્વદેશ ભક્તિ વિષે.)

## (ધીરાના પદની ચાલ.)

(જેને રામ રાખેરે તેને કોણ મારી શકે ?—એ રાગ.)

સ્વદેશનિ ભક્તિરે, કે કોઇ વિરલા જાણે !
સ્વતંત્રતાના રસનીરે લે'જત કોઈ પરમાણે ! ટેક.
'મિઠાં મિઠાં મ'સ વચન વદીને, કરે ખુશામત ખૂબ;

કાજ સરે, ભલે દેશ ડુબો નિજ, સ્વાર્થ ગણે મેહેબૂબ !
કે દાઝ દુઃખી દેશનીરે, દયાથી દિલ કોણ આણે ? સ્વદેશની૦ ૧

હિંમત હૈયે હોય નહીં કરવા કો સ્વતંત્ર સુકામ,
ડરી ડરી મરે દીન કાયર નર, વાર હજાર ! શા—રામ ?
કે ભીડે બાથ સિંહશુંરે, હરણી છોડવવાને !!! સ્વદેશની૦ ૨

ઉમંગ ને ઉત્સાહ, ધિરજ દૃઢ, મૂળ સ્વભાવ ઉદાર;
નિડરપણું શૂરવીરનું લક્ષણ ક્યાં ઝળકે ઝાતકાર ?
કે ભેદી દળ વાદળેરે, સુરજ શશી પરમાણે. સ્વદેશની૦ ૩

સિંહ ઝુઝે ગજ જૂથ વિષે, શકે શું કરી અચુત શિયાળ ?
દુઃખ છાયામાં છુપ્યો શૂર નર, (તોએ) ગાજે ઘુમે ભરી ફાળ !
કે પગ નહીં અટકેરે, નૃતકના થતાં ગાને. સ્વદેશની૦ ૪

સ્વારથ કેરી આરત છોડીને કરે પરઉપકાર,
દેવ કે દેવાંશી જન વિણ કોણ ? ખાય ચકોર અંગાર !
કે તરસ્યો બપૈયોરે નજર નીચી નવ આણે ! સ્વદેશની૦ ૫

ટેક કઠણ ક્ષણ એક તજે નહીં, ધીર વીર નર કો વાર.
વૃક્ષ પેરે ઘામ શીત સંકટ સહે, વહીં મેઘ મૂશળધાર.
કે આપે સુખ શાંતિરે, અહં-મદ નવ આણે. સ્વદેશની૦ ૬

ત્રણ પદાર્થ છે દેશ ભક્તિમાં, ધર્મ અર્થ વળિ કામ,
સ્વદેશ ભક્તને દેશની પ્રીતિ, મોક્ષ એ સુખકેરૂં ધામ !
કે રૂચે નહીં બિજુંરે, મસ્ત એ દેશ અભિમાને ! સ્વદેશની૦ ૭

માટે સ્વદેશી ઓ બંધુ મા'રા, ધરિ અંતર આ ઉપદેશ—
**ભરત ભૂમિ** પામી ઉદય દિનોદિન, ઉજળી રહે હંમેશ,—
કે એમ કરો ઉદ્યમરે, ચુકો ન ચોટ નિશાને ! સ્વદેશની૦ ૮

**રાણી વિક્ટોરીઆ**ના ધીર ધુરંધર, **પ્રતિનિધિ રિપન** આજ,
આપને રાજ્ય વિષયમાં કેળવવા, આપે **સ્થાનિક સ્વરાજ્ય.**
કે ઝિલો એહ અમૃતરે, અમર રહો એવાંને. સ્વદેશની૦ ૯

હક્ક મળે સંગીન નવીન તે, હાથ કરી આ વાર,
આર્યપણું આપણું ઉજાળો, બેડો ઉતારો પાર,
કે હરિ જય દાખેરે, સ્વદેશી બંધુ સઘળાને. સ્વદેશની૦ ૧૦

---

## ૧૨.

## (સમય સંભાળી લેવા માટે.)

### પદ ૨.

### ( રાગ પ્રથમ પ્રમાણે. )

સમો લો સંભાળીરે, અંતરથિ આળસ છાંડો,
બેધડક બંધૂ ઝટરે, આગળ પગલાં માંડો. સમો૦
ફરે હરે તે ચરે, ઠરે અરે ! મરે બાંધ્યો ભુખે ભૂર,
કાયર કાંઇ ના કરી શકે. રહે ઝાલ્યો પુર્યો ક્યમ શૂર ?
દાખો નિજ ડા'પણરે દિલથિ ડર દૂર કાઢો. સમો૦
હાથ કે પગ હલવ્યા વિના, વિના બોલે' મુખે થકી બોલ,
કાજ કોડેથિ વણ આદરે', કરે' કાંઇ ન દિલ માંહિ તોલ,
ફળે ફાલે ફૂલેરે કહો ન ક્યાંથી ફળ ઝાડો ? સમો૦
એક અખંડિત પ્રેમમાં, દેશ ભક્તિ કે હરિરસમાંય,
ડુબ્યા રહે ઘા રૂઝાવવા કોઈ ઘાયલ નર વીરલાય !!!
ન ઠરે મન બીજેરે, ધરે જે જન એ આડો ! સમો૦
પંડ પાથરો પરમારથમાં, કરો જે જોઇયે તે કુરબાન !
પીડ ટળે, મળે હક તથા છુટ, થાયે સ્વદેશ-કલ્યાણ !
ઉદયને ઉજેશેરે અંધારૂં અળગું કાઢો. સમો૦
કામ કપરૂં શિર આવી પડે એ પાર પાડવું આપ હાથ !
તેજ ને ટેક ને બળ બહુ બુદ્ધિનું એમાં ન આપ પછાત !
**રિપન**ના મનોરથરે રૈયત ઝટ પાર પાડો ! સમો૦
એક વચન, એક-કાર્ય અંતર ધરો ! થાઓ બંધુ એકદીલ !

હોંસીલા **આર્ય** બાળક કેસરિના, કાર્યે ઝુક્જો ન કરો ઢીલ !
ખંત ન અંત લેશુંરે ? હઠાવે હઠ દઢ પાંડો ! સમો૦
આર્ય પૂર્વજ હતા આપણા શા **રામ હરિશ્ચંદ્ર** ધીર ?
**પારથ** ભારત મહારથી ! **કર્ણ** કરવે પરોપકાર વીર !
નામ તે દીપાવોરે ! ઉજાળો મંગળિક દહાડો ! સમો૦
**સ્થાનિક સ્વરાજ્ય સ્વતંત્રતા**, નિજ દેશ નગર કારભાર
ધીરપણે, બળ બુદ્ધિથી ચલવો,–સફળ થવા આ ઉદાર
**રિપન** તણો હેતુરે ! જમો એ સુખરસ ગાઢો !!! સમો૦

---

૧૩.

## (રિપન જયંતિ પદ્યાવળિ.)

ધ્રુવપદ. ૧.

આનંદ પરમ આજ, સ્થાનિક સ્વરાજ્ય કાજ,
ઉચ્છવ નિમિત્ત કાજ સ્તવીએ પ્રભુ તને—આનંદ૦
દેશ દુરિત દુઃખ કાપી સારી સ્વતંત્રતા આપી
ઉજ્વળ સુકીર્તિ સ્થાપી **ભરતભૂમિમાં** તપે—આનંદ૦
જય **વિજયિની** જય જય **લૉર્ડ રિપન** જય
જય સાલ બ્યાસી લખી પાને ઇતિહાસને—આનંદ૦
ગાઓ ગીત હર્ખી ચિત્ત રાખી રૂડે રૂડી પ્રીત
મિત્ર **ખંડ ભરતના** ધન્ય વૈસરાયને !!! આનંદ૦

પદ ૨.

રાગ ખમાચ.

**રિપન** કેરો જય જય થાઓ જય જય થાઓ—રિપન૦
દેશ હિતૈષિ દઢ મનવાળા
અમ શુભ દેશ રહેજો સદાઓ—રિપન૦ ૧
**ભરત ભૂમિનું** હિત એણે ઇચ્છી
પાઇ **સ્વરાજ્ય** સુમિષ્ટ સુધાઓ—રિપન૦ ૨

ભૂલ્યા નહીં હજી ઈંગ્રેજો
* બારસેં પંદર કેરો સુધારો—રિપન ૩
તે રનીમિડ શુભ સ્થાન હૃદયથી
બ્રિટન તન હોંસી કો વિસારો—રિપન૦ ૪
મેગ્નાચાર્ટા એ વિના પ્રયત્ને
દીધ ભુલી ન જઈએ એ લગારો—રિપન૦ ૫
અઢારસેં બ્યાસી સ્મરી કરીએ
રિપનના જય જય પોકારો—રિપન૦ ૬.

પદ ૩.

રાગ ખમાચ.

જય જય જય રિપન ધણી દેશ હક્ક આપિયા તેં—જય૦
અતિ દયાળુ ઉપકારી દેશ દાઝ ચિત્ત ધારી
સ્થાનિક સ્વરાજ્ય ભારી આપિયું ઉદાર બની—જય૦ ૧
અમને મેગ્નાચાર્ટા દીધો ભરતખંડ આભારી કીધો
આશીર્વાદ પૂર્ણ લીધો "બહુ જીવો અમ દેશ ધણી"—જય૦ ૨
પ્રેમ અખંડિત થયો અમ હૃદય ન જાય કહ્યો
"દેશમેં આનંદ ભયો" જન સહુ જસ વદે વાણી—જય૦ ૩
અવિચળ પદ અહીં થાપો સુખ સદા સમૃદ્ધિ આપો
થાય રૂડાં કામ અમાપો ચઢતી ભરતખંડ તણી—જય૦ ૪
(ચકોર.)

---

૧૪.

(વિજયિની રાજ્ય મહોત્સવાનંદ ગીત.)

પદ. રાગ કલ્યાણ.

જય શ્રી વિજયિની ! જય સાર્વ ભૌમિણી !
ભરતખંડ આદિ બહુ ખંડની ધણી ! જય૦

---

* જોન રાજાએ આપેલો મહાન્ સ્વતંત્રતાનો પટો.

સદાકાળ, એમ સંભાળ, લે તું દીનદયાળ !
દિનોદિન તારી કળા ખીલો ઝાકઝમાળ !
જય શ્રી **વિજયિની** ! જય **સાર્વ ભૌમિણી**૦ ! ૧
રિદ્ધ સિદ્ધ, નવે નિધ, સુખ શાંતિ લ્હેર !
આજ કેસરી રે' સાથ. ન્યાયની શી મ્હેર !!!
જય શ્રી **વિજયિની** ! જય **સાર્વ ભૌમિણી**૦ ! ૨
દીપો **આર્ય** મંન તુંથી સ્વતંત્ર પ્રસંન !
**હરિ** ! ચિરકાળ તપો તારૂં રાજ્યાસંન !
જય શ્રી **વિજયિની** ! જય **સાર્વ ભૌમિણી** ! ૩

(તા૦ ૧૭-૨-૮૭)

ઈતિ

શ્રી સ્થાનિક સ્વરાજ્ય પ્રબોધિની સમાપ્ત.

શ્રી

# પ્રજા ઘનગર્જન

અથવા

# ભારત-જયંતિ ગીતાવળિ.

ખંડ પ્હેલો.

શ્રી

# પ્રજા ઘનગર્જન

અથવા

# ભારત-જયંતિ ગીતાવળિ.

ખંડ પ્હેલો.

---

## અર્પણ પત્ર.

### રાજકીય ઉત્તરાયન ક્રમણ.

( શ્લેષ કાવ્ય )

( પદ. )

(રાગ કાફી જીલ્લો-તાલ દીપચંદી.)

નિડર નર સૂર હો, સજો સઘ ઉદય-સંધાન નગર§ નર સૂર હો૦
ઉજ્વળ ભારતિ જ્યોતિ ઝળહળે !
પામે પણે' પૂર તિમિર સમાધાન ! નાગરીક§ સૂર હો૦-૧
કાળ કરાળ વાદળ અવ્યવસ્થા,
વ્હેમી યવની બળ થાએ અમાન ! નાગરી§ સૂર હો૦-૨
માનસકમળ વિલાવતિ હાવાં
અનીતિ હેમંત હશે અંતર્ધાન ! નાગર§ નર સૂર હો-૩
દક્ષિણતા વિધિયે પુરિ પામ્યા,
પોપે વામ પંથે પડો હો નિદાન. ઉત્હાહી સૂર હો૦-૪

---

§ નાગરનરઃ જેને ઈંગ્રેજીમાં અને રોમનોમાં Citizens કહે છે તે

શ્રી

# પ્રજા ઘનગર્જન

અથવા

## ભારત-જયંતિ ગીતાવળી.

ખંડ પ્હેલો.

---

૧.

### ભારતોદય-ગીત.

( પદ. )

પદ રાગ પ્રભાત.

(હું અબળાને મ્હોટી મિરાત બાઈ સામળો ઘરેણું સાચું રે—એ રાગ.)

જાગો જાગો **જન ભારત વર્ષના** હવે ઉજાળે આ વ્હાણું રે
**ઉઠો ઉઠો ભડ ભારતવર્ષ**ના ! હવે ઉજાળે આ વ્હાણું રે !
ઝળહળ જ્યોત ઝગમગે ક્ષિતિજમાં ટાળો રૂડેરું ન ટાણું રે !
જાગો જાગો૦

લાંબી વિતી વસમી વેરણ એ રાતલડી કાળી કરાળીરે !
જોર જુલમ જબરાઈ જાલમની બંધી, બેડી પરવારીરે !
જાગો જાગો૦ ઉઠો ઉઠો૦ ૧

ડાકયણ, ભૂત, પિશાચ, નરાધમ, માનવ લોહીનાં તરસ્યાંરે
**ભરત** હૃદયથી રક્ત ચુસંતાં, નાચંત ભાગ્યાં કાંઈ ભડકયાં રે !!!
જાગો જાગો૦ ઉઠો ઉઠો૦ ૨

નાંહિ શિયાળ ભુંકે, નહિ ઘુઘવે ઘુવડ, ન ચિબડી કકળેરે !
વાઘ વરૂ ન ઘુમે ઠગડાકૂ પિંડારા લુંટારા ન કનડેરે !!!

ખાઉં ખાઉં કરતી ધરતી એ ! નભ શું બિહામણું ! ક્યાંઇરે !!!
જાગો જાગો૦ ઉઠો ઉઠો૦ ૪
આંખે અંધારી વળી હતિ, કાને બધિરતા, મુંઝામણ મનમાં !
ત્રાસ હૃદય, આકુળ વ્યાકુળતા, તાપ રહ્યોતો તપિ તનમાંરે !!!
જાગો જાગો૦ ઉઠો ઉઠો૦ ૫
એ સૌ કંઇક અલોપ થઇ ગયું ! હસિ શું રહી દિશ દશ આરે !
**હરિ હરિ** ! પાડ **પ્રભૂ** તુજ મોઢો ! રમણ મનોહર ક્ષણ આરે !!!
જાગો જાગો૦ ઉઠો ઉઠો૦ ૬

---

૨.

**( પ્રજા સમાજ-સંગમનબોધ. )**

( પદ. )

નની જીવો ગોપીચંદની,—એ રાગ.)
**વચ્છળ લૈયા** જઇ મળો—
**। પ્રજા સમાજજી** !!!
ખ ભંજણી આપણી,
મ ગરીબ નિવાજજી ! ભરત વચ્છળ૦ ૧
રે દિવસ દુઃખના દોહ્યલા,
ઘણા કકળી કલ્પાંતેજી !
આંસુંડા લુહે કોણ આપણાં ?
રડો રાંને નિરાંતેજી. ભરત વચ્છળ૦ ૨
જનની આપણી ભૂમિ **ભરત**ની,
જતાં,–રહ્યાં હાડ ચામજી !
લોહીરે ચુસાઈ ગયું ચસ ચસી,
રહ્યા રમી જવા રામજી !!! ભરત વચ્છળ૦ ૩
ધનરે ગયું ! ધારણ ગઇ !
રણમાં રોળાયાં તનજી !

કર્મ કઠણ ! કાયા કુંમળી !
સુખ ગયું સામટું–સ્વપ્નજી !!! ભરત ૧૨૭ળ૦ ૪
શાએરે પુણ્યે પામ્યાં આપણે,
રૂડું **રામશું રાજ**જી !?!
પાપરે કરતાં પાછું ભાળિયું !
વાયાં વ્હાણેલાં આજજી !!! ભરત ૧૨૭ળ૦ ૫
રાજારે તારા માડી અંત ભૂમિ !
કરતા યજ્ઞ રાજસૂયજી !!!
આજરે બાળક તારાં જો મળે,
**પ્રજા–યજ્ઞ** તુંએ તુંયજી !!! ભરત ૧૨૭ળ૦ ૬
* પાંચેરે વર્ણો મળી પ્રાર્થના
તુજ હિત કેરા વિચારજી,
**રાજ રાજેશ્રીને** કરે
**બ્રિટન પ્રજાને** એ સારજી !!! ભરત ૧૨૭ળ૦ ૭
નથિરે કુડિરે કાંઇ કલ્પના !
નથિ કાંઈ દ્રોહી દુષ્કર્મજી !!!
દશેરે દિશાથિ, દ્વાદશ દેશથી,
જઇ મળો તજિ નિજ ભર્મજી !!! ભરત ૧૨૭ળ૦ ૮

---

૩.

( પ્રજાસમાજગમનોત્કંઠા. )

( પદ. રાગ ગરબો )

(મને શાને સલૂણી તું ભુલી ગઇરે—એ રાગ.)

નહીં શાને મળિયે જઇ **પ્રજાસમાજમાં** રે;
**ભરત બંધુ**–હાં હાં રે **ભરત બંધુ**–છે એહ સુખનું મૂળ–
અનુકૂળ નહીં૦ ૧

* હિંદુ, મુસલમાન, પારસી, યુરોપિયન ને યુરેશિયન.

એક પછી એક પડતા કર નવા નવા રે
વધશે વધશે-હાં હાં રે વળિ એ વધશે તે ટાળો જઇ ત્યાં શૂળ !!!
પ્રતિકૂળ ! નહીં૦ ૨

નહીં મૂક્યું મીઠું ! ઘાસતેલ પણ નહીં રે !
પછિ શું બાકી-હાં હાં રે પછિ શું બાકી ! કરો ખરચબંધ થતું
લખલૂટ ! એ અખૂટ. નહીં૦ ૩

લીધો બ્રહ્મદેશ ! સિંકદર ચાહ્યું સામટું રે !
છાંટ્યા ધનથી-હાં હાં રે છાંટ્યા ધનથી કાબલ કાબુલો ! શું
લ્હાણ !?! આખિ હાણ ! નહીં૦ ૪

મરે બાળક ભરત તણાં ભુખે ! વલવલે રે !!!
ભણ્યાં ગણ્યાં-હાં હાં રે ભણ્યાં ગણ્યાં હાય ! પરદેશીઓ પ્રમાણ-
ગુણ બાણ ! નહીં૦ ૫

મળ્યાં તાર, ને ટપાલ, ગાડી આગની રે !
સઘળે શાંતિ-હાં હાં રે સઘળે શાંતિ, છતાં સુખ, ન ભાગે ભૂખ !!!
પીડે દુઃખ ! નહીં૦ ૬

જઇ મળિ પ્રજા સમાજે ચાલો વિનવિયે રે !
કરિયે કાંઇ-હાં હાં રે કરિયે કાંઇ ! પ્રજા ઠરાવ, ટળે દુઃખ !!! મળે
સુખ ! નહીં૦ ૭

---

૪.

( પ્રજાસમાજ-સંમિલન. )

(પદ. રાગ ગરબો.)

(ઝાંખી દઇ દે સખી ! રસિકડી હો ઝાંખી દઇ દે સખી—એ રાગ)

મળશે પ્રજાનો સમાજ ! ભરત મિત્ર ! મળશે પ્રજાનો સમાજ
હિંદુ, મુસલમિન, ગુરખ, ખ્રિસ્તિયન,
પારસી મળવાનાં આજ !!! -ભરતમિત્ર મળશે૦ ૧

પુરવ, પશ્ચિમ-દિશ, દક્ષિણ, ઉત્તર થકિ,
વે'શે જનના પ્રવાહ !!!  ભરતમિત્ર મળશે૦ ૨

નગર, નદી તટ, ગિરિકાનન પટ-
થી પ્રતિનિધિઓ જાય !!!  ભરતમિત્ર મળશે૦ ૩

ભારત હિતે હિત, ભારત સુખે ચિત,
ધપશે[1] ધુરંતર રાજ[2] !!!  ભરતમિત્ર મળશે૦ ૪

રાજ્યનો તંત્ર, સુયંત્રિત, ચાલે,
કરશે વિચારો એવાજ !!!  ભરતમિત્ર મળશે૦ ૫

રૈયત રાજી રહી થાય તાજી,
નિવાજી દે હક નવા રાજ !!!  ભરતમિત્ર મળશે૦ ૬

કોઇનું કોઇ નહીં તેનું સોહી,
ભલા થશે ગરીબનિવાજ !!!  ભરતમિત્ર મળશે૦ ૭

---

૫.

## (પ્રજાસમાજ સ્વધર્મ સેવન.)

### (રાગ માઢ (મેવાડ)ની દેશી.)

પ્રિય બંધુઓ મારા ચાલો વે'લા, હાલો વે'લા વીર !
પ્રાણ પ્યારાઓ મારા, આવો વે'લા સધ સમર્પો શરીર !
સધ સમર્પો શરીર ! સ્વદેશી ! સ્વદેશ-સુયજ્ઞ ધીર !!! રે-પ્રિય બંધુઓ૦

આર્યસેના આજે આપણો કરે, યજ્ઞ શું આ રાજસૂય !
સ્વર્ગ સમું સુખ પામવા બંધૂ; હિત રાજદ્વારી બંધુય રે—પ્રિય૦ ૧

આત્માર્પણ કરવા વિના રે, મળે સિદ્ધિ નાહિ કો કાળ !
ફળ મ્હોટું ચહો-ચો બળિ મ્હોટું રે-તન મન ધન તતકાળરે !-પ્રિય૦ ૨

સ્વાર્થ તજી પરમારથ કારણ, ક્ષણ પણ દેવામાં પુણ્ય !

[1]આગળ પડશે. [2]રાજાઓ.

આ પરમારથમાં સિઝે સ્વારથ, તો રાખો શાને ન્યૂનરે !–પ્રિય૦ ૩
રાજા હતા જ્યારે આપણા ત્યારે, મળતા રાજવી જાગે સમસ્ત !
પ્રજા રહી પડે પાંપળી ઘણાં તરણાંની પૂળી પ્રશસ્ત રે !–પ્રિય૦ ૪
ઝાઝાં તરણાંની એ રાસડી રે, બાંધે મગદળ હાથી મસ્ત !
ઝાઝેરી કીડીઓ મળિ મળિ મારે એ વિષધર વસમો દરસ્થ રે !–પ્રિય૦ ૫
એકની દાદ ફરિયાદ પર નહિં, આપે કો લક્ષ કે કાન !
જૂથ મળી, **ઘન** ગાજે **પ્રજા** સિંહ, ઘુઘવે, ધરે શું ન ધ્યાન રે !?!–પ્રિય૦ ૬
**પ્રજા સમાજ** પ્રતાપમાં પૂરણ, રાજ ભક્તિમાં લીન !
દેશ–પ્રેમી, શુભ નેમિ મળે દૂર શાને રહિયે હવે દીન રે !?!–પ્રિય૦ ૭
**ગુર્જર** ગાજી ઉઠો, હવે થાઓ રે, જાગૃત, સ્વદેશ–ભક્ત !!!
ફરજ અદા કરો ! આપણી–લોકના હિતથી ન થાઓ વિરક્ત રે !–પ્રિય૦ ૮

---

૬.

## ( પ્રજા સમાજનું આનંદ માંગળિક. )

### ( ગરબી. )

(મારારે સ્વામી ઓલોની બાળા—એ રાગ.)
ઝળહળે શો ભરત ઉદયનો પ્રસંગ !!!
વીરા ઘૂમો **પ્રજા સમાજે** સુરંગ ! ઝળહળે૦ ૧
એતો વરતાયો ઉત્તમ અતિ જાગ !
કરો નિજ કર્તવ્ય ઋત્વિજ ભાગ ! ઝળહળે૦ ૨
**ભરત** હિત ચિત ધરિ વિચરો વિદેશ !
મિલી રે' જ્યાં **પ્રજા સમાજ** સુવેશ ! ઝળહળે૦ ૩
એ તો ઉજળી છે દિવાળી આજ !
ઘેર ઘેર વર્ત્યો મંગળ સુખ સાજ ! ઝળહળે૦ ૪
એમાં રાજહિત છે પ્રજાહિત સાથ !
**સ્વતંત્રતા** શું **રાજ્યભક્તિ** સંગાથ ! ઝળહળે૦ ૫
**સ્વદેશ–પ્રીતિ**નાં ત્યાં વે'શે આઃ પૂર !

ગવાશે સુસંપના ગુણ ત્યાં જરૂર !!! ઝળહળો૦ ૬
કરે બંધુ કોટ્યાદિ ભોજન એક !
ટાળો દુઃખ તેમનું સહિત વિવેક ! ઝળહળો૦ ૭
ગયું સહૂ-રહ્યું એક "આંસુડાં" ધન !
દુઃખના થાવ તે હરિ ! સુખના આ દંન ! ઝળહળો૦ ૮

---

## ૭.

## ( પ્રજા સમાજે રમણ. )

## (રાગ કાલિંગડો. ચાલ દીપચંદી.

## ( પદ. )

(ગોકુળિયે લેઇ ચાલો રે, ઓધવરાજ અમને—એ રાગ.)

**પ્રજા સમાજે** હો ઘૂમો, હોંસિલાઓ **હિંદી સ્વદેશી** (૨) પ્રજા૦
મુંગા રહ્યાથી ભલું દુઃખ વદવું !
દુઃખ કો' ન દિલડાનાં દૂમો !!! હોંસીલા૦ ૧
માગ્યા વિના પણ પિરસે ન માવડી !
હક્ક માગવા માહિં ઝઝુમો !!! હોંસીલા૦ ૨
આપણું દુઃખ જાણે જન આપણા.
પરદેશી રૂડો તોય ઊણો !!! હોંસીલા૦ ૩
ધારા બાંધે, કર નાંખે, ખરચ કરે તેમાં,
સ્વ પ્રતિનિધિ * જૂઓ !!! હોંસીલા૦ ૪
રાજ્ય નોકર નિજ દેશી હશે તો
ખર્ચ ટુંકો થશે ગુણ ગરૂઓ † !!! હોંસીલા૦ ૫

---

* ધારા બાંધનારી સભામાં રૈયતની પસંદગીના સભાસદો જુઓ-જોવા ચાહો.

† મ્હોટા ઓદ્દાના સરકારી નોકરો દેશીઓ હશે તો ખરચ થોડો થશે. સબબ કમતી પગારથી ચાલશે. અને ફાયદો ઘણો થશે. તે પૈસો આપણા દેશમાંજ ખરચાશે.

બાળપણું રાજદ્વારિક આપણું ટળ્યું
જાગી જુવાની શું ! હોં ! હોંસીલા૦ ૬

૮.

## ( આર્ય પ્રજા પ્રબોધન. )
### ( સોરઠની ગઝલ. )

(જીને આપકું દેખ્યા નહિ—મન મેલકું ધોયા નહિ—એ રાગ.)

જાગો જાગો **ભરત**નાં બાલુડાં ! રણ રંગમાં ઝીલતાં ઝુલો !!!
જાગો જાગો૦

ગયું **તેજ ક્ષત્રિય**નું કંઈ ! **બ્રહ્મ શક્તિ** પણ સ્વપ્ને નહી !
**વૈશ્યવૃત્તિ** ઉજ્વળ ક્યાં દિપે ? કળા કાળ ખાઈ ગયો જુઓ
જાગો જાગો૦ ૧

નિજ દેશ રક્ષણ કારણે, પરશસ્ત્ર શક્તિ આશ્રિતપણે,
દીન દામણાં આપણે હવાં રે'વું ક્યાં સુધી કહો બંધુઓ !!!
જાગો જાગો૦ ૨

નિજ શસ્ત્ર અસ્ત્ર લિધાં ઝુંટી, નિજ વસ્ત્ર વસ્ત રહી લુંટી !!!
પરવશ પડયા ભુંડી બેડિયે દળદર તણિ ન તોડિ શે બુઓ !!!
જાગો જાગો૦ ૩

આપ્યું સુખ શાંતિ **બ્રિટન** વીરે ! તન મન ધન નિર્ભય ધીરે
કિધાં આપણાં ! રાખિ લાજડી ! તેથી ભૂખડી ભાગશે શું હો ! ! !
જાગો જાગો૦ ૪

નહિ, નહિ, આળસુ ન રે'વું આપણે ! આપ—મદદ શરણું તતક્ષણે
લેઇ ઘૂમવું સુવિચારમાં દેશ ઉદય જેથિ લલિત લહો !!!
જાગો જાગો૦ ૫

કસો કલમ કડક તલવારડી ! રૂજો વાણી તોપ બંદુક રૂડી !
પત્ર રંગ તંગ મેદાનમાં સભા નિડર રણમાં નિપટ ઘુમો ! ! !
જાગો જાગો૦ ૬

નથી વીંધવા નર રત્ન હા ! નથિ વેહેવરાવાં લોહી ઉન્હાં !
ખુનરેજિ રહિત લડત લડો ! લિડો બંધુથિ ! ન લહો શત્રુઓ !!!
જાગો જાગો૦ ૭

વીર શાંત રસ જે વિરોધિ છે ! સદાકાળ નાંહિ એકત્ર એ !
હાથેવાળો મેળવો એમના ! હરિ ! રંગ જંગ જમાવિ દો !!!
જાગો જાગો૦ ૮

૯.

(ગુર્જર પ્રજા નિમંત્રણ.)

(કાવ્ય અથવા રોળા છંદ.)

ઝટ ઉઠો વીર ગુર્જરો ! ઘુમો જસરંગે !
કુરૂ, અંગ, બંગ, ને કલિંગ સાથ મળો જંગે !
પંજાબ, સિંધ, દાક્ષાબ, સેતુ, હેમાદ્રિ !
મળે બ્રહ્મપુત્ર એકત્ર, વિંધ્ય, સહ્યાદ્રિ !!!
ત્યાં તાપી, નર્મદા, મહી, સાબરમતિ રંગી,
તટ એક પકડી શું રહે ? ન ઉલટે ઉમંગી !!!
જ્યાં સિંધુ લહરિ રંગથી જનનો તરંગે,
ત્યાં દેશ સિંહ-જય* તણો ઉંઘે શું કઢંગે !?! ૨
ના, ના, ના, એમ ન બને, સહુથિ આગળ આમ
જઈશું ! રહિશું નિજ સ્થાન ! ડગિશું પછિથી કયમ ?
જ્યાં ફરજ બજાવવી, જ્યહાં ધર્મ રક્ષણ જ્યાં—
જ્યાં સ્વદેશ ભકિતનું કાજ પ્રેમ રક્ષણ ત્યાં. ૩
નહિ ગુર્જર કે સૌરાષ્ટ્ર લાટ, કે કચ્છ
કરે પાછી પાનિ કદાપિ, કર્મ ગુણ સ્વચ્છ !!!
અમે જઈ ઝુઝીશું નિડર, અડગ પ્રતિનિધિથી
હરિ ! પ્રજા સમાજે સદ્ય ત્રિવેણિ×તટ થી !?! ૪

* સિદ્ધરાજજયસિંહનો દેશ—ગુજરાત. × શ્રી ત્રિવેણિતટ—અલાહબાદ (પ્રયાગ

ઇતિ શ્રી

ભારત જયંતિ ગીતાવળિ ખંડ પહેલો સમાપ્ત.

શ્રી

# મજા રણગર્જન

અથવા

# ભારતી જયંતિ ગીતાવળિ.

ખંડ—બીજો.

શ્રી

# પ્રજા રણગર્જન

અથવા

# ભારતી જયંતિ ગીતાવળિ.

ખંડ-બીજો.

શ્રી મન્મહાશય

ભરત વત્સળ મિત્રવર્ય શ્રીયુત એ૦ ઓ૦ હ્યુમ યોગ્ય.

## અર્પણ-પત્ર.

### મધુભૂતા છંદ.

૧

"અરૂણ કિરણ કળિ ખિલતાં પ્રાતઃ સંધ્યામાં સંકલ્પ
"કરે કોણ 'કરવું હિત દેશનું, વર્ણવું આજ અનલ્પ ?'
"કે ક્ષણદાંકે ‡ ઢળતાં, ચિંતે-'આજ કર્યું કાંઇ અલ્પ !'"
ભરત બાળને શિખવે:
નહિ અમ દેશી, નહિ અમ જાતિ ધર્મ, તથાપિ સ્ફુરે છે
જ્વલંત જ્યોતિ હિતાવહ હુતવહ* હૃદય વેદિ< મધ્યે જે,-
હરે હો હૃદય વેદિ મધ્યે જે

૨

ધન્ય પ્રતાપી, વર્ચસ્વી, ઓજસ્વી, ધન્ય તું ને છે !
ધન્ય **ભરત વત્સળ** મુનિ **વૈશ્ય** ! તું હોમ **હ્યૂમ** હૂમે છે
ભરત ઉદય રાજસૂયયજ્ઞે ! કે હય એ હયમેધે ! †
હિમગિરિ ઉત્સંગેથી

‡ ક્ષણદાંકે એટલે ક્ષણદા-રાત્રિના ખોળામાં. * હુતવહ-અગ્નિ. < વેદિ-કુંડ. † હયમેધ-અશ્વમેધ યજ્ઞ.

ઉતરી, વિચરી દિશા દશે એ, પ્રજા પરિષદી ગંગા ‡
રેલાવે, ફેલાવે મંગળ ઉજ્વળ ધવળ તરંગા !!!
હરે હો ઉજ્વળ ધવળ તરંગા–

૩

દાનવ કુળ દ્વેષી છો નિંદો ! તું અમ પ્રિય પ્રહ્લાદ !
તેં અમ કાજે તજ્યાં સહોદર, ઉપાધિ શોધિ અસાધ્ય ! §
નૃસિંહ ભક્તિ, ભરત ધ્રુવ પ્રીતિ ઋષિ વૃત્તિ તું અનાદ્ય !
તું અમ ધર્મે મોહ્યો, ‖
અમ ખગમોના ગુણ ખોળંતો હતો સદા સ્વચ્છંદી !–×
એ સૌ ક્યાં ? નિશદિન તન મન ધન ભરત ચરણ ધર્યું વંદી !!!
હરે હો ભરત ચરણ ધર્યું વંદી.

૪

આશા વૃદ્ધ ફળી તુજ બળથી ચઢતી જુઆળ ચાલી !
પ્રાચીન ક્ષત્રે ઊગહળીયું, પ્રજા પરિષદ્ દો મ્હાલી !
ઉદય, અસ્ત, હિમગિરિ, ઉદધિ વિચે પ્રાંત પ્રાંત જે ફાલી !–
તે સૌ પ્રતાપ તારો !
એ વ્રતમાં દીક્ષિત અમ સરખા ગુરૂ દક્ષિણા શું અર્પે ?
¶ મધુકરિ ગુંજતિ કુંજથિ તુજને અંજળિ ન જો સમર્પે !?!–
હરે હો અંજળિ ન જો સમર્પે.

---

‡ પ્રજા પરિષદી ગંગા–પ્રજા પરિષદ Congress રૂપી ગંગા. § ઋષિ વૃત્તિ–Vegetarian અને વનસ્પતિ ભોજી થઇને. ‖ અધ્યાત્મ મંડળનો સભાસદ Theosophist થઇને. × ભરતખંડના પક્ષિયોનો સંગ્રહ કરી તેમના સંબંધી શોધ Ornithologyની કરતો હતો. ¶ મધુકરિ–મધુકર (ભ્રમર)વાળી અથવા બીજા અર્થમાં મધુકરી ભિક્ષાથી ગુંજતિ એટલે ભરતખંડની દરિદ્રતાનો અવાજ કરતી.

શ્રી

# પ્રજા રણગર્જન

અથવા

## ભારતી જયંતિ ગીતાવળિ.

### ખંડ–બીજો.

૧

### મહા શિવરાત્રિ–યુદ્ધ સંગીત.

(શ્લેષકાવ્ય.)

**(લાવણ્યમયી.)**

જય ઉદય વિજય શિવસમય અભય સંભારો—અભય સંભારો !
  હર હર હર હર રણનાદ ગાજિ ઉચ્ચારો૦  ટેક.
અતિ ઉદાસીન ભવ વિભવ ભાવ સંહારી—ભાવ સંહારી
  લયવૃત્તિ પ્રલય કાલીન–સુનિદ્રાધારી;
બહુ કાળ વ્યાળ પ્રિયમાળ હાલ નિવારી—હાલ નિવારી
  ઝટ અપટ ઝટપટો દશા જાગૃતિ સારી,
  ખડ ખડ ઉત્કટ અટહાસ સરસ વિસ્તારો !  જય૦  ૧

ભારતી કળાનિધિ ઉદય સુભગ રાજે છે—સુભગ રાજે છે.
  રતિ સતી નીતિ મતિ ઉમા લ્હેર છાજે છે.
ઝળહળ તરંગકળ પ્રબળ વિમળ મન મોહે—વિમળ મન મોહે.
  રસ તર્ક કલ્પના સુરતરંગિણી સોહે.
  બુધ કમળ–ભેદિ ગજ વ્હેમદનુજ સંહારો !  જય૦  ૨

કુડ કપટ અવિદ્યાવતી અનીતિ સમસ્ત—અનીતિ સમસ્ત
  તે ત્રિપુર દાહ કરિ કરો અસુર કુળ અસ્ત !
વિષ વિશ્વ વિનાશન હરો હળાહળ ઝેરી—હળાહળ ઝેરી !

પ્રેમળ ઉજ્વળ વિસ્તરો નજર અમિ લ્હેરી !
તવ શુદ્ધ વિબુધ ગણ આર્ય બાળ ઉદ્ધારો ! જય૦ ૩
રણતૂર શૂર રણવાદ્ય પૂર બળ જગવો—પૂર બળ ગજવો !
ઉદ્ધાર હેતુ સંગ્રામ સદ્ય આ સજવો !
નાગર નર ગણ બળ વીર રસ ઝીલો—વીર રસ ઝીલો !
હઠ લપટ સંકટ કટ વિકટ ઝટ કરણી લો !
કર નિડર વાવરો **હરિ** ! ફરી સુપ્રહારો ! જય૦ ૪

---

૨

(રણ ગીત.)

(પદ.)

સુભટ શૂરા પૂરા સેનાની !
ગજવ રણનાદ અજબ તાની ! સુભટ૦—૧
બજવ દિગ્વિજય દિશા દશમાં !
રૈયત સજ સિબંદિ સહુ વશમાં ! સુભટ૦—૨
રાજ્ય હિત પ્રજાનું હિત એક છે !
ન કંઈ કલ્યાણ રહ્યે જુજવે ! સુભટ૦—૩
કે'ણ કહેવરાવ ઘરે ઘરમાં !
વેણ વ્હેવરાવ નરે નરમાં ! સુભટ૦—૪
દેશનો પ્રેમ, ભક્તિ નૃપની
બીજ સ્વાતંત્ર્ય તું દે શિખવી ! સુભટ૦—૫
જંપ એક સંપ એક દિલડું
રાજ્ય રૈયતનું સમજ સુખડું ! સુભટ૦—૬
દેશ સર ખરો કર્યો ત્યારે
સકળ જન આણ એહ ધારે ! સુભટ૦—૭
ઝડપ ડગ ભરો ! વાદ્ય શૂરાં
વજાડો ! જસ લહિ પૂરાંજી ! સુભટ૦—૮

## ૩

### ( રણવાદ્ય. )

### ( ગીત. )

( લોર્ડ બાઇરનના "ટેંબુરજી ટેંબુરજી ધાઇ આલરમ આફાર !"
એ ઇંગ્લીશ ટ્યુન ઉપર. )

પરઘમચી પરઘમચી પરઘમ તારી કડકાવ
તળપે હઇડું અમ ! થરરરર અરિ દળને થરકાવ ! પરઘમ૦ ૧
ઘરરર ધંમ ઘરરર-ધંમ ઘોર ગજવી ગજાવ !
ભૈયા કદમો તુજ હદમાં ફરિ ફાળે ઉઠાવ !!! પરઘમચી૦ ૨
બંસીવાળા રઢિયાળા સુર શૂરી લલકાર
જસ સળકે ! જય ઝળકે ! હિતુ હરખે સરદાર ! પરઘમચી૦ ૩
રણસિંગી ઉછરંગી બડજંગી બહુ બોલ
રિપુ દળના મદગળના બળ પડદા ખટ ખોલ ! પરઘમચી૦ ૪
સુસમાજે મળિ આજે દળ દળવું દુશ્મંન
હિત ગરવું ચિત ધરવું નૃપ ભક્તિ ભરી મંન ! પરઘમચી૦ ૫
ફળિ **આશા** વૃદ્ધ ! ચડતી **જુઆળ** ! **નક્ષત્ર** !
ઝટ ઝડવું પ્રિય ભડવું **હરિ** કાર્યે પવિત્ર પરઘમચી૦ ૬

---

## ૪

### ( ભરત નીતિ. )

### (ચોપાઈ ત્રિતાળી.)

લીલો ઝુંડો ન અમ ત્યમ રાતો ! ભગવો **ભરત** તણો છે પ્રખ્યાતો !!!
સદા સર્વદા શાંતિ પ્રધાન ! અમો જાણું નહિ તોફાન !!!—૧
જાણ્યે અજાણ્યે ગુણ કરે કોઇએ અમો દાસ સદા તેના સાહિ
રાજ કાજમાં એ ના પ્રપંચ કૂડ કપટ ન જુઠ અમ રંચ !—૨
રાજા ઇશ્વર અંશ પ્રમાણો હિત ચિંતવિયે ધર્મ જાણી.

કરિયે માગણી પ્રાર્થનારૂપ બંડ ફંદ ગણું દુખકૂપ—૩
ઉજવળતા અમ **પ્રજા સમાજે ભારત** બુદ્ધિ નિપુણતા ત્યાં રાજે
**એક મંત્ર સ્વદેશ પ્રેમ જાણું નિજ સ્વતંત્રતા એમ !** ૪
ચાલો મળિયે મલપતા સભામાં ઠીક કરવા ઠરાવો બધા ત્યાં
જેથી હિત રાજ્ય ને રૈયત કેરૂં થાયે દિન દિન દેશે ઘણેરૂં—૫

## ૫

## ( રૈયત પક્ષ અને પ્રજા પક્ષ. )

## ( કાવ્ય અથવા રોળા છંદ. )

ખરી રાજ્યભક્તિથી રાજ્યની સેવા કરવી
ખાલી ખુશામત થકી મરજીએ હાજી ન ભણવી !
મિઠાં મિઠા હોઠડે વચન વદિ સારૂં મનાવી
ઘડિ પછી કરી ઘમસાણ તોફાન ન દેવું મચાવી !—૧
એ નહિ આપણું કામ, એહ આપણો ન ધર્મજ !
વચન વચનમાં ભેદ એહ આપણાં ન કર્મજ !
હઇડે તે હોઠડે, મન તે મુખે ઝિલી રે'
એ કે'ણી આપણી, રે'ણી અમ એવિ ખિલી રે !—૨
આપ સ્વાર્થ કારણે પક્ષ, ના પ્રજા બધીનો
મુકિયે બની કૃતઘ્ની, કૃતઘ્નીવટ એ કહિંનો !?!
અમે અધમ ગતિ વિષે માટ બીજા પણ ખાડે
પડિ રે'–નહિ અમ આડ ધીટ ધેરૂં નહિ કોઇ દા'ડે !—૩
જે ડાળે બેસિયે ડાળી નવ છેદવી કયારે !
હલકા અમ બંધુને ન પાડું અમ કોઈવારે !
વહી રહી નિર્મળી **સ્વદેશ પ્રેમિક ગંગા**
**સ્વતંત્રતા** રસપાન કરી રે' મન મહિં ચંગા !—૪
સ્વદેશ વચ્છળપણું ખરૂં હિત **ભારત** બધાને

થતું જોવામાં ! નિત્ય હિતે મથવાજ પ્રજાને !
આથિ અવર સહુ વૃથાઃ નામ પદ પદવી ભલે લો !
ખોટા સહુ ઇલકાબ દેશ ડુબવિ જસ જે લો !—૫
**પ્રજા સમાજે** નિડર મળો જઇ સત્વર બળભર !
રૂડા વિચારો કહો બતાવો સહુને સુખકર !
અલૌકિક સેવના પ્રજા રાજાની સાથે
આથિ ખરી નિઃસ્વાર્થ અર્થ કરનારી કરાયે !!!—૬

૬

( પ્રજા સમાજ નિમંત્રણ. )

( પદ. )

( રાગ કાલિંગડો—તાલ દીપચંદી. )

"સ્થાનિક સ્વરાજ્ય સુહાવો"—એ રાગ.

**ભારત સમાજે** હો ચાલો રે
સ્વદેશની સેવા તે કરવા—ભારત૦

પંચવિસ કોટિ **ભારત**ની પ્રજા તેના દુખડાંની દાઝ દિલ ધરવારે
સ્વદેશની૦ ૧

રિદ્ધિ ને સિદ્ધિ ન રહિ દસ બારે, દુકાળો દેખા દે પ્રાણ હરવારે
સ્વદેશની૦ ૨

કંગાળ ખેડુ આડે દા'ડે ઉઘાડા શોધે ભાજી પાલો પેટ ભરવારે
સ્વદેશની૦ ૩

અરધાથી અદકી રૈયત એક ભોજન ન પામે પેટ પુરતે ઉગરવારે
સ્વદેશની૦ ૪

કરો નાંખ્યા જે કાળ કાળે કામ આવવા—વાંકી લડાઇએ લાગ્ય
વરવારે—સ્વદેશની૦ ૫

ધારા સભામાં દેશી આપણા નવા કરે, "રૂડું છે" લાગ્યા છે ઉચરવારે
સ્વદેશની૦ ૬

છે ન સાંભળનાર રૈયતનું બોલનાર,–તે એ ફિટાવો, રંગ ફરવારે
સ્વદેશની૦ ૭

શા શા સુધારા રૈસ રૈયતના સુખના, રાજ્ય હિતના તે–રાખો તરવારે
સ્વદેશની૦ ૮

---

૭

## ( પ્રજા સમાજ હેતુ. )

## ( હરિગીત છંદ. )

ઝટ બંધુઓ ! ઉઠો તજી આળસ, સ્વદેશ ઊગારવા !
દિન દિન અધિક વધતા જતા કર કરજ પુરયિ તારવા !
પ્રતિ વર્ષ મેળ હિસાબમાં ખાડો–તે સ્થિતિ દુર ધારવા !
થાકયા ઘણાય ખજાનચી–હાર્યા હાકેમ ઉદ્ધારવા !–૧

સરવાયું દર વરસે દિસે નહિ લાભનું પણ ખોટનું,
તળિયું તિજોરીનું જણાયે, નામ નિત નિત ઓટનું !
નભશે કહિં સુધી આ દશા ? દેવાળિયો શંખ ફૂંકવો !
લખ લૂટ લશ્કરિ ખરચ, પાછો પગ ન તોએ મૂકવો !?!–૨

શા માટ લશ્કર દેશિ નૃપનું સુધારિ ન કામે લઉં ?
શા સારૂ આપ ખુશી ન રૈયત દેશ રક્ષામાં ગ્રહું ?
શીકાજ કેળવણી ન લશ્કરિ હિંદિયોને આપવી–
ઇતબાર વાર હજાર ધારિ ન પાઠશાળા સ્થાપવી !?!–૩

થોડા ખરચથી મળે નોકર આંહિંના આ દેશમાં–
મોઘા મુલા પરદેશથી લાવ્યાથી ફળ લવ લેશ ક્યાં ?
સહુ રીત રૈયત રાજિ રે' નિત તાજિ રે' સુખ ભાજિ રે'
ઉદ્દેશ એ દિલ ધારિ વર્તત રાજ સભ્ય નિવાજિ રે'.–૪

## ૮
## ( ઉત્સાહ ગીત. )

(કવિ નર્મદનું-ઘાયલ જંગી હો—એ રાગ.)

શૂરા સુભટો હો ! રણે રગદોળવાજી !
વ્હેમ ગઢ તોડવા હો ! ધસો જશે રોળવાજી ! શૂરા૦ ટેક.
**વ્હેમયવન** દળ લેઇ આવ્યો, ગગડયાં દદામાં ગાજતાં આ !
ઘુમતો દશે દિશ દોરમાં, જાણે જગ ઢાંકતાં આ ! શૂરા૦-૧
**સ્વદેશવત્સળ** તણું જો, બિરૂદ ધર્યું બહુ રૂડું આ
**ભરત**ના બાળકાં બધાં, એ ભરમાવિ કરે કુડું આ ! શૂરા૦-૨
પેચી હ્રાસ ફંદિલો હો ! ન ચૂકતો દાવ કદાપિ નિજતણો !
મ્હોટે ઘેર ન્હોતરાં દેતો ફરે દમામ ધરિ દિલ દશગણો શૂરા૦-૩
દુશ્મન ઘરમાંહેનો જો, લડવું તે સાથ ખડગ ધરિ સાચ !
રાજ્યની ભક્તિ નિજ જો ઢાલ તો આવે શાની આંચ. શૂરા૦-૪
ઘણું દળ ઉલટયું રે શત્રુનું ! ભય શા સારૂ હોય !?!
**હરિ** ! અમ સાથમાં અસંશય જય ત્યાં અંતે સોય ! શૂરા૦-૫

---

## ૯
## ( કોનગ્રેસ નાવિકોનું ગીત. )
### ( પદ. )

હલેસાં, હલેસાં, હલેસાં, હલેસાં !
ધસો હાં ! ખસો ના ! ખલાસી હલેસાં !—હલેસાં૦
હિંમત મરદાં, મદદે ખુદા હો હલેસાં !
મચો સાથે, વછૂટા ન જૂદા—હલેસાં ! ૧
વ્હાણુ ચડયું ખરાબે ખરાબે હલેસાં !
આવિ અટકયું ખડકે આ હાવે હલેસાં ૨
સઢો સહુએ સંકેલો સપાટે હલેસાં !
દોર ખેંચો ખુબ ધિંગા ઝપાટે હલેસાં ! ૩

થાકયો માલમ સુકાની ! ન થાકો હલેસાં !
નાખુદા મુંઝાયો ! ન થાકો ! હલેસાં ! ૪
દરિયો ફુંકે આ સમો ના બ્હીનો હલેસાં !
નાંગર નાંખો છિપાવો ના બ્હીનો હલેસાં ! ૫
મોજાં મારે ઉછાળા આ ચાલ્યા હલેસાં !
ફફડે કડડડ પાટીઆં આ ચાલ્યા હલેસાં ! ૬
કામ બળનું ના ! કળનું જુઆળે હલેસાં !
છુટયું સરરરસટ વ્હાણુ આ કાળે. હલેસાં. ૭
**હિંદ** વ્હાલો આ તંત્રે ઘુંચાયો–હલેસાં !
**મુસમાનો** ભાઇ આજે ઘુમાયે–હલેસાં ૮

---

## ૧૦

### ( કુચનું ગીત. )

### ( પદ. )

(કવિ નર્મદાનું "ઝટ ઝટ ચલોજી–એ રાગ.)

કરો તૈયારીજી !

સમાજે ઘૂમવાજી, કીર્ત્તિપદ ચૂમવાજી;
ઉદય સંધૂખવાજી દેશ હિત પૂંખવાજી ! કરો૦
**ભરતખંડ** ભડ ગાજિ ગજવી કરે નિમંત્રણ તમને !
સેનાની ઝટ સુભટ ઉલટથી ક્ષણ સંભાળો હમણું !–કરો૦ ૧
ફરજ ધજા ફરકાવી આંગળિ ઉજ્વળ ઉચકિ તેડે–
ત્યાં શું ડગવું ? ત્યાં શું હઠવું પાછા ? થઇ જવું તેડે ?–કરો૦ ૨
થોડા છો શા માટે ડરવું ?–પ્રતિપક્ષી વરસાવે
ગોળા ગેબી, દ્વેષ પ્રપંચે બિવરાવે બિવું હાવે !?!–કરો૦ ૩
સત્ય, ટેક, દઢ, શુભ પ્રતિજ્ઞા નિર્મળ હઈડું તમારૂં !
કિલ્વિષ, દોષ નહિં જ્યાં લેશે, **હરિનું** બળ તમ સારૂં–કરો૦–૪

---

ઇતિ શ્રી ભારત જયંતિ ગીતાવળિ ખંડ બીજો સમાપ્ત.

શ્રી

# કુંજવિહાર.

## તૃતીય વિલાસ.



### કાવ્યાનુક્રમ.

શ્રી

# શૂરતરંગિણી.

## અર્પણ પત્ર.

---

પદ.

કોને અર્પું કોને અર્પું વાર ઘણી એ વિચાર્યું—
યોગ્ય ન શૂરોત્સાહતરંગિણીમાં તરનાર કો ધાર્યું !
વિના તમ બંધુ બળી ! કોને અર્પું—૧

ક્ષત્રિયવટ ક્ષત્રિય સૌ ભૂલ્યા ! ક્યાં રજપુત શૂરાતન ?
તો અમ રાંકડા રાજા રાખે શું ભૂમિનું હેવાતન ?
વિના તમ બંધુ બળી ! કોને અર્પું—૨

બ્રહ્મતેજ ક્યાં રહ્યું બ્રાહ્મણનું ? ઘેર ઘેર આચાર્ય બને !
તો પાવન આશ્રમમાં તપતા ઋષિ ક્યાં કેહે સ્વસ્તિ વચને ?
વિના તમ બંધુ બળી ! કોને અર્પું—૩

બહુ—રત્ના વસુધા સેવી, કે લક્ષ્મી તાત ઉદધિ અરચી,
ક્યાં તમ શૂરા હળધર, નાવિક, વૈશ્ય વિચરતા કર્મ શુચિ ?
વિના તમ બંધુ બળી ! કોને અર્પું—૪

શત સહસ્ત્ર બળથી ઉજ્વળથી બુદ્ધિ પરાક્રમથી ઘૂમો !
હરિ હરિ જય ધ્વજ ઉડાવિ આઘે કીર્ત્તિ કોડિલી ઝટ ચૂમો !
સદા અમ બંધુ બળી ! કોને અર્પું—૫

શ્રી

# શૂરતરંગિણી.

## પદ.

ગાઓજી ગાઓ સ્વદેશ પ્રેમીલાં ગીતડાં !
આવોજી આવો ઉડાવો તાનમાં સિંધુડા—ગાઓજી ગાઓ૦
બહુએ બહુએ દબાયા ખમિ ડુંગર દુઃખડાં !
સહુએ સહુએ ઘવાયા ખુપિ બાણ પુંખડાં !—ગાઓજી ગાઓ૦
હવે તો હવા ફરે છે વાયાં એ વ્હાણેલાં !
ધવળ મંગળ ખિલે કિરણો સુવેળા !—ગાઓજી ગાઓ૦
દળ્યા દિનો ઘણા દુશ્મનોએ એ હર્ણવા
વેરીઓ વખાણે ધાવ હુંશિ લેવાએ દેવા !—ગાઓજી ગાઓ૦

## પદ.

ઘુમોજી ઘુમો ઉમંગે—રમો રંગે રસીલા !
ઝુમોજી ઝુમોજી જંગે પ્રસંગે હોંસીલા !—ઘુમોજી ઘુમો૦
આર્યો તણું ઉજ્વળ પદ વિપદે ન વિલાવો !
અદકું એ અદકું ખિલો, લહોજી એવો લાવો !—ઘુમોજી ઘુમો૦
ધર્મ ક્ષેત્રે, રણક્ષેત્રે, દાનક્ષેત્રે, એ ઘવાયા !
હરિશ્ચંદ્રે, રામચંદ્રે, કર્ણે, શિબિ વખણાયા—ઘુમોજી ઘુમો૦
એ સૌ બંધુ તમ ! સદ્ગુણ એ હૃદયે રોપાયા !
પુણ્ય ક્ષેત્ર એ ભૂમી ભરતની મહામાયા !—ઘુમોજી ઘુમો૦

## લાવણી.

એ ભૂમિ અમારી, મૈયા અમારી, કોણ અવર કહેશે નિજની ?—
ન દેઉં ઉચરવા !

એ સ્વદેશ માટે કો રણયજ્ઞે પ્રાણ આહુતિ દઉં સજની.
ન ચાહું ઉગરવા. એ ભૂમિ૦ ૧
પરાધીન થઈ ટપલા સહેવા. ટાલ પડે શિર શરમ ભરી !
ભલું એથી મરવું !!
ગુલામ, કાફર, કાયર પદવી હિંદુ કાળા નામે ઠરી !
ભલું એથી મરવું !! એ ભૂમિ૦ ૨
શકે ન કાંઈ કરીએ બાળક મરદ મૂછ મુખ હજુ ન ખિલી !—
હાયે શા મેહેણાં ?
વાણછામાં ઉછર્યાં તે ફાલે ફળે બળેથી કયાં ઉકળી ?
હાયે શા કહેણાં ! એ ભૂમિ૦ ૩
નથી રાંકડા, નથી બાયલા, નથિ રે'વા નિત દાસ સૃજ્યા
ક્યમ ગાજિ ન કહિયે
છઉં સ્વધર્મે રંગી, સ્વકર્મે સંગી, સ્વદેશ જંગી, પ્રેમેં ભિજ્યા !
હરિ એકજ હૃદયે. એ ભૂમિ૦ ૪

---

## પદ.

સજ્જે સેવા સ્વદેશનિ ભાઈ રે, સિદ્ધિ એનાર્થી સઘળી !—ધ્રુવપદ.
એહ સેવાથિ ફળ અતુળિત મળશે રે, ટળશે ઉપાધિ અપાય,
અરૂણ ઉદય ઉજ્વળ ઝળહળશે રે, પળશે તિમિર સમુદાય રે—સિદ્ધિ૦ ૧
મોહેમયલન છિન્ન ભિન્ન કરે રે તન મન ધન દિન રાત,
આસુરિ માયાથિ મૂર્છા ઢળી રે, વાળશો એથિ અઘાટ રે. સિદ્ધિ૦ ૨
વાછરૂ વીલાં દયામણી રે ગુણી ગરીબ આ ગાય !
હરિ હરિ શરણ ક્વાણ ગ્રહે રે ભૂમિ ભારત મૈયાય રે. સિદ્ધિ૦ ૩

---

## પદ.

જનની જયો શૂરા સામતો ! ધારા તીર્થે જે ન્હાયા !
કુમળી પૂજા કરી કોડથી રણજંગે ઝંપાયા ! જનની૦ ૧

અડગ પગે આગળ ધસ્યા, ખસ્યા નહિં જીત પાખી,—
માથા કપાતાંએ ઝૂઝિયાં ધડ, કમીના ન રાખી! જનની૦ ૨
તોપ તડૂકે ઘનની ઘટા! શર અસિ વિજળી શી ફરસી!
ધ્વજા ધનુષ્ય ઇંદ્ર ફરફરે રણતૂર રે' હરખી. જનની૦ ૩
પુષ્કળ દળ દુશ્મન તણું ગણ્યું ઘેટાનુ ટોળું!
એક છતાં ઘમ્યા કેસરી રણ લોહીમાં રોળ્યું! જનની૦ ૪
ગોળા છુટે ગર્જે છાંટ કૈં, ગોળી શર કાંઈ વરસે!
શ્રીફળ ફૂલફળ અક્ષતો ફુલડાં ઝિલવા એ તરસે! જનની૦ ૫
કંપે ન કાળજું કોડિલું જંપે દિલડું ન લેશે,—
રણમાં, ન જ્યાં સુધિ રોળિયા, ભૂમિના ભાર, દેશે. જનની૦ ૬
તાતી તિખિ ન તલવારડી ઘડી વખુટીઃ—એ વ્હાલી!
ભાલા, ભાથા ભર્યાં બાણ શું! ગોળી ગાંઠિ સંભાળી—જનની૦ ૭
કરિ કેસરિયાં કોડામણા રમે રંગે રસીલા!
હરિ હરિ સ્વર્ગ કે શત્રુની શૂરા ચિંતવે લીલા—જનની૦ ૮

## લાવણી.

"સહૂ ચલો જીતવા જંગ"—એ રાગે.

ઝટ ઉઠો આર્ય બંધુઓ દેશ કેળવવા!
હળિ [illegible] દળ સભા પાછિ મેળવવા!
જે થાય સુધારો રાજકીય કે ઘરનો,
સંસાર, સાર વ્યવહાર, ઉદ્યમ હુંનરનો.
નહિ કરી શકે [illegible] આપબળ કળથી
પરતંત્ર સૃજ્યા! શિર ગાળ ન ફિટી આગળથી. ઝટ ઉઠો૦ ૧
થયો [illegible] ધર્મ લહિ તત્વ [illegible] અમૃતનું!
નરસી રસમો ટળિ ટકે આપણું બળશું?
આ મજ્જ નૃસિંહાવતારિ પરિષદ્ નાદે
કોઈ અકાળ ઘન ગર્જતી [illegible]! ઝટ ઉઠો૦ ૨

છે કોઇ એવા ઉગ્ર પ્રતાપી કરે સંકલ્પ સવારે,–
દિન ભરમાં મુજ ભારતનું કરવું કલ્યાણ આટલું મારે! કપરૂં૦ ૧
કે કોઈ ટેકી નકી એવા સૂતા પ્હેલાં વિચારે,–
આજ શું કીધું દેશ સેવાનું કાર્ય અલૌકિક ભારે! કપરૂં૦ ૨
આપ મદદ વિણ કાંઇ ન સરશે! વિના સ્વબળ નહિ ફળશે!
એક મરણિયો સૌને ભારે! કાયર ક્રોડ રઝળશે! કપરૂં૦ ૩
ધર્મ, અર્થ, મોક્ષ, કામ માટે પ્રથમ સુખાશ્રમ જોઇયે.
આધિ, વ્યાધિ, ઉપાધિ નિવારણ શાંત સમાધિયેં સોહિયે. કપરૂં ૪
"મારી ભૂમિ મારી ભૂમિ" એમ અહંપદ વચનો–
વદિ વદિ કૃતિ આચરતા શત જો શો પરતંત્ર ભારત તો. કપરૂં૦ ૫
ભીમાર્જુન, પૃથુ, કૃષ્ણ, રામની ભૂમિ ભારત શું વંધ્યા?
નહિ નહિ હજી ઘાયલ પણ સિંહણ કેસરિજનનો અવંધ્યા!!! કપરૂં ૬

## પદ.

કવિ નર્મદના "આહા કેવાં યશગીત ગવાયે"–એ રાગે.

સ્વદેશનિ સેવા શી એવાં એ
કિધી શિરસટે રણ માંહે! સ્વદેશનિ૦ ધ્રુવ પદ.
સિકંદર શૂર જગત જીતી,
વિજયિ પૌરસનિ ચહે પ્રીતિ! સ્વદેશનિ૦ ૧
ચંદ્ર ચાણાક્યે હંફાવી,
સ્યુકસ બળ ભરતી અટકાવી! સ્વદેશનિ૦ ૨
મ્લેચ્છ, શક, મેઘશત્રુ બળિયા,
વિક્રમાદિત્ય કરે છળિયા! સ્વદેશનિ૦ ૩
મહારાણો ભીમ નિડર ગાજ્યો
ચિતોડ કુરુક્ષેત્ર રંગ રાજ્યો! સ્વદેશનિ૦ ૪
પ્રતાપેં પ્રતાપ પૂર દાખ્યો!
શત્રુ અકબરે રંગ ભાખ્યો! સ્વદેશનિ૦ ૫

**ચંદ** તું મંદ થયો કાળે !
**શિવાજી ભૂખણ** પ્રજ્વાળે ! સ્વદેશનિ૦ ૬
રંગ **રણજીતસિંગ** તુંજને !
**ભરત દ્રૌપદી**નું વ્રત ઉજવે ! સ્વદેશનિ૦ ૭
**મહાભારત** ચિતા પ્રગટી,–
ભસ્મ **આર્યતા** હાય ! શું ઘટી ! સ્વદેશનિ૦ ૮
સ્ફુલ્લિંગો એવા અનેકથી
થશે ન શું **હરિ હરિ** દવ–વન્હિ ! ? સ્વદેશનિ૦ ૯

---

## લાવણી લંગરી.

કેમ અમો ચાહૂં ન ભૂમિ અમ **ભરતખંડ**ની સુભટ ભરી ?–
છે પડતિ છતાં એ !
**ભારત**રણમાં ખપ્યા ! **જાદવાસ્થળિ** મહારથિ ફેરિ અરિ !
**કળિ**બળ છાય છવાયે ! કેમ અમો ચાહૂં ન ભૂમિ અમ૦ ૧.

રાત અંધારી મીણ પડી, નહિ ચાંદરણું, ન તારા ટમકે !
હાય હાય આ શું !
દુખાણી વિધવા, બાળગોઝારી, કોણ મદદ માટે પલકે ?
ના સુકાય આંસુ ! કેમ અમો ચાહૂં ન ભૂમિ અમ૦ ૨.

છાતી, ફાટ શું રૂદન ! નિસાસા જુગના જુગ ધૂમાઈ રહ્યા !
શું રૂધિર નિગળતું !
જડસા, જંગલિ, દૈત્ય, દયાવિણ, દળવાદળ દુશ્મન શું વહ્યા !
દાવાનળ બળતું ! કેમ અમો ચાહૂં ન ભૂમિ અમ૦ ૩

ધન્ય સુભટ પૌરવ, પૃથુ, ભીસ્મ, પ્રતાપ, શિવાજી, રણજીતસિંગ
એ ટેકથિ લડતા !
ચંદ્ર ચાણાક્ય સુધન્ય ચંદ કવિ, ભૂખણ, નાનક, ગુરૂગોવિંદ
એ વીર જગવતા ! કેમ અમો ચાહૂં ન ભૂમિ અમ૦ ૪.

ધન્ય **રામમોહન, કેશવ,** ને **પ્રતાપ, દેવેંદ્ર** એ મહર્ષિ !
**દયાનંદ** જય !
જય મુનિ **વૈરાગ્ય, સુરેશ, ઉમેશ્વર; આર્યોત્કર્ષક** ઉજ્વળદર્શી !
અરૂણ ઉદય જય ! કેમ અમો ચાહૂં ન ભમિ. અમ૦ ૫.

---

## લાવણી.

એકવાર મેદાન પડ્યા રણ ચડ્યા કે ઘુમવું ઘુમવું !
અંગ તરંગિત ઉમંગથી શિર શત્રુ ઝઝુમવું ઝઝુમવું !
શૂરા સામદ હો ! એકવાર૦ ૧.

શરમ શાન્તિ સ્વદેશ સેવામાં ? મુરવ્વત ત્યાં કામની શી ?
પ્હેલ પેલો કરે, પ્હેલ બિજો કરે,—એ આશા કામની શી ?
શૂરા સામદ હો ! એકવાર૦ ૨.

હવે મુક્યાં ઘરબાર પછાડી, પ્રિયજન પાછળ મૂક્યાં;
જગત જંજાળથી આગળ ચાલ્યા, સ્વર્ગ રણાંગણ ઢુંક્યાં.
શૂરા સામદ હો ! એકવાર૦ ૩.

હાથીના દંતૂશળ ઉજ્વળ નિકળ્યા શું પાછા પેસે ?
એકવાર પગ રોપ્યો રણે તે હઠિ શું અપજસ લેશે ?
ના, ના. શૂરા હો ! એકવાર૦ ૪.

ભલે **ભગીરથ–પ્રયત્ન** કરવો ! **ભારતરણ** ભલે તરવું !
રણયજ્ઞે આ દેહનિ આહુતિ દેવિ—તે મરવું ઉગરવું !
શૂરા સામદ હો ! એકવાર૦ ૫.

નક્ષત્રિય પૃથ્વી શામાટે **પરશુરામે** કીધી ?
લો અમ રૂધિર ગળત હૈયાની મૈયાની લજ્જા લીધી !
શૂરા સામદ હો ! એકવાર૦ ૬.

શું ન છુંધાં ? નથિ રે ત્યાં આપણાં કુમળાં બંધુ બિચારાં ?
**મ્લેચ્છ યવન** એ લોહીનો તરસ્યો ભક્ષે ન સાંજ સવારાં ! ?
શૂરા સામદ હો ! એકવાર૦ ૭.

પ્રશ્ન થવા કૌશિક વસિષ્ઠ શું ? "સૌ સરખા લહેવાવા"?–
ગૌતમ બુદ્ધ ઘુમ્યા ! હરિ ત્યારે ઘુમે ન ભુમિ છોડાવા ! ?
શૂરા સામદ હો ! એકવાર૦ ૯.

## લાવણી લંગરી.

કેમ હૈડું ના ફુલે સિપાહી ? છાતી સવાગજ ઉંચિ નાવે ?
રણે વિચરતાં,–
શૂરી વાજાં સુર લલકારે ચ્હડતિ જુઆળ પ્રબળ ભાવે !
સિંધુડા ઉચરતાં ! કેમ ન હૈડું ફુલે સિપાહી૦ ૧
પ્યાદળ હયદળ પગના પડઘા ઘોર ગગનપટ ભેદાવે,–
કુચ કરંતા !
તોપ ગાડિ ધડધડાટ કરતી, ચડિ ઉતરી, રિપુ ચમકાવે !
ધૂમ ઘુમંતા ! કેમ ન હૈડું ફુલે સિપાહી૦ ૨.
અસિ, ફરસી, ભાલાની હારો, દિગંબરી ઘુતિ દમકાવે !
સંગીન સહિત આ !
રંગબેરંગી ધ્વજ પતાકા અનિલ લહરિ શું લોભાવે !
ચાહતિ જય ચિત આ ! કેમ ન હૈડું ફુલે સિપાહી૦ ૩.
લડવું છે નહિ વૈર વાળવા, મુલક મેળવી ફૂલાવા,–
નબળાંને દમીને !
હરિ હરિ એ લડવું ભલું મરવું ! સ્વદેશાર્થેલડવું હાવાં !!
રણ રંગ રમીને ! કેમ ન હૈડું ફુલે સિપાહી૦ ૪

## લાવણી.

સાવધ એલા ખડા ક્ષેત્રમાં રિપુ છે બહુ પાજી !
ગફલતમાં નહિ ગોથાં ખાતા, થાવ ન ઝટ રાજી !
એહદે, લટે, પાણ દાવ પેચ લેખો,

એ હસે, ખસે, પણ દગલબાજ દેખો.
એ હળે, મળે, પણ છળવાને પેખો.
નહિ ઇતબાર કરો, હરખાઇ ન રેંમ ગણો ઝાજી. સાવધ ખેલો. ૧
એ ઉડાવશે વાવટો સુલેહ જ્યાં જંગ રહ્યું ગાજી !
હાર નજિકમાં નિરખિ, પલટશે રંગ, રમી બાજી.
નહિ ધસો એકાએક, એ ખસતાં માંહે,—
નહિ ચસો તસુએ, ધસતાં કયાં કયાંએ !
નહિ જશો ભુલાઇ, ફુલાઇ એ જાયે.
વખત વિચારો, પગ વરતી લો, તરકિબ સહુ તાજી ! સાવધ ખેલો. ૨
શૂર—પણું ન ઉતાવળમાં, નહિ વીર દશા છાજી,—
જ્યમ ત્યમ વગર વિચાર્યે વિચારતાં સમજ ન સજિ સાજી
પગ ધિમા ધિમા, દઢ, ધીર વીર માંડો !
દગ ઝિણાં ઝિણાં, પણ ક્ષણ નહિ મિટ છાંડો.
ઝગઝગંત એ હથિયાર ન ઝટ કાઢો.
રંદ રૂસાવા રચ્યા બધા તે સમજો મનમાંજી. સાવધ ખેલો. ૩
વાંકા સાથે વાંકું થાતાં રહેવું નહિ લાજી.
આડે લાકડે વેં પણ આડો એ નીતિ અહિંયાજી.
જ્યાં ઉંચાણ, ત્યાં પગ ઉંચકીને મુકવો,—
જ્યાં નીચાણ, ત્યાં ડગ સમજીને ઝુકવો,—
જ્યાં વાંકુ વસમું, ઉંડાણ હશે, ત્યાં તમે તમે ટિકવો.
હુંદ્ર જય જસ માટે, શિરને સાટે, કરો એ સેવાજી. સાવધ ખેલો૦ ૪

## લાવણી.

હિંમત હારો મરદ ઘડીના ગઢ લડિને લેવો—
લેવો રસ લહેજતભર ઘુંટડે ઘુંટડે છે કેવો. હિંમત૦
વાટ કઠણ તોપણ આપણ એ ક્ષણમાં કાપીશું.
કોટ કાંગરા ચડિ હડિ કાઢી ઝુંડો થાપીશું.

ભલે ગાજિ રહિ ઘનશી વિજળી તોપ વમન કરતી !
કાન પકડિ ખીલા ઠોકી કરશું મૂગી નરતી !
ઝટ ધસો, ખસોના, કમર કસો કોડે !
ઝટ ધસો, થશોના જુદા, રહો જોડે !
ઝટ ધસો, વસો હઠ, ઝપટ કરો દૃડો !
ઝટ ધસો, ચસોના, જીતવું છતાં થોડે !
માંડો નિસરણી ચડવા ઉપર થાક ન લેવા દેવો. હિંમત. ૧.
રસ્તા વાંકા ચૂકા ઊંચા નિચા ખહક ધુસ્કે !
શું ભાલા ફળ રોપ્યાં મારગ ! અગ્નિ અડતાં ચિરકે !
ધોધ વમળ ખાતા જ્યાં ગેપજલ ખો ઉંડિ મુખ વિકસે !
જટા જૂટ શી ગુંથાઈ ઝાડી, પંથન અંત દિસે !
નહિ ડગો, પગો ઠેરવિ જાળવિ માંડો !
નહિ ડગો, જગો સરખી કાપી કાઢો !
નહિ ડગો, નગોરે ઉભા ન ખો ખાડો !
નહિ ડગો, ઝગો હથિયાર, શું ત્યાં આડો !
પડિ પાછા શું કીરત ખોવી, જીવ્યા મુઆ એ હો ! હિંમત૦ ૨
નાંહિ મુઝાઓ મસ્તક વરસે અગ્નિ તણા ગોળા !
બાણ તણી ઝડિ કયાંથિય આવે નાંહિ ભમો ભોળા !
આપ ઉપાડો હાથ અડગ તમ કડાબીડ કપરી !
બંદુક બરદાળી બેલીતમ છોડી ભરોએ ફરી !
ખુબ ઘુમો, ચુમો તમ શસ્ત્ર શત્રુ–કંઠો !
ખુબ ઘુમો, ધુમો અગ્ન્યસ્ત્ર, ઉગ્ર વંઠો !
ખુબ ઘુમો, ઝુમો અરિદળમાં, અહિં ફંટો !
ખુબ ઘુમો, નમો ના, ગજવો જય ડંકો !
જય જય જય જગદંબ વદો ! હર હર હર હર કેવો !! હિંમત૦ ૩.
આવિ અનેક લડાઇ તમે દિઠિ,–કાળ ન કો હઠિયા !
તો શી બિસાત કોટડિ લેવી ? શરમ ન શું લઠિયા ?
ના. ના. ફંપો તમો ન કેસરિ ! આ તળપો, ગાજો !

કડડડાટ આ કમાડ તોડી, ધસિ ગઢ શિર રાજો !
ખડ ખડે શસ્ત્ર શાં, ઝપાઝપિ થાતાં !
ઝડ કડે કાંગરા, તુટિ ફુટિ ધસિ જાતાં !
તડ તડે શું તનખા, આગ એ ફેલાતાં !
ગડ ગડે દદામા, જય જશ પંકાતાં !!!
**હરિ** કરવો ગઢ **મ્હેચ્છ યવન** સર સત્વર એ એવો ! હિંમત૦ ૪

---

## લાવણી.

ધરતી તસુએ અમે સિપાહી નહિ દઇયે–નહિ દઇયે !!!
ઉભા મોરચે ઉભા, નહીં છોડી જઇયે–નહિ જઇયે !!!
રણે ચરણ રોપ્યો હઠિ પાછા નહિ લઇયે–નહિ લઇયે !
સિંહણ સુત અમ, શિયાળ કાયર કયમ થઇયે–નહિ થઇયે !
સદા જીતમાં ધપ્યા, ખપ્યા પણ, મુખ હાર્યા અમ કયમ કહિયે ?
નહિ કહિયેં !
શત્રુ–ધસારો, મારો, હઇડે વગર ધ્રુજ્યે સઘળો સહિયે–સહુ સહિયે.
વ્યૂહ વિખેરી, શકે શું વેરી ? ઘેરી ઘેરિ અમે વહિયે–રણ વહિયે.
જગદંબા જયનાદ કે હર હર ! સમર શાંત નહિ તો નહિયે–ચુપ નહિ એ !
એમ હસત પૂર વદ્દિ વદ્દી, એમ ધસત શૂર કુદિ કુદી, એમ ઘસત અગાળે વધી !
સૌ કેસરિયાં કિધ જંગે ઝંપાવા !
કેમ હઠત વીર એ મદ્દી, કેમ લટત લડાયક કદ્દી, કેમ ઝટત ન ઝગડે ચડી ?
સૌ થયા સજ્જ જય રંગે રંગાવા ! સૌ જયો જયો૦ (૨) ૧
ખડા, કાંગરે તોપ તડુકતિ જગવીયે–જગવીયે !
કડાબીડ બંદુક જામગરિ ફરી ફરીને ઝગવીયે–ઝગવીયે !
ચડાચડિ કરતાં લેવા ગઢ દગલબાજ દળ ભગવીયે–ભગવીયે !
પડાપડિ કરતાં ટોળાં કિલ્લા ભંગાણથિ ફગવીયે–ફગવીયે !
ઝડાઝડિ લડિ હાથોહાથે તેગ તાતિ ત્યાં તગવીયે–તગવીયે

તડાતડિ તીરંદાજોથિ તીડ તડતાં ડગવીયે–ડગવીયે !
અડાબીડ આવતાં અરિદળ ભાલા ભોંકી ઢગવીયે–ઢગવીયે !
ભડાભીડ સુભટો ભડકાવી શત્રૂના સૌ થકવીયે–થકવીયે !
ગરદી મરદો પુરી કરી, દરદી હંગલ નહિ ડરી, વરદી ફતેહની ધરી,–
પેહેલવાન સૌ પેહેલે ઝૂઝાવા;
ખટપટે ડંખ ખુટવા, લટપટે લંક લુટવા, ઝટપટે ઝુંડ ઝુંટવા
સૌ ઘુમો મસ્તિમાં શત્રૂ મુંઝાવા !!! સૌ જયો જયો૦ ૨
આ પડે આપણા સામદ સામા ઝૂઝંતા–ઝૂઝંતા.
આ ચડે દુશ્મનો માંડિ નિસરણી ધ્રૂજંતા–ધ્રૂજંતા.
આ લડે મોખરે, ખડા મોરચે, દિશા ભલેના સૂઝંતાં–સૂઝંતાં.
આ રડે કાયરો ઘાયલ થાતાં, સામેના ખુન દૂઝંતા–દૂઝંતા.
એ ઉડે ગર્ભછાંટના શું ગોળા દુશ્મનનું દળ ચૂરંતા–ચૂરંતા !
આ બુડે, યોધ્ધ લોહિના વહેતાં, કામ આવિયા ઝૂરંતા–ઝૂરંતા !
એ કુડે કલેજે લુંટ લોભિયા ઝભે થાય શા સ્ફૂરંતા–સ્ફૂરંતા !
એ ભુડે હાલ હથિયાર વછોડે,–વિનવિ સૂર એ પૂરંતા–પૂરંતા !
હતિ કાળ ઘણા ખિજવી, **ભુમિ ભરત** આજ ભિજવી, લોહી રંગે રિઝવી,–
**પાંચાળી વ્રત** સ્નાને એ ન્હાવા !!
જય જય જય જય ગાજે ! **આર્યોત્કર્ષક** રાજે ! જયનાં વાજાં વાજે !
**ભીમ** પરાક્રમના **હરિ** લો લ્હાવા. સૌ જયો જયો૦ ૩

---

## ભરત–દુઃખ કહાણી.

### લાવણી.

૧.

શા હતા આપણા હાલ, હાલ લડથડિયા !
**મેરૂ** શૃંગેથિ સળંગ ભંગ થઇ પડિયા !
**ઋગ્વેદ** સત્યયુગ સમય ઉદય રૂપાળે
દળ વાદળ પણ રંગીન નવીન ઉજાળે.

૨

યજિ યજુર્વેદ શુચિયાગ ભાગ સુરને દઈ,
એ પવિત્ર પ્રૌઢ પ્રભાત થાત ધૂમે રહિ !
કે હશે કોકિલા ગાન પાન રસભરમાં !
ગંજાવર ભ્રમર શું સામ ગ્રામ લય સ્વરમાં !

૩

વળિ વેદ અથર્વણ જપે તપે મંત્રાદિ,
વેદાંગ વિલાસ્યાં સકળ અકળ તંત્રાદિ;
મુનિ પુષ્કર, નારદ, ભરત, કરત વિધિ, રંગાદિ
નાટક એ પંચમ વેદ, ભેદ ભલિ ભાતિ.

૪

શું દિવ્ય સોમરસ પાન !! તાન તન મનનું !
શું આર્ય સત્વ વિલસ્યું દસ્યુ ખંડનનું !
શૃંગાર વીર સ્રોતમાં તમાવિણ ઝીલ્યા !
બ્રહ્માવર્તે શું સ્વતંત્ર તંત્રમાં ખીલ્યા !

૫

ત્રેતા દ્વાપર જોડલું કોડિલું ખિલતું,
હસિ વિકસે દિવસ પ્રભાય પ્રવાહે ઝિલતું !
કંઈ તાપનિ ઝળકી ! થાય છાય કંઈ છાયે !
રસ અદ્ભુત શાંત સહાય ક્યાંય સોહાયે.

૬

કંઈ રૌદ્ર ભયાનક રંગ પ્રસંગે પડતા,
સમરાંગણતુંગ તરંગ સંગ આથડતાં.
યજ્ઞને જ્ઞાનના વાદ આલ્હાદ ઉપાવે,
શા બળ બુદ્ધિના પ્રસાદ નાદ સુગજાવે !

૭

બ્રહ્મર્ષિ પ્રદેશે બ્રાહ્મણ રમાણ રચાયા,

**આરણ્યક, ઉપનિષદે** બધે ખોધાયાં.
**શ્રુતિ** પ્રથમ રમ્ય ઊગી, ઝગી **સ્મૃતિ** સુંદર;
**દર્શન** સ્ફુરિયાં અકલેશ દેશની અંદર.

૮

**ગંગા કૈલાસથિ** લાવિ ફૂલાવિ **ભગીરથ**
**મધ્ય દેશ** ભૂમિ વધાર્વે, ચલાર્વે જયીરથ.
**આદિ કાવ્ય** કમળ વિકાસ્યું ભાસ્યું **ઇતિહાસે,**–
**રામાયણ ભારત અહો** અહા શું પ્રકાશે !

૯

**શશિ સૂર્ય** વંશ ઉપવનો અનોપમ વિકસ્યાં !
રમણીય **આર્ય વર્ણ**નાં ઝરણ શાં વિલસ્યાં !
ભર્યો **આર્યાવર્ત્ત** અખંડ **ખંડ એ ભરત**નો,
નહિ માય, તટે ઉભરાય સાયરે ઉલટયો !!!

૧૦

નિર્મી પૃથ્વી **પૃથુરાજે**, આજ પંકાયે !
**નવખંડ દ્વીપ** એ સાત સાથ સોહાયે.
જ્યાં ત્યાં જયડંકા કિધા, લિધા જસ લ્હાવા,
શત્રુ શિર ઘા ઘુમિ દિધા, બિધા શું ? ના. ના.

૧૧

**કૌશિક વસિષ્ઠ**નું યુદ્ધ શુદ્ધ ઉઘડાવે,
બ્રાહ્મણ તપ, ક્ષત્રિય તેજ, એજ સમજાવે.
**ભાર્ગવ અર્જુન**નો જંગ રંગ લઈ લોહી,
એકવીસવાર અભંગ અંગ દે ધોઈ.

૧૨

આમ **અનાર્ય આર્ય** આથડયા, પડયા કંઈ પાછળ,
મેદિની ગઇ ધોવાઈ, નિચોવાઈ બળ !
મળિ દાનવ, માનવ, દેવ, દૈત્ય, સુર, રાક્ષસ,
મંથન સાગરનું કરે, મળે રત્નો લસ !

૧૩

વધ્યું જોર, જાલમનો જુલમ, ત્રાસ શો **આસુર**નો !
વધિ આધિ ઉપાધિ અબાધ્ય, ઉપદ્રવ અરિનો.
એ **કૌશિક**, એ **ભાર્ગવે**, લવે ન કરિ શકે !
પીડાય પરમ ભુમિ ગાય, હાય ! પગ ન ટકે !!

૧૪

**રાવણ દુર્યોધન** રોળ ઘોળમાં તતડયું !
ક્યાં **લંકા** ? ક્યાં **કુરૂક્ષેત્ર** ? નેત્ર એ ઉઘડયું !
રણ યજ્ઞ પુરૂષ **શિવ** ભાળ ! ઝાળ ઝંપાઈ !
**રામાર્જુન** બાણે શત્રુ સમિધ હોમાઇ !

૧૫

વર્તાવિ કેર, હણિ વેરિ, ઝેરિ, ઝઝણાતા !
બહુ ઘુમ્યા, ઝુમ્યા, રણરૂમ્યા, ધુમ્યા, ધ્ધણાતા !
**ગીતા વેદાંતી કૃષ્ણ**, અતૃષ્ણ શું બોધી ?
કાં વળી જાદવાસ્થળી ઝળ્યા બળિ શોધી !

૧૬

એ **કૌશિક વસિષ્ઠ** ક્લેશ, દ્વેષ **ભાર્ગવ**નો,–
એ **કૃષ્ણ** કેલિ સંહાર, ખાર **પાંડવ**નો,–
દાવાનળ.. કે કલ્પાગ્નિ **ભરત**માં ધુંધવ્યો,
**આર્યત્વ** તથા **દેવત્વ** ભસ્મ કરિ ફુંક્યો !!!

૧૭

શું સાતે સમુદ્ર રૂઠયા ! વુઠયા ઘન બારે !
શું પ્રલય યુગક્ષય અજય બધે અંધારે !
જ્યાં ત્યાં છે લચકાબોળ લોહી લ્હેરાતાં !
જ્યાં ત્યાં છે મજ્જા માંસ, અસ્થિ ગંધાતાં !

૧૮

જ્યાં ત્યાં છે છાતી ફાટ રૂદન કળકળતાં !

**આરણ્યક, ઉપનિષદ** બધે બોધાયાં.
**શ્રુતિ** પ્રથમ રમ્ય ઊસગી, ઝગી **સ્મૃતિ** સુંદર;
**દર્શન** સ્ફુરિયાં અક્લેશ દેશની અંદર.

૮

**ગંગા કૈલાસથિ** લાવિ ફૂલાવિ **ભગીરથ**
**મધ્ય દેશ** ભૂમિ વધાર્વૈ, ચલાર્વૈ જયીરથ.
**આદિ કાવ્ય** કમળ વિકાસ્યું ભાસ્યું **ઇતિહાસે**,–
**રામાયણ ભારત મહા** અહા શું પ્રકાશે !

૯

**શશિ સૂર્ય** વંશ ઉપવનો અનોપમ વિકસ્યાં !
રમણીય **આર્ય વર્ણ**નાં ઝરણ શાં વિલસ્યાં !
ભર્યો **આર્યાવર્ત્ત** અખંડ **ખંડ** એ **ભરત**નો,
નહિ માય, તટે ઉભરાય સાયરે ઉલટયો !!!

૧૦

નિર્મી પૃથ્વી **પૃથુરાજે**, આજ પંકાયે !
**નવખંડ દ્વીપ** એ સાત સાથ સોહાયે.
જ્યાં ત્યાં જયડંકા કિધા, લિધા જસ લ્હાવા,
શત્રુ શિર ઘા ઘુમિ દિધા, બિધા શું ? ના. ના.

૧૧

**કૌશિક વસિષ્ઠ**નું યુદ્ધ શુદ્ધ ઉઘડાવે,
બ્રાહ્મણ તપ, ક્ષત્રિય તેજ, એજ સમજાવે.
**ભાર્ગવ અર્જુન**નો જંગ રંગ લઈ લોહી,
એકવીસવાર અભંગ અંગ દે ધોઈ.

૧૨

આમ **અનાર્ય આર્ય** આથડયા, પડયા કંઈ પાછળ,
મેદિની ગઇ ધોવાઈ, નિચોવાઈ બળ !
મળિ દાનવ, માનવ, દેવ, દૈત્ય, સુર, રાક્ષસ,
મંથન સાગરનું કરે, મળે રત્નો લસ !

૧૩

વધ્યું જોર, જાલમનો જુલમ, ત્રાસ શો **આસુર**નો !
વધિ આધિ ઉપાધિ અબાધ્ય, ઉપદ્રવ અરિનો.
એ **કૌશિક**, એ **ભાર્ગવે**, લવે ન કરિ શકે !
પીડાય પરમ ભુમિ ગાય, હાય ! પગ ન ટકે !!

૧૪

**રાવણ દુર્યોધન** રોળ ઘોળમાં તતડ્યું !
ક્યાં **લંકા** ? ક્યાં **કુરૂક્ષેત્ર** ? નેત્ર એ ઉઘડ્યું !
રણ યજ્ઞ પુરૂષ **શિવ** ભાળ ! ઝાળ ઝંપાઈ !
**રામાર્જુન** બાણે શત્રુ સમિધ હોમાઈ !

૧૫

વર્તાવિ કેર, હણિ વેરિ, ઝેરિ, ઝઝણાતા !
બહુ ઘુમ્યા, ઝુમ્યા, રણરૂમ્યા, ધુમ્યા, ધધણાતા !
**ગીતા વેદાંતી કૃષ્ણ**, અતૃષ્ણ શું બોધી ?
કાં વળી જાદવાસ્થળી ઝળ્યા બળિ શોધી !

૧૬

એ **કૌશિક વસિષ્ઠ** ક્લેશ, દ્વેષ **ભાર્ગવ**નો,–
એ **કૃષ્ણ** કેલિ સંહાર, પ્યાર **પાંડવ**નો,–
દાવાનળ‥કે કલ્પાગ્નિ **ભરત**માં ધુંધવ્યો,
**આર્યત્વ** તથા **દેવત્વ** ભસ્મ કરિ ફુંક્યો !!!

૧૭

શું સાતે સમુદ્ર રૂઠ્યા ! વુઠ્યા ઘન બારે !
શું પ્રલય યુગક્ષય અજય બધે અંધારે !
જ્યાં ત્યાં છે લચકાબોળ લોહી લ્હેરાતાં !
જ્યાં ત્યાં છે મજ્જા માંસ, અસ્થિ ગંધાતાં !

૧૮

જ્યાં ત્યાં છે છાતી ફાટ રૂદન કળકળતાં !

જ્યાં ત્યાં પ્રગટી છે ચિતા સતીઓ બળતાં !
શો રહ્યો કલિ બિભત્સ, કરુણરસ પિગળે !
વર્ણાશ્રમ વણસી, જાતિ રૈી સંકર રઝળે !

૧૯

એ ગયા ગયા દિન કળિ હાળાહળ વ્યાપ્યો !
થયો ધર્મ પાંગળો ! **ભારતખંડ** સંતાપ્યો
નહિ **બુદ્ધ**, **વીર**, નહિ **શંકર** ફરિ જરિ લાવ્યા—
જે ગયા દિવસ ઊજળા—ન બીજા ફાવ્યા !

૨૦

**તક્ષકાદિ નાગો** **જનમેજય** શું બાળ્યા !
**યવનો પૌરવ**, **ચાણાક્ય**, શું **ચંદ્ર** વાળ્યા ?
**શક** સિંધુ ઉલટતો હઠ્યો ન કોથી જરિએ—
**વિક્રમે** હઠાવ્યો ! **શાલિવાહન** ફરિએ !

૨૧

જે પડ્યું ભગદાળું **આર્યાવર્ત્તે** અવળું,
વહિ લોહિ, પ્રાણ પણ વહે, પુરે શું દદળું !
નહિ **નાગ**, **યવન**, **શક** થકી તાગ કંઇ આવ્યો !
બહુ **મ્લેચ્છ**, **તુરક**, **મોગલે હિંદ** ગભરાવ્યો !

૨૨

એ **ભીષ્મ** નિડર રણ ચડ્યો છતાં ગડગડિયો !
એ **ચંદ** બંધુ પૃથુ પ્રથમ જિત્યો પછિ પડિયો !
એ **સિસોદિયા** કુળ ભાણ **પ્રતાપ** પરાક્રમ
નહિ રોકિ શક્યાં રમખાણ ! ન શત્રુ તણો ક્રમ !

૨૩

લિધું વેર **છત્રપતિ શિવાજી**, ભૂખણ ગાજી,—
હજિ **ભારત ભૂમિ** દિલ દહે ! વેદના તાજી.
એ પંચનદે ઉદ્દંડ **સિંહ રણજીત** પણ
કરતો ઉદ્યાપન **ભારત** વ્રતનું ! નહિ તર્પણ !

૨૪

વળિ પણ-પડયો શો માર્ગ ! ઘુસ્યા હરિ કયાંથી ?
અદ્ભુત પ્રપંચ સંચથી, શિ ઉજ્વળતાથી !
કંઈ થયું તર્પણ પણ, રહ્યું છે સૂતક હજુએ !
એ કોણ ક્રિયા કરિ પુનિત દુખ ધૂએ ?

૨૫

બહુ જંજાળ, પરાધિનતામાં,
છો ફસ્યા બાળ કેસરી ઉઠો ઉદ્દામા !
સૌ ઘુમો ઘુમો રણ ઘુમો ઘુમો ઉછરંગે !–
સૌ સ્વદેશ પ્રેમી સ્વતંત્રતાને રંગે !!!

હરિ જયો જયો–હરિ જયો જયોજી !!!

## હોરી વિલાસ વૈરાગ્ય.

### હોરી.

૧

ખેલું કેઇ પેરે હિંદે હાલ હોરી, પરવશતાગ્નિ હઇયે જર્યોરી ! હિંદે હાલ૦
ગાવું બજાવવું, રંગમાં ભિંજાવવું, ભરવી અબીર ગુલાલની ઝોરી,
તતથેઇથેઇથેઇકારે રસબસ, લેવી લાલ લલિત કંઇ મજ્જોરી
કયાંથી ? શોક સઘન સજ્યોરી ! હિંદે હાલ૦ ૧.
દેશમાં દ્વેષ વિશેષ ફેલાયો, ક્લેશ કાદવ પૂરો પચ્યોરી !
ફાટફુટે કર્મફૂટ કથા વધી, સંચ પ્રપંચે રચ્યોરી !
વીર ગુણ કાંઈ ના બચ્યોરી. હિંદે હાલ૦ ૨.
જ્યારે ત્યારે અમે ખેલું મેદાને, દુશ્મન દળ રગદોરી !
કેસરિયાં કરૂં, તોપ બંદુક તાતિ, પિચકારિ ફરિ ભરૂં ફોરી !
ગોઠ જીત લેઉં સજ્જોરી. હિંદે હાલ૦ ૩.

## આર્યોદય વસંત.

૨

ખેલોજી ખેલો હોરી ! આર્ય ઉદય–વસંત ભયોરી ! ખેલો હોરી.

ગુણ પરિમળ મ્હેકે, સુમનો સુઘડ લ્હેકે, લલિત લતાએ લ્હેરાતાં,
કમલ હૃદય વિકસે, હસે કવિકુલ ભ્રમર, એ ગાને ઘેરાતાં !
હાવાં પ્રાતઃ પ્રૌઢો થયોરી. ખેલો હોરી—૧
ખેંચી કમાને પ્હોંચિ જઇ કાને, અંગુળિ અટકી જઇ એહ બાણે !
કેતકિ, આમ્ર, બકુલ. આદિ ભાથાં ભર્યાં પંચે પ્રપંચે ગુમાને–
**મદન** જોદ્ધ જંગી જયોરી ! ખેલો હોરી—૨
કેસરિયાં વન તરૂએ કિધાં, આંખ રાતી શી સંધ્યા કરેરી !
તો આવો લાવો લાલાજી લહોરી, ઘુમો ઘુમો અર્થ સરેરી !
સમય સાનુકૂળ આ ગ્રહોરી ! ખેલો હોરી—૩
રક્ત રંગે લદબદ સામદ સહુ સામા થાતા રંગિ કાઢો !
આંખ અબીર ગુલાલ ધુળે ભરી કાયર કોટિ નસાડો !
ખુબિથિ ખૂબ ખેલી રહોરી ! ખેલો હોરી—૪.

---

## હોરી ખેલનું આમંત્રણ.

૩

ચલોજી ભૈયા ખેલિયે **હોરી** ! એહ જંગે એ રે લિયે ગોરી૦
ભૈયા ખેલિયે હોરી૦

કસ કસ તસ તસ ચોરી તોરી રોરી, રંગે ભરો રગદોરી !
કુચ કર મર્દન ગર્દિ ગહો, વહો વિલસો રસે ઝગઝોરી !
ઠાઠે ઠીક રચવો ઠિઠોરી. ભૈયા ખેલિયે હોરી–૧
તાન તનાવટ, ગાન જમાવટ, ઘટઘટ ઘુંટી ભરોરી !
ઝાંઝ, પખાજ, અવાજ ગાજે, વાજે બંસી પ્રસંસી મરોરી !
પેરે પેરે પૈયાં ધરોરી. ભૈયા ખેલિયે હોરી–૨
કર ધરિ રંગ ઉડાવતી ઝગતિ કડાબિડ શી પિચકારી !
ઝરમર કુસુમ શરે વરસી, હસિ રસિલી મનાવો એ હારી !
તાકિ તાકિ સેરાએ જોરી. ભૈયા ખેલિયે હોરી–૩
ફરિ ફરિ એરી ઘરી ન મિલત લાલાજી કેસરિયાં કરોરી !
ફાગે ફગિ ફગુવા ચલો માંગિયે ગોઠ પડાવિયે ગોરી !
ભરિયે અબિર ગુરારનિ ઝોરી. ભૈયા ખેલિયે હોરી–૪

## હસ્યુખંડનની હોરી.

૪

આવ્યો આવ્યો કેસુડાંનો ફાલ, હસ્યુખંડનનો ! આવ્યો આવ્યો૦
વન વન ઉપવન સઘન સુમન ખિલ્યાં ઝાડ ! ઝુંડ શાં ઝાક-ઝમાળ !
ચુંટો કળી એ લુટો, ગુંઠો સઘળી, સજો ધિંગુ ધિંગાણું આ કાળ !
પ્હેરિ પન્હોતિ જયમાળ, હસ્યુખંડનનો—૧.
અસિ, ફરસી, કટિ, કંધે રસી, કસો તીવ્ર એ તીર કમાન !
સુરથે, હયે ચડિ, ચિતવો ચડાઇ, લડાઈ લડો પેહેલવાન !
સમાન ન આજ સમય ઉજમાળ, હસ્યુખંડનનો—૨.
**સોમપીથી** અમ રિપુ-વીથી ભેદો ! છેદો **ઇન્દ્રાવરૂણ**ની કૃપાણ !
વર્ચસ્વી, ઉર્જસ્વી, ઓજસ્વી, ઉજળો ઉદો આર્ય ભાણ !
મસ્તાની જળો હોળી ઝાળ, હસ્યુખંડની—૩

## અટકઘાટની હોરી.

૫

**અટકઘાટે** એટે અરોરી ! લાલાજી લરોરી ! **અટકઘાટે**૦
ખૂબ લરો ! રણરંગે ચરો ! ન પરો પગ પાછા પ્રસંગે !
રિપુ રગરો ! ઝગરો ઝટ મચવો ! રચવો નવો ખાંડાજંગે.
ઉમંગે અભંગે તરોરી. લાલાજી લરોરી—૧.
શુંડો દંડ મદગળ ગજદળના કારી કપરિ પીચકારી !
ફેરવિ, ઘેરવિ, સેના વિખેરવિ, **યવની** તાકિ તાકિ મારી !
નિહારીને દિલમાં ડરોરી. લાલાજી લરોરી—૨
રથમાં ભર્યાં ભાથાં બાણ, એ ફુલડાં, હાથે ધર્યાં ભાલા ફળ વરસોરી !
દુંદુભિ દિવ્ય દદામાં બજાવો, નેજા ધ્વજા જંગ જીતી ફરોરી !
લ્હાવો લેવો લાલા ખરોરી, લાલાજી લરોરી—૩
અરિએ ઉખેર્યા ઉજાર્યાં **આસુરિ પા**ર્શ્વ પૃથુ આદિ રાજ્યો અનેક !
તે હવે **કુરૂપંચાલ** એ જાલમાં લેવા ધપે એ નિવારો વિવેક !

એકે જઈ. નહિ વાતે કરોરી ! લાલાજી લરોરી—૪
રૂચ્યો ઝુમ્યો ઝુઝ શાસ્ત્રી નિકંદર કરત નિકંદન જાત હોરી
પૌરૂષ વીર એ દિગ્ગુરૂષો સહ પુરૂષ પરાક્રમ મથિત કરોરી !
રોરી જંગે રંગે રંગોરી, લાલાજી લરોરી—૫
લાગો ચટકુ ચિતે ! જાગો કટકુ જિતે ! રમ ઝટે વિકટે રમોરી !
ન ધરો ખટક ઉરે ! લટકમટક પુરે લટપટિ ચબનો દમોરી !
સમો રહેજ સાચો સરોરી. લાલાજી લરોરી—૬

---

## સોરઠી સોમનાથની હોરી.

૬

ઘેરિયા ઘેર સામેની ઘેરોરી ! ઘેરો ઘેરોરી ! (૨) ઘેરીયા ઘેર૦
ભુંગળ ભાગે, કમાડ ફાડે, પાડે કોટ, સિડી માંડી ધારી,
શરના કુસુમ વરસાવિ વધાવી લો ! વૈરી વિખેરો ઉખારી,–
તાકી માર મોહોકમ મારી ! ઘેરો ઘેરોરી—૧
કાશી ઉદાશી, શી વિધુરા મથુરાં, કનોજના ભાન ન ક્યાંએ !
લક્ષ્મણપુર શકુર વિનાનું ! દિલ્હી ઢીલી ! પટ્ટણ દટ્ટણ થાયે !–
લાજ આજ જગમાં તો જાયે. ઘેરો ઘેરોરી—૨
ઉત્તર પૂરવ હાર્યા ! નજીક ન દક્ષિણ ! પાણી શું જાયે ?
પશ્ચિમનું, અકલંકી કોલંકી નિડર રણ ભીમ છતાં એ ?
ના–ના–નાહિ નીચું જોવાયે ! ઘેરો ઘેરોરી—૩
અર્જન ચેતનથી ન લડે, પુરૂષાતન પ્હાણે પછાડે !
હાથ હથોડીથી ખંડિત મૂરત કરત તે બેલે શું ખાંડે ?
તથાપિ એ ઘા દિલ ધાડો !!! ઘેરો ઘેરોરી—૪
શિરથી કિરીટ, કુંડળ હરિ કાનથી, નાકનું નીર ઉતાર્યું !
શૂરા સામદ એ મહમદ શરણ રણ આટલું તો બિરદ ઉગાર્યું !
બાર રોકડું પરનાર્યું ! ઘેરો ઘેરોરી—૫
હાથ જોડી શું ઉભા રહો આર્જવ ? હાથ ઉપાડી અઘોરી !

તાતો તેલૈયા એ રંગ ઉડાવો ! કાંગરે કૂદો ચડોરી !
જોદ્ધા જંગે રિપુ રગડોરી. ઘેરા ઘેરોરી—૬
એની સવારી ગોઝારી નિહારી ન ? હોળી શી સળગી હજારી !
એહ હોળીમાં રોળી ઢોળી **યવનો** પૂર્ણાહુતિ દો સુધારી !
દાઝ હોલાયે તમારી ! ઘેરા ઘેરોરી—૭
કેસરિયાં કર્યાં, રંગે રંગાવાં છે, રકતે હો રસિયાજી તોરી !
ઝટપટ ઝૂમી, ઝઝૂમી, રમી, રૂમી રમઝટ, ઝીંકવા દોરી !
આવો એવી ખેલિયે **હોરી** ! (૨.) ઘેરા ઘેરોરી—૮

## પિથલ ( પૃથુરાજ ) ના પાણીપતની હોરી.

૭

રસિયાજી કેસરિયાં કરોરી,—આવી **હોરી**,—રસિયાજી.
જરિ પટકા ફરૂકંત નિશાનો, દિગંતે-દદામાં બજોરી !
હય દળ, પયદળ, મેગળ, રથ દળ **સાજ** એ વસંતે સજોરી !
ઉચ્છાહ આનંદ ભજોરી ! રસિયાજી. ૧
હરદમ લાવ્યા હુમલા **મુસલ્લા**! હાર પામ્યા ઘોરી **ધોરી**,
રણમાં પ્રત્યક્ષ રમંતાંય કંઈ કંઈ બંગરિ **તુરકાની** ફોરી,—
જો જો ફાવે નહિ ફરી ચોરી ! (૨) રસિયાજી. ૨
એ એ લડે ભ્રષ્ટ કરવા બીજાને, સંકષ્ટ એ દુષ્ટો સંકોરી !
આપણ તો રણમાં રમવું છે, સ્વધર્મ રક્ષણમાં સજોરી !
બાજી જીતો બળિયાજી બ્હોરી ! (૨). રસિયાજી. ૩
શું **દળપાંગળો, મહામદ** આંધળો, હરવે સ્વાર શૂરી ટોળી !
**પિથલ** પરાક્રમિ રંગે ખેલી રેલિ **પાણીપત** ખાંતેં ખૂબ **હોરી** !
**ચંદ** છંદ ગાને વહોરી ! (૨). રસિયાજી. ૪

## કર્ણઘેલાની બાગલાણની હોરી.

૮

**કર્ણઘેલો વાઘેલો** એ આગે—ધૂમેરાગે. કર્ણ.
કેસરિયા કરિ વાઘા, વાંકી ધરી પાઘ પેચી એ તોરેશી !
કેડે કટારડી કયારે કેસૂડી એ થાશે હૃદય રિપુ પેશી !—
ખડગ ખેલે દાવે રસેશી ! ! ! કર્ણઘેલો. ૧

ધિમિ કિટ ધિનિ કિટ વિકટ કટકમાં પ્રકટ પખાજ શી ગાજે !
તીવ્ર ત્રંબાળુ નગારૂં ગડગડે ઘેરે ઘેરે શે અવાજે !—
ધિંગાણું શું મચવાનું આજે !!! કર્ણઘેલો. ૨

"હિંચો હિંચો હિંચો હિંચો" હોકારો એ **તુરક** તુરપશી ભગાડે !
"જય જય જય જગદંબ" જયધ્વનિ! "હર હર!" નાદે જગાડે—
લંક લોકાલોકે લગાડે ! કર્ણઘેલો. ૩

વકર્યા **વાઘેલા** શા વાઘ! ફાટી આંખ! **સોળંકી** સઘળા સળકયા!
**જાડેજા** જાગ્યા! ચોકયા કંઇ **ચાવડા! પરમાર ઝાલા** શું પલકયા!
ખૂંની ખૂન ટપકંત ઝળકયા ! કર્ણઘેલો. ૪

---

## રાણા પ્રતાપના હળદીવાટની હોરી.

૯

બાવરો બેરી હજુએ ન આવ્યો! નાવ્યો નાવ્યો! બાવરો બેરી.
તોપ, બંદુક, તમંચા ભરી કરિ, સારી તૈયારી એ માટે,—
એ પિચકારી ઉડાવું, મુંઝાવું, એ રંગે ભિંજાવી આ ઘાટે !—
ઠીક ભેટિ ભેટી એ ઠાટે ! બાવરો બેરી. ૧

એ હિંદવાણી બનાવન ચાહત સતત મલિન મુગલાણી,
હું એ ખરો મુગલાણી બયાબાન રાની બનાવું બેભાની !—
ન રાખું હું નામ નિશાની !!! બાવરો બેરી. ૨

બહુ બહુ મીર હઠાવી હઠાવી વિઝાવી ગમીરે આખેટે,

હાલ જોઉં કેમ લાલા લડાયક જીતે એ જંગ નવેલે.! ?
ફેલે ફંદિ ફાવે શું રેલે ? બાવરો બેરી. ૩
નહિ અમ આજ કાલે ઉઘા.. ક્યાંથી ! સ્વશૂરે કુળે ક્ષત્રી જાયા !
કેસરિયાં કરિ કેસરી ઘૂમું, અનમ **સિસોદિયા-રાયા** !
**એકલિંગજી**ની જ્યાં છાયા ! બાવરો બેરી. ૪

## ગદરની હોરી.

**૧૭**

મળ્યો લાગ ફાગ છે આજે બરોરી–ગદર ઊજ્યોરી ! મળ્યો.
ઝાઝા દહાડા લડયા **હિંદ મુસલમિન**, મસ્ત **મરાઠા** મરોરી,
મુલક વેરાન બેદાન મેદાન એ લોહી લોહાણ થયોરી !–
વીર નર કો ના રહ્યોરી ! મળ્યો લાગ. ૧
મૈયા અમારી એ ગૈયાં ગજબ થયો ઘાત કરે ઘેરી ઘેરી !
નષ્ટ કિધા ! વળી ભ્રષ્ટ એ કરશે ? ગાય સુવર મિટિ ભેરી !!!
પ્રાણ લેવો બાકિ રહ્યોરી ! મળ્યો લાગ. ૨
એહિતુ અમ છે પરમ આ **ભરતના**, આવો ભાવે ખેલો **હોરી** !
રંગે રંગો એ ન ભુલે ફરી ફરિ ! નિત ના **વસંત** મજોરી !
રોળો રોળે એ સરજોરી ! મળ્યો લાગ. ૩
એ ન ગુલાલ ગોળા, પિચકારિ ન તોપ બંદુક બારુદાળી;
ના ફુલડાં ફગુવા ન ઉડે, રણ-રંગી સામગ્રી ઉછાળી !
હવે રમવું જંગ જોરી ! મળ્યો લાગ. ૪

શ્રી

# ભરત દુઃખાર્ત ચિંતામણિ.

શ્રી

# ભરત દુઃખાર્ત્ત ચિંતામણિ.

પરમપ્રિય બંધુ,

રા૦ કેશવ હર્ષદરાય ધ્રુવ બી. એ.ને

સ-પ્રેમ

## ઉપહાર.

પૃથ્વી છંદ.

સહોદરપણે, તથા સહૃદતા, રસાસ્વાદથી
સમાન, કવિતા–સુધા–ઝરણ–પાન આહ્લાદથી,–
સુખે ભરત ભૂમિને હરખિ, દુઃખથી દાઝતા,
ન અર્પું મણિ બંધુ હે! હૃદય કંઠ અર્પું કયા ?

લી. પ્રેમાંકિત હરિ.

શ્રી

# ભરત દુઃખાર્ત ચિંતામણિ.

## ગઝલ.

### ૧.

અમો દાઝું દિલે દર્દી—અમારી હિંદ આજારી !
ગઈ સત્તા જનેતાની અમારી કર્જબાજારી ! અમો.
અમો શૃંગાર-રસરંગી, અમો શૂરવીરના સંગી !
દશા કરૂણા વળી કયાંથી ? કરે તગદીર ના યારી ! અમો.
અમારા શૂર ક્ષત્રિય ધન્ય ! અમારા વીર રજપુત ધન્ય !
હવે રહ્યું કો ન જે નાંખે સિપાહી લોહી ઓવારી ! અમો.
ઉઠાવું હાથ ? શું કરવા ! ચલાવું પાય ? કયાં ધરવા !
જિગર ઓસવાઈ ઉંડું જતું ! જખમ ઝર્પી રહ્યો કારી ! અમો.
ન મળશે વૈદ કો વારૂ ? ન જડશે જંત્ર કો જાદુ !
રિબાશે રાંકડી કયાં સુધી ? હશે હરિ કયારે હુંશિયારી ? અમો.

## ગઝલ.

### ૨.

અગર ફકીરી ભિખ લિધો તો બિજાને શું ?
ફંદી આ ફાની દુનિયાં છોડું તો બિજાને શું ? અગર.
બહુ બહુ શહર બજાર જોયાં, જોયાં વસ્તી ઠામ !
નહિ દેશ-દાઝ દિઠી કહીં ! દાઝું અમો તો શું ? અગર.
ખુશામતે રોજગાર તાજા આમ ઓ અમીર
માને ગરીબ નાતાકાત ! મસ્ત અમતો શું ? અગર.

ન વસ્તિમાં, ન અસ્તિમાં, નહિ ઇલ્મ હુંનરમાંહ,
ન ઘર કે બ્હાર જીવ જણાય એમ જીવ્યા તો શું ? અગર.
જ્યાં ત્યાં ઉડે ખુબ ખાખ ! દિસે દેશ બિયાબાન!
સ્મશાન કે કોઇ રાન ભયું,—મેદાન તો પછિ શું ? અગર.
અગ્નિખાનિ એ ધૂન લાગી! જાગિ ધુણિ જ્વલંત !
તપું તાપ **હિંદ** મુક્તિ માટે **હરિ** બિજાને શું ? અથર.

---

## ગઝલ.

### ૩.

જળો જંજીર તોપ એ તલવાર તેજદાર !
જળો એ ભાલા તીર ! સૌ હથિયાર એબદાર ! જળો૦ ૧
ન એમણે સંભાળિ ભૂમિ **હિંદ** આખર હાય !
છતાં એ શૂર-હાથ,—શિર વિના ધડ ઝુઝતાંય ! જળો૦ ૨
શું **પરશુરામ, વિશ્વામિત્ર, દ્રોણ** ગુરૂ વિખ્યાત
ગયા પ્રતાપ હરી **કર્ણ રામ અર્જુન** સાથ ! ? જળો૦ ૩
તુટો, ફુટો, કુટો, એ છુટો સામટાં સહુ શસ્ત્ર !
હથિયાર કારીગરનાં બનો અર્થ વિણ એ અસ્ત્ર? જળો૦ ૪
“શસ્ત્ર કે હોય શાસ્ત્ર”—છુટ્યાં શસ્ત્ર અગુણાં આમ!
હવે શાસ્ત્ર શરણ મોક્ષ-કરણ ત્યાગિ-જન-વિશ્રામ ! જળો૦ ૫
કમળ દળે તરળ જળ સમાન જીવન સર્વ !—
ધ્યાનમાં લહિ ત્યાગનો સંકલ્પ કરૂં સુપર્વ ! જળો૦ ૬
ભવોભવ મળો તો મળો અમ **આર્ય** ભૂમિ અખંડ !
જરાથી જીર્ણ જળતી જો એ જખમથી પ્રચંડ ! ! જળો૦ ૭
જગત્ સમસ્ત ફરફરે ! હતું ન હતું થયુંજ ! !
તથાપિ સત્ય એક **હિંદ હરિ** સ્વયં રહ્યુંજ. જળો૦ ૮

## ગઝલ.

### ૪.

જોગી જંગલ અધવચ્ચ ઘુમે, શોધે સ્વતંત્રતા (૨)
જ્યમ જ્યમ ઘુમે ત્યમ ઘુંચવાયે, બંધ બંધ બધા ! જોગી.
દિસે દમામ ! શો દોર ! શો અંકોર મોહ ભર્યો !
લતા એ ગુલ્મ, ઘટા એ વૃક્ષો, ભ્રમે ભ્રમે ખરો ! જોગી.
ગવ્હર ગુફા, કંદર કરાડ, ઉંચાણ કે નીચાણ,
સમાન કે એ અ-સમાન તથાપિ એ તોફાન ! જોગી.
ભેખડ તુટું તુટું કંઈ કરે ! ઝાડી ઝુકે ઝકઝોળ !
જેતે દબાવી, ડુબાવિ દે નદી રેલ આદિનો રોળ ! જોગી.
થાયે કડાકા મેઘના, વીજ ઝબકે વા વાય,
મસ્તાની બારે કાળ શાંતિ ભંગમાં ઘુંઘવાય ! જોગી.
સ્વચક્ર કે પરચક્ર, અંતરદાહ કે પરકોપ,
બાળે, છેદે, ભેદે, ખાંડે, કુટે ! દુઃખ કે સુખ લોપ ! જોગી.
બ્હાવરો ફરે, રટના રટે, એક ધ્યાને એ શુભ જાપ !
જ્વાળામુખે, દાવાનળે, ગિરિશૃંગથી એ આપ ! જોગી.
લાગી છે લગની ! ચિત્ત અગ્નિ ! પ્રેમ ભૂમિનો કેમ
ચાહે સ્વતંત્રતા ચિત્તહારિ **હરિ** એ જોગી એમ ! જોગી.

---

## રેખતો.

ધરૂં કફની અમો અંગે ! સોહાઉં શેલી ઉછરંગે !
ન પરવા ! હોય હા ! શાની ? ભુમી મેહેબૂબ કુમલાની ! ૧
કરૂં ખેરાત ખુબસુરતી ! કરૂં ગુમ મોહ મદ ભરતી !
ન ગમ કે ગમગિનિ જુજવાં ! ગણું તન ધન મન ઝાંઝવાં ! ૨
દિધું દિલદારને દિલ આ ! અહા એ ખ્વાર ! તો લય હા !
પછી શું શેષ રેંવાનું– જગત જંજાળ જેવાનું ? ૩

બદન ભલે આગ ભભકાવો ! બધુંબધે ખાખ થઇ જાઓ !
પ્રવાહે એ વહી જાવો ! હવાએ એ ઉડી જાઓ ! ૪
ફિકર શી છે ફકીરીમાં ? જિકર શી જ્યાં જંજીરી આ ?
હવે જ્યાં આભ ફાટે હા ! ભલે મલયે ઉચ્ચાટે શા ! ૫
બની **સંન્યાસિની** બાળા ! હૃદય પરતંત્રતા–વ્હાલા !
રણે રણે એહ અટવાઈ ! ગઈ સઘળેથિ ધોવાઈ ! ૬
ન જોવાયે વિલું મુખડું ! ન લેવાયે ઉગ્યું દુખડું !
શૂરાપણું એ હવે શાસણું ! રહ્યું રણ-ત્યાગિ ભીરૂપણું !! ૭
ત્યારેં કેમ ભાગી નૈવ જવું ? ત્યારેં કેમ ત્યાગિ નૈ થવું ?
ભુમી **સંન્યાસ**ની આ ભલે સદા સંન્યાસિ **હરિ** એ અમે ! ૮

## પદ.

શાને ફંદમાં ફસાયો હું તો (૨) ?
અરરર ! હાસ્ય પરવશાતા જાળમાં ઝોંસાયો હું તો ! શાને૦
જાણ્યું ન જંજાળ હશે,– માન્યું બહુ માલ હશે,–
અરરર ! ફિટિ સ્વતંત્ર પગલે આ હસાયો હું તો !!! શાને૦
ખેલંત બાગે હું તો, રેલંત રાગે હું તો,
અરરર ! અંતરંગ ઘાસે અંગેઅંગ આ ઘસાયો હું તો ! શાને૦
શિવ સુધા સ્નેહ ચાખી, યશોમણિ મોહ ઝાંખી,
અરરર ! ઝાંઝવાના જળતરંગે રંગે એ રસાયો હું તો શાને૦
હવે **પ્રભુ** ! ક્યાં હું જાઉં ? મને મ્હેસ હું મુંઝાઉં !
અરરર ! વ્રતથિ **હરિ** ચળ્યો તે બહુ કસાયો હું તો ! શાને૦

## ગરબી.

રૂપેરી શી શોભી રહી **ચંદા.**—એ રાગ.

ન જાણું ખુશામત એ વ્હાલી નહીં,
સદા શત્રુતા સીખી એથી રહી ! ન જાણું૦ ૧

ન જાણું કહું જૂઠું ને જુગતું
અછતું હોય તે કેમ કરૂં હું છતું ? ન જાણું૦ ૨
સદા દીલ **પરતંત્રતા** હા ! ખુંચે !
**સ્વતંત્રતા** વિણ રંગ તે કંઈ રૂચે !?! ન જાણું૦ ૩
પ્રીતિ પુષ્પ તંતૂ તણે પાશે
બંધાઉં ન સત્તા અવર ત્રાસે ન જાણું૦ ૪
અખંડિત એક લિધું વ્રતડું
સ્વદેશ, સ્વધર્મ, સ્વજાતિ વડું ! ન જાણું૦ ૫
કૃતિમાં મતિમાં કવિતા વિષે
અલૌકિક એ ઉલટો છો રસે ! ન જાણું૦ ૬
સિંધૂ એ વટોળે દાવાનળ એ
ડુબાવો ઉડાવો, દઝાડો ભલે ! ન જાણું૦ ૭
જોગી એકરંગી તરંગી રહુ
સદા મોજ મનની હું મસ્તી લહું ! ન જાણું૦ ૮

---

## પદ.

### ૧

મારી **હિંદને** કોણ ઉદ્ધારે ?
કોણ કોણ એને ઉરધારે રે ? મારી.
કળિ કાળે કળહમાં ઝડપી !
દુઃખ જાળે ચોપાસે ચડપી !
કોણ ઊગારે—મારી ગૈયાં એ પાર ઉતારે !? મારી૦ ૧
કામ શસ્ત્ર કે શાસ્ત્ર નાવ્યાં !
શૂરવીર—પ્રયત્ન ન ફાવ્યાં !
કઈ રીતે રે !—અમ અમૃત કળા આહિં ઠારે ! મારી૦ ૨
ખળ બુદ્ધિ, પ્રભાવ, પ્રપંચ,
નહિ, નહિ, નહિ ચાલ્યાં રંચ !
હરિ હાર્યા રે ! હવે અરિ વધતા કો નિવારે ? મારી૦ ૩

આશા દળ વાદળ વિખર્યાં !
ભાવિ ભંગિ તરંગી એ વિફર્યાં !
**વૈરાગ્યે** રે !-જડ ધાલિ **નિરાશા** વિકારે ! મારી૦ ૪
હવે કયાં જઈએ ? કયાં રહિયે ?
કોનું શરણ સબળ જઈ લહિયે ?
મુખ મૂગેરે ! શું સેહેવું સંકટ વણ આરે ? મારી૦ ૫
આ પછિ સંસાર અસાર
કયમ લાગે ન લવણશું ખાર ?
જન છાંડેરે! નિજ ધર્મ ન! શું અવિચારે ! ?! મારી૦ ૬

---

## પદ.

### ૨

ચલો ગુરૂ સમાધિ છોડાવો !
નાદ અનહદ ધુંટિ ઘટ ગાઓ હે !-ચલો.
કાળ બહુ ગયો વીતી કળિનો ! હવે પવન વાયે છે બળિનો !
રિબાયે ભૂમી આકળિ હો !—ચલો૦ ૧.
ખમ્યું બહુ **હિંદે**! વધ્યો આંકો! દમ્યું દુર્દૈવે ! ગ્રહ વાંકો !
નમ્યું કયાં સુધિ દેવું ! ઝાંખો !—ચલો૦ ૨
મસ્તિ આપણિમાં બહુ ધૂમ્યા !વસ્તિ જંગલમાં બહુ ઝૂમ્યા !
હવે ગુરૂગમ લો ! બહુ રૂમ્યા !—ચલો૦ ૩
ઝુંડોથી ઝુંડ ઝુઝયાં ઝાઝાં ! રૂંડોનાં રૂંડ ખપ્યાં ઝાઝાં !
ખપ્યા અમેજ શત્રુ રહ્યા તાજા !—ચલો૦ ૪
ગુરૂ આદેશ હવે તો આપો ! નાદ અલખ નવલ એ જાપો !
**ભરત**ના બંધન ઝટ કાપો !—ચલો૦ ૫

---

## સોરઠની ગઝલ.

શીળી નિર્મળી પ્રીતિ ચંદ્રિકા, થા સંજીવની સિદ્ધિ સુધા ! શીળી.

અમ **આર્ય** ભૂમિ રિબાતિ આ, બહુ કાળે દુઃખે તવાતિ હા !
મૈયા રોજ રોજ વિલાતિ હા ! તેતાણી ખિલાવ પુન : મબા! શીળી. ૧
અંગ ભંગ રાક્ષસોએ કિધાં, ઉષ્ણ રક્ત હૃદય થકી પિધાં,
બાળા બાળકોના પ્રાણ લિધા, મૂર્છા તેની વાળિ મિટાવ હા ! શીળી. ૨
ગઈ **સ્વતંત્રતા** સત્તા શામી, રિદ્ધિ સિદ્ધિ સર્વ એ આથમી !
શૌર્ય સૂર્ય અંતે ગયો નમી, અંધકાર છાયા ફિટાવ આ ! શીળી. ૩
તું **ભક્તિ** રૂપે, તું **રતિ** રૂપે, તું વાત્સલ્યતાથિ દિલે ખુપે !
તું **સ્વદેશ પ્રીતિ** હવે ખિલી, તું આબાલવૃદ્ધ ખિલાવ બા!!! શીળી. ૪

## રેખતો.

હવે શા માટ કરૂં ભગવાં ! બહુ તો સોહું કેસરિયાં ; ૧
રમું રંગે ! ઘુમું જંગે ! **સ્વદેશ પ્રેમને** સંગે!!!

અમારી શેલિ એ કફની ! જટા એ, એ વિભૂતિ બનિ !
અલખ આ દેશ એહ ધુની, અમે એ જોગી જંગી મુનિ ! ૨

ખરૂં તાદાત્મ્ય, એકાત્મ્ય, સ્વદેશોદ્ધાર–માહાત્મ્ય,
રમે હૃદયે, ઘુમે સઘળે, નસે નસે લોહિ સાથે બળે ! ૩

હવે શામાટ **નિરાશા** ? **વૈરાગ્યે** આદિ સૌ ફાંસા !
અમારી એહ **હરિ** લગની **ભરત દુઃખાર્ત્ત ચિંતામણિ**! ૪

ઉદય જયરંગ, જસડંકા કરો ! ઘુમો મુનિ બંકા !
ન પાછા પાગ કંઈ ધરવા ! ઉઠાવો હાથ હિત કરવા ! ૫

શ્રી

# આર્યત્વ ચરિત્રનિરૂપણ

અથવા

# દશાવતાર દર્શન.

શ્રી

# આર્યત્વ-ચરિત્ર-નિરૂપણ.

અથવા

# દશાવતાર દર્શન

સ્વર્ગ-સ્થ

પુણ્યપવિત્ર પિતા શ્રી રા. સા. હર્ષદરાયજી

તથા

અખંડ સૌભાગ્યવંતાં માતુશ્રી રેવાબાઈને

સભક્તિ પ્રેમ

## ઉપહાર.

### હરિગીત છંદ.

૧

આંગિરા મુનિ સુરકલ્પ,* સુર-ગુરુ બૃહસ્પતિ વિશ્વાર્ચિત,-
ઋગ્વેદ મંડળ ષષ્ટ દ્રષ્ટા ભરદ્વાજ ઋચાર્ચિત,-†
ઋષિ વંશ પુણ્ય પવિત્ર ઉજ્વળ ગોત્ર પ્રવર પરંપરા!
ઋગ્વેદ શાંખાયની શાખા સૂત્ર સુંદર તમ‡ ઠર્યાં.

૨

તમ‡ ઐતરેયારણ્યકે, એ નામિ ઉપનિષદ ખરૂ!
શ્રુતિ, સ્મૃતિ, ઈતિહાસે, પુરાણે નામ ઋષિ દીપ્યું, તર્યું!
ક્યાં બ્રહ્મવિદ્યા, વેદવિદ્યા, લોકવિદ્યા લક્ષમાં

* સુર-કલ્પ—સુર એટલે દેવ અને કલ્પ એટલે તેના જેવાજ, તેથી કંઈક ઉણા: દેવ જેવા અથવા દેવથી કંઈકજ ઉણા.

† ઋચાર્ચિત—ઋગ્વેદના મંત્રોથી પૂજિત, શોભિત.

‡ તમ એટલે તમારા અથવા તમારાં.

કંઈ **શા**સ્ત્રમાં, કંઈ **શ**સ્ત્રમાં, કંઈ **કા**વ્ય જ્યાં પ્રત્યક્ષ ત્યાં ✠

૩

એ **ભ**રત સમર મહારથિ શ્રી **દ્રોણગુરૂ** તમ‡ ગોત્રમાં
ઝળકાવેં વીર શ્રી ચિરંજીવી **અશ્વત્થામા** પુત્ર શા !
એ પ્રભા કંઈએક યુગ સમય દળવાદળે અછતી થઈ
ભડ **ભરતખંડ**ની, **આર્ય** બળની ? ના. એ કંઈ કંઈ ઝગિ રહી !

૪

**મુ**નિ, ઋષિ થકી **દ્વિજ બ્રા**હ્મણત્વ ! પછિ વિરોધી પ્રલયમાં °
તે છિન્નભિન્ન થયું,–તહિં એ અમૃત **ના**ગરપદ અહા !
શુચિ **વ**ર્ણથી **જા**તિ થઇ **જ્ઞા**તિ થઇ પ્રખ્યાતિ એ
તોએ રહી **ષ**ટ્પદ§ વિભાગે શુદ્ધતા ગુણભાતિ એ !

૫

તમ **મં**ત્રથી શુભ રાજ્યતંત્ર ! તહિંથી તમ ખરછી કલમ !
**શા**સ્ત્રેથિ કાં **શ**સ્ત્રેથિ છેદો કુળ પ્રબળ જાલમ જુલમ !
**આ**નંદપુર,¶ **ષ**ટ્પદનગર△ વસિ,–વીર **ચં**પાનગરિએ +

---

✠ અંગિરા, **બૃ**હસ્પતિ અને **ભ**રદ્વાજ એ નામો શ્રુતિમાં, વેદાદિકમાં, **સ્મૃ**તિમાં, ઈતિહાસમાં, **રા**માયણ, **મ**હાભારતમાં અને **પુ**રાણોમાં, **બ્રહ્મ**વિદ્યા અને **વે**દવિદ્યાના કર્તૃત્વમાં તેમ **લો**કવિદ્યા, ધર્મ, જ્યોતિ:, વૈદ્યક **શા**સ્ત્રાદિમાં પ્રસિદ્ધ છે. એ પ્રમાણે આ વંશે **શા**સ્ત્ર, **શ**સ્ત્ર અને **કા**વ્યકળામાં પ્રસિદ્ધિ મેળવી છે. આ પ્રસ્તુત કાવ્યના વિષયે પોતે પણ કાવ્ય યોજના કીધેલી છે. અને તેમના વડીલ **નાગજીભાઈ** પરમ વૈષ્ણવ **ભ**ક્ત થયા છે તેમણે એ "ધ્રુવ-ચાલીસા" નામે કૃષ્ણલીલાનાં ચાલીસ કાવ્ય રા. રા. બાળાશંકરના શોધ પ્રમાણે, **વ્રજ ભા**ષામાં લખ્યાં કહેવાય છે.

° વિરોધિ પ્રલય–જૈન, બૌદ્ધ, આદિ વિરૂદ્ધ પક્ષના ધર્મપ્રલયમાં અને **મ્લે**ચ્છ, **શ**ક, **ય**વન આદિના રાજપ્રલયમાં.

§ **ષ**ટ્પદ (નાગર)–**સા**ઠોદરા **ના**ગરના પેટા વિભાગમાં.

¶ **આ**નંદપુર–વડનગર, **ના**ગર માત્રોનું ઉદયસ્થાન.

ચહુઆણુ રાવળ મહામદ રણ રંગમાં દ્યુતિ ઝગવિ છે !

૬

ચહુઆણુ, બાબી, તથા સોળંકી અને સિંધિયા થકી,
દેસાઈ, મજમુંદારિ, ધ્રુવ, એ વતન બરછી કલમથી
મેળવ્યાં વડિલે,–તેમ આપે માન, પદ, ઇલકાબ સૌ
ઇંગ્રેજી રાજ્યથી મેળવ્યાં શિર સટ્ટે કામો કરિ બહૂ. ||

---

ચહુઆણુ પતાઇ રાવળ જયસિંહ અને અમદાવાદના મહંમદ બેગડાના દારુણુ યુદ્ધમાં આ કુળે પણ પોતાની વીર–શ્રી ઝળકાવી છે એવી કુળગાથા છે. ત્યાંથી જઇ તે વંશના ગોદ્રહક નગર (ગોધરા) પંચમહાલમાં જઈ રહ્યા.

|| આ વંશનાએ ચાંપાનેરના ચહુઆણુ, વાડાસીનોરના બાબા, લુણાવાડાના સોળંકી અને ગ્વાલિયર પંચમહાલ આદિના સિંધિયા સરકારથી પ્રધાન પદવીઓ મેળવી છે. હર્ષદરાયના પિતા મેહેતાબરાયજ આ શતકના પ્રારંભમાં અથવા પ્રથમ પાદમાં આવી અમદાવાદમાં વસ્યા. પણ તેમના પિતા ભાઇચંદભાઇ હતા તે વાડાસીનોરના સંબંધમાં છતાં લુણાવાડાના દિવાન હતા. ત્યાં રાજાને અને તેમને વિરોધ પડતાં બાબીના લશ્કરના બળથી ચાલી નિકળી, સિંધિયા સરકાર તરફથી ગોધરા પંચમહાલના સુબા–કુમાવિસદાર થયા હતા. ત્યાં ખટપટિયા લોકોએ વિષપ્રદાન કરવાથી તેમના પુત્ર મેહેતાબરાય પોતાના બે પુત્ર હર્ષદરાય અને જીજીભાઇ તથા એક દિકરીને સાથે લઈ ત્યાંથી ચાલી નિકળ્યા હતા, તે ઉપર બતાવ્યા પ્રમાણે અમદાવાદ જઇ રહ્યા હતા. ભાઇચંદભાઈના પિતા હરજીવનભાઇ, ઉજ્જયિનીના તીર્થગુરૂના વહી પૃ. ૮૭-થી જણાય છે કે, સં. ૧૮૧૦ના માર્ગશિર વદિ ૧૪એ પોતાના કુટુંબ પરિવાર સાથે યાત્રામાં શ્રી બાપુ ખાનજી સાથે ત્યાં ગયાનો લેખ છે. આમ આ ત્રણ પુરૂષોએ પોતાની કલમ અને બરછી મુત્સદ્દીગિરિ ( દિવાનગિરિ ) અને સિપાઇગિરિ (સરદારી)થી ઉપર બતાવેલાં ત્રણ વતન મેળવ્યાં હતાં: તેમાંનાં પેહેલાં બે, આશ્રિત, સ્નેહી, ઇતર નાગર, આદિને આપ્યાં. અને માત્ર ધ્રુવપદનું વતન પોતે રાખ્યું. વડીલનાં ઉપરનાં પરાક્રમ સબંધવાળાં કૃત્ય પ્રમાણે પ્રસ્તુત કુળ–ભૂષણે (હર્ષદરાયે) પોતે પણ પોતાના વખતના ઇંગ્રેજ સરકારની ચાલીસ

૭

શુચિ **રા**જ્યભક્તિ, **લોક**ભક્તિ સિદ્ધ કરિ **પ્ર**ભુભક્તિયે
આ લોકને એ લોક કીધા, મુદિત **હર્ષદ** ઉભય એ !
જે કુળે વીરો યુદ્ધના, તેમ ભક્તિના, ત્યાં સંભવે
નહિ શું ? એ વૈષ્ણવ **નાગજી** કુળ–ભૂષણે ગુણ–વૈભવે ! ×

૮

એ **યજ્ઞ** છે, એ **અગ્નિ** છે, એ **બ્રહ્મ** છે **પર**માત્મ∴ એ
**પ્ર**ભવિષ્ણુ, **વિ**ષ્ણુ, **મહાવિ**ષ્ણુ **શ્રી**પતિ **સર્વા**ત્મ એ !

---

આગળના વારામાં વિરલ એવો **રાવ સાહેબ**નો ઇલિકાબ સરકારથી તેમણે મેળવ્યો હતો.

× આ કાવ્યના નાયકે (**હર્ષદ**રાયે) પોતાની રાજ્યભક્તિ અને ઇશ્વરભક્તિ સાથે લોકભક્તિ પણ ઉત્તમ પ્રકારની દાખવી, લોકપ્રીતિ પૂર્ણ સંપાદન કીધી હતી. ઉપરના ધર્મવીર અને યુદ્ધવીરના કુળમાં એ બનવું અસંભવિત ન હતું. આ કાવ્યના નાયકથી એકવીસમા શ્રી **છબીલદાસ**ના ભાઇ, શ્રી **નાગજીભાઇ**, ઉપર બતાવેલા "**ધ્રુવચાલીસા**"ના કર્તા થયા, તે શ્રી **વલ્લભાચાર્ય**ના ૨૫૨ **પરમ**-વૈષ્ણવમાંના એક, તે **આચાર્ય**ના પરમપ્રીતિ–પાત્ર હતા. તેમનો સમય વિ. સં ૧૫૫૪થી ૧૫૮૭ દરમ્યાન છે. આ **નાગજી**ભાઇથી પાંચમા વડીલ શ્રી **ચતુર્ભુજ**દાસથી આ **ધ્રુવશાખા**નો પ્રારંભ થાય છે, તેમના અથવા તેમના પછી તરતના, વખતમાં **ચાંપાનેર**ના ભંગ પ્રસંગે તે નગર છોડી તેઓ **ગોધરે** આવી વસ્યા લાગે છે. આમ સાડાચારસે પાંચસે વર્ષ સુધી સતત ઉજ્વળ અને પ્રતાપમય આ શાખા વિસ્તરી રહી છે.

∴ **બ્રાહ્મણાદિક**માં **અગ્નિ** અને **યજ્ઞ**થી **વિષ્ણુ**પદનો બોધ થાય છે–ને ત્યારપછીના કાળમાં **પરમાત્મા ભગવાન્ મહાવિષ્ણુ** સ્વરૂપથી પૂજાય છે. પણ વેદાંત પક્ષે–કે જેનો અંત્યે આ આર્યે (**હર્ષદ**રાયે) સ્વીકાર કીધો હતો–તેમાં सर्वं ब्रह्ममयं खलु એ તત્વથી જ્ઞાન ભાગ ધ્યાનમાં લઇ, તેમનામાં રમી રહ્યો છે. તેમણે કરેલી કવિતામાં ગુણગાન છે. તેમાં એ તે પ્રકાશી રહ્યો છે. અને તેમના પ્રીત્યર્થ જે પ્રકટ કે ગુપ્ત દાન, તે બંનેએ દાન, કીધાં છે તેમાં સ્ફુરી રહ્યો છે. ઉભય દંપતીનાં હૃદય ભક્તિરસથી સભર ભરેલાં હતાં–માટે તે ભક્તિના વિષય રૂપ =

એ ધ્યાનમાં, ગુણ ગાનમાં, એ પ્રીતિ અર્થે દાનમાં
ભરિ ભક્તિ હૃદયે, સભર ઉભયે, સફળ જીવન શાં કિધાં ! ! !

૯

એ **વિ**ષ્ણુનાં **અ**વતાર **દ**ર્શન **ચિ**ત્ર પરમ પવિત્ર એ
અર્પું ન **માતાપિતા** ! તમને અર્પું તો પછિ કોણને ?
શુભ વંશનાં અવતંસ છો ! ગુણ અંશ છો ! રસ–હંસ છો !
**ન**ર્મદા બીજે નામેં, **હ**ર્ષદ એ પદે સોહંત છો !

૧૦

**આ**ર્યત્વ **ચ**રિત **નિ**રૂપણે કુળ ઉભયના ✓ ચરિતેં તથા
કંઈ એ થયું ! પણ પરમબોધ અનન્ય ભક્તિનો અહા !
તમ‡ ઉભયનો મમ હૃદય આપ્લાવિત કરે રસપૂરમાં
કવિતા ઝરણ નિત તરૂણ એ વ્હેવરાવિ દે કંઈ ઝૂલતાં.

૧૧

અનુષ્ટુપ્ છંદ.

ધન્ય એ **ભ**ક્તિ–**મા**હાત્મ્ય ! ધન્ય **પુ**ણ્ય–**પ્ર**ભાવ એ !
ઉભયે છેક દીપાવી તેજે રસ વહાવિ દે ! ! !

---

.ક્તિરસનાં હંસ કહ્યાં છે અને તે સારાસારનો ક્ષીરનીર ન્યાયથી વિવેક કરે તેવાં બતાવ્યાં છે.

✓ **ભ**રતખંડની ઉજ્વળ પ્રજાના **આ**ર્યત્વનું જે ચરિત્ર નિરૂપણ આ કાવ્યમાં, **પિ**તામહી, **મા**નવી, **કા**શ્યપી આદિ **સૃ**ષ્ટિના પ્રસંગ ઉજ્જીવિત કીધા છે, અને તેમાં ભક્તિ આદિના ભાવ દરસાવ્યા છે, તે આ દંપતીના ભક્તિ-જીવનમાં પ્રતિબિંબિતજ થયા છે. તે કારણથીજ તેમને આ કાવ્યનો રાભ-ક્તિપ્રેમ ઉપહાર છે.

શ્રી

# આર્યત્વ ચરિત્ર નિરૂપણ

અથવા

# દશાવતાર દર્શન.

---

## વૈવસ્વત–મનુ–સંધ્યા–વંદન અથવા મત્સ્યાવતાર.

પ્રથમ ચિત્ર.

---

મંદાક્રાંતા છંદ.

૧

પ્રાતઃ કાળે ઉદયિ **ભ**ગવાન્ શ્રી **વિ**વસ્વાન્ પ્રવર્ષે
રંગે રમ્ય કનક કિરણો પૂર્ણમાંગલ્ય હર્ષે !
મ્હોળાં ધોળાં પટથિ, તટથી, પ્રસ્ખલંતી હસંતી
રાચે નાચે તરલ જલથી **જા**ન્હવી જાજ્વલંતી !

૨

અંગે અંગે વિભુતિ ચરચી દિવ્ય ભાળે વિશાળે,–
બાંધી મંત્રે શુચિ રૂચિ શિખા,–આચમી પુણ્ય કાળે,–
પ્રાણાયામે વિધિ સહ કરી—અંજાળે હસ્ત સોહે
**ગ**ંગોત્સંગે ઋષિ યજનમાં **મા**નવી મૂર્ત્તિ સોહે !

૩

યજ્ઞે, યાગે, જપથિ, તપથિ, ઇષ્ટિથી, ધર્મ, ધ્યાને
યુધ્ધે શુધ્ધે, વિજય, અભયે, રક્ષણે, દાન, માને
કલ્યાણી, શ્રી, શુચિ રૂચિ, મતિ ધર્મ મૂર્ત્તિ વિરાજે
વિશ્વે વંદ્ય વ્રતધર **મ**નુ શ્રેષ્ટ રાજર્ષિ રાજે.

૪

દેવોનીના સ્થિતિ સરળતા ! દૈત્યના દોર આગે–

**આર્યો**ની ના ગતિ ! તરળતા ! **દસ્યુ**નાં દંગ જાગે–
પીડા, બાધા સકળ જગતે **સાધુ** ને પુણ્ય–નાશે !
ભૂમી ભારે સહન શું કરે ? ગાય હાયે શું ત્રાસે ! ? !

૫

દેવા અર્ઘે વિમળ જળ લે અંજળિ માંહિ જોવે
રૂપાળું શું તહિં તરફડે **મીન** નાજૂક તેવે !
દીના વાણી " નૃપતિ શરણે પાહિમાં " એમ બોલે
માચે નાએ તલસિ કળશે, ના સરે, ના નદીએ !

૬

સિંધુ બિંદુ સમ, નહિ પડયો એ પુરો મૂકતાં ત્યાં !
હાવાં જાવું કહિં નૃપ ચિંતે રક્ષું આ મત્સ્ય શામાં ?
દૈવી વાણી "જગતિ પ્રલયે પામશે સર્વ નાશ"
થે ! કયાં ? **મીન "મનુ** તરણિ એ માત્ર તારો સમાસ" ! ! !

૭

બારે મેઘો મદથિ ઉલટયા ગર્જના ઘોર સાથે,
ગર્વે સર્વે મરૂત ધુઘવે, ખીજતી વીજ ઘાતે,
ઝાડો પ્હાડો ઉખડિ પડિયાં રોળમાં સેળભેળ,
વ્હેવા લાગી ઉલટિ નદિયો ઘેલિ શી રેલછેલ !!

૮

ધર્તી ધ્રુજે ફડ ફડ પડી ફાટતી જ્વાળ મુખી
રેલે રેલે અનળ રસ ત્યાં ઠામ ઠામે શિ લૂખી !
ઘૂમે ઘેલો ઉદધિ અવળો લોઢના લોઢ રૂપે
મોજા ઉંચે ઉડિ ગગનમાં થંભના થંભ ઝૂમે !

૯

કલ્પાંતે એ દ્વિદશ **રવિ** એ પૂર્ણ તાપે તપ્યા છે !
ભૂમિ વ્યોમે પશુ ખગજનો અંતરિક્ષે ખપ્યાં છે !
હાહાકારે, કરૂણ રૂદને, ત્રાહિ ત્રાહિ પુકારે,

પાપે વ્યાપે, કરણિ-ઉગતાં-કોણ આવેય આરે ?

૧૦

જ્યાં ત્યાં જોતાં જળ જળ ઝળે-વ્યોમમાં ભોમ માંહે !
ડૂબ્યા મ્હેલો તરૂ ગિરિ ડુબ્યાં સૌ ડુબ્યાં એકશાંએ
આ શું નાચે ફરતું કુદતી સિંધુમાં બિંદુ રમ્ય ?
નૌકા ન્હાની **મ**નુ મુનિ ભરી **મી**ન શૃંગે અગમ્ય !

૧૧

અનુષ્ટુપ્ છંદ.

ધન્ય એ **વે**દ **મા**હાત્મ્ય ! ધન્ય **ધ**ર્માવલંબન !
પ્રલયે લય ના જેનો **વે**દ શ્રી **મ**નુ-**રા**જનો.!!

---

## કૂર્માવતાર અથવા સમુદ્ર મંથન
## અને
## વિષ વિસર્જન અને સુધાપાન.

દ્વિતીય ચિત્ર.

---

શિખરિણી છંદ.

૧

ઉડે છે ચો પાસે બુદબુદવતું ફીણ ઉજળું,
જળે સર્તું તર્તું ભિનિ રસિ રવૈયે નિગળતું !
નગોળો **ક્ષી**રાબ્ધિ ધમ ધમ અવાજે ધુધવતો!
ન નેત્રાં **વા**સુકિ ગરળ વિકસી મુખ વમતો !

૨

રવૈયો એ શાનો ? અધર ઉછળે **મં**દર ગિરિ !
સમેટી સામગ્રી, **વિ**ધિ બધિ પરાણે પુરિ કરી !
ગઈ રિદ્ધિ સિદ્ધિ નિધિ પ્રલયમાં ખેંચઈ ગઈ
નહીં તો હે ! ક્યાંથી **સુ**ર **અ**સુરની ગાંઠ પડની ?

૩

અમે મ્હોટા તે શું પકડિ પુછ પાછા પડિ રહું ?
મુખી મ્હોડે સોહું ! ભવ તુ ! વિષનું વર્ષણ સહું !
ન **લ**ક્ષ્મી, ના **શ**ક્તિ **પ**રવશપણું, ત્યાં શું ન ખમે,
ન તાળી કૈં વાગે **સુ**રનિય કરે એકથી ક્યમે !

૪

શું મચ્છો, શું કચ્છો, મકર ઝષ તિમિંગળ પડે !
વલોવાયે વારિ ઉછળિ ઉડિ અન્યોન્ય અથડે !
ન ફાવે, ના આવે સુખ મથનમાં શુંય કરવું ?
વરાંસે, વિમાંસે ! **હ**રિ મદદ દે ! કૂર્મ શરણું !!

૫

હજારે હાથે એ ધ્રુજત ગિરિ થંભાવિ ઘિરવે !
અહા આ શું ખાળે ? જગત પ્રજળાવે વળિ હવે ?
બળ્યું આ સીજાવું ! જવું કહિંય ? કો ઝેર જીરવે ?
વિના **શ**ંભુ ? વાણી અગમ થઇ ! પી કંઠ જીરવે !!!

૬

ખમ્યા હા ! આઘાતો–જવલત વિષ ફૂંક્યે નહિં વળ્યું !
હવે ધીરે કાઢે કૃપણ ધન સાંચ્યુંય સઘળું.
પણે કાઢી કોરો ધવળિત દિશા પૂર્વ શું કરે ?
રૂપેરી કૈં વાંકો **વિ**ધુ **હ**ર લલાટે જઇ ઠરે !

૭

અહિં ઊર્મિ પ્રસ્થે **ધ**નુષ, **ક**મલા, **શ**ંખ, **મ**ણિ છે,
વરે બીજી **વિ**ષ્ણુ ! અવર કર રે', કૌસ્તુભ હૃદે !
તથા **પા**રિજાત દ્રુમ, રમણિ **રં**ભા અપસરા,
લિધાં **ઇં**દ્રે હાથી અદભુત કળે કામદુહગા !

૮

અહા ! ઝડ્પે સૂર્યે ઉદધિ હય આ સપ્ત મુખને

રહ્યું ત્યારે છે શું પ્રબળ હરણે આપણું કહો !
ઉઠો તૂટો લૂંટો દશ રતન જે છેતરિ લિધાં !
ઉભા રો' આ શું છે **અ**સુરા ન જવા દો ! મિઠિ સુરા.

૯

વધી મસ્તી પીતાં ધસત અહ **ધ**ન્વંતરિ સ્ફુર્યે
સુધા–કુંભ–પ્રાપ્તિ ત્વરિત કિધિ દૈત્યે બળ–ભરે !
વિકાસી મ્હો, આંખો ચકિત, ધ્રુજતી દેહ–લતિકા
હતા ગંડૂ મૂગે મરકટ–સિડી જ્યાંહ મદિરા !!!

૧૦

ન સારા સંતાપે પ્રબળ ન દમે દુષ્ટ **દ**નુજો
ન **આર્યો** દસ્યુથી વ્યથિત ચિર રે' શ્રેષ્ટ **મ**નુજો
સદા જ્યાં જાતે છે મતિ વિભવથી યુક્તિ નયન
સદા જ્યાં રાજે છે સુજન વન છાયાંકિત ઘન !

૧૧

**અનુષ્ટુપ્ છંદ.**

ધન્ય એ **મો**હિની માયા ! **અ**મરત્વ પ્રદાયિની !
**આર્ય**–સંપત્તિ–સંદોહી ! દુષ્ટ ભેદ વિધાયિની

## જયવિજય શાપ પરિણામ અથવા વરાહાવતાર.

તૃતીય ચિત્ર.

---

**પંચ ચામર અથવા નારાચ છંદ.**

૧

અમો છું **વિ**ષ્ણુ ધામ, દ્વારપાળ વિશ્વ–માનિતા,
ન માનું શું તમો ? ન જાવ !–છે પ્રભૂ એકાંત ત્યાં
ઉભા રહો-પરા રહો ! ધરૂં છડી, ન છંડતાં.
ન મંદિરે જશો શકે તમો સમાન–લોકાં !

૨

શિખા શું અગ્નિની, સટા શું કેસરીનિ, દાઢ વા,
કરે ગ્રહી શકે ? ટકે કરી તપસ્વિ–હેલના ?
જ્વલંત ઝર્ણ નેત્ર વક્ત્રથી શું વર્ષ્યું શાપમાં
" પડો પ્રચંડ દુષ્ટ રાક્ષસો ભુ મૃત્યુ–માપમાં !!!"

૩

ગઇ તેં સાથ આંખ ઉઘડી ! પ્રભા બધી ગઇ !
પડયા એ બધું છોભિલા ? શું ક્રેળ વીજળી છુઈ ! ?
"ક્ષમા ક્ષમા" ! વદંત, ક્ષુબ્ધ–સ્વાંત લક્ષ્મી–કાંત ત્યાં
ઋષીશ સાંતવે ! ન શાપ વ્યર્થ-જન્મ ત્રંણમાં !

૪

નભેથિ જોડ તારલા ખર્યા ! નક્ષત્ર ખળભળ્યાં !
ધરા ! શું દીન દૈવ, પૂર્વ પાપ, આપ શું ફળ્યાં ?
મરીચિ–પુત્ર ! સાંધ્ય કર્મ વિઘ્ન શું દિતિ મુખે ?
ઋતુ–પ્રદાન–યાચના ! શિ યાતના દનુ-કુખે ?

૫

હિરણ્ય–અક્ષ દેવને વિપક્ષ લક્ષ માંડતો,
ગુરૂ, દ્વિજ પ્રજા, શું પુણ્ય-ભૂમિ એ ઉજાડતો;
પશુ વ પંખિ, માનવો, સુરો, બિજાં રંજાડતો,
જપો, તપો, સુધર્મ, ધ્યાન, યજ્ઞ સૌ ભંજાડતો !

૬

ધરા શું ધેનુ ત્રાહિ ! ત્રાહિ ! હાય હાય ! મૂકતી !
શું અશ્રુ–નેત્ર દીન ભાંરવે સદા ટહૂકતી !
જવું કહિં ? બચાવનાર કોણ ? ઈન્દ્ર એ પડયો !
ઋષીશ્વર–પ્રતાપ ગ્રસ્ત ! મસ્ત આંધ્રિએ ચડયો !

૭

ઉદ્દામ એ દમામમાં તમામ મામ છોડતો !

અપૂર્વ ખર્વ સર્વ ગર્વ દૈત્ય દોર જોડતો !
ન તે લહે પિતા, માત, ભ્રાત ના વડીલને !
ચડે દિને દિને સ્વદુષ્ટતા એ કારણે ગણે !

૮

ધરા ગઈ રસાતળે ! ટળ્યા શું ચૌદ લોક એ !
વળી બધી હદે ! રહ્યું ન બાકિ ! પોક કોક કે' !!!
તથાપિ શો અફાટ નાદ ! પાત શો આ સિંધુએ
શું લોઢ ગૂઢ ગાજતા ! શું ભુંઢ રૂંઢ મુંઢ એ !!!

૯

અકાળ કાળ-મેઘ અટ્ટહાસિ દાઢ જાળવે
દઢાશિ ધાર્ત્તિ ચંદ્ર બીજ વીચ એ શું લાંછને !
હિરણ્ય-અક્ષ શા પહાડ હાડ શું અફાળતો
જુઆળ ફાળમાં પ્રવાહ રક્ત એ ઉજાળતો !!!

૧૦

મચ્યું અમંદ દંદ્વ યુદ્ધ વજ્ર મુષ્ટિ મુષ્ટિએ !
લતા-પ્રઘાત વજ્ર-પાત હાડ હાડ આથડે !
કરાડ શું પડે શું ત્રાડ ! ? ! વાઢ રાઢ ગાઢમાં
શું કાશ્યપી, શું દાનવી દળાય આ વરાહમાં !!

૧૧

અનુષ્ટુપ્ છંદ.

ધન્ય પુણ્ય ધરા-ભાગ્ય ! ધન્ય ઉદ્ધાર ઉજ્વળ
ધન્ય એ જય સંતાપિ વરાહોદ્દંડ વિક્રમ !!!

---

## પ્રચંડ નર કેસરી.

ચતુર્થ ચિત્ર.

---

પૃથ્વી છંદ.

૧

શું આ ઘન ગડગડયા પ્રલયકાળના સામટા ! ?

ધરા ધ્રગધ્રગી ધ્રુજી કડડ કષ્ટથી ફાટતાં ! ! !
ચડી ચહુદશા ઝડી પવનની શિ આંધી અહા !!
પ્રચંડ **નર કેસરી** પ્રકટ થાય **પ્રલ્હાદ** આ !!!

૨

શું રક્ત રૂધિરે રસ્યો, **ર**વિ રથેથિ હેઠો પડયો ! ?
**શ**શી પિશિત, પિંડ શો ક્ષુભિત સિંધુથી ઉછળ્યો !!
ખરે ઉડુગણો, ફરે કુટિલ ધૂમકેતુ-પ્રભા !
પ્રચંડ **નર કેસરી** પ્રકટ થાય **પ્રલ્હાદ** આ !!!

૩

સટા વિકટ પિંગળા ! દૃગ ઝરે સ્ફુલિંગો ઘણા !
વિકાસિ મુખ દાખવે દ્વિજસ-જિહ્વ બીહામણા.
ચતુર્ભુજ અશસ્ત્ર એ પ્રબળ પ્રૌઢ પંજા બધા !
પ્રચંડ **નર કેસરી** પ્રકટ થાય **પ્રલ્હાદ** આ !!!

૪

તુટી વછુટિ બંધ સૌ, શિથિળ થાય મર્યાદ આ.
સુનીતિ શુભ રીતિ ક્યાં **દ્વિ**તિ તનૂજ જ્યાં બાધતા !!
ન યજ્ઞ, જપ, ના તપ, પ્રકટ ધર્મ લોપાય હા !
પ્રચંડ **નર કેસરી** પ્રકટ થાય પ્રલ્હાદ આઃ !!!

૫

શું **મા**નવ નવો જળ–પ્રલય **મીન** રેલાવશે !
શું કૂર્મ અવતારિ વા ઉદધિમંથ ફૂલાવશે ?
**પિ**તામહ **વ**રાહ કે વળિ પિતૃવ્ય પ્રાણાંત ? ના.
પ્રચંડ **નર કેસરી** પ્રકટ થાય પ્રલ્હાદ આઃ !!!

૬

બૃહસ્પતિ કે **ક**વિ પ્રબળ રોળમાં શું કળે ?
**શ**શાંક **ર**વિ સૌમ્ય કે ક્ષિતિજ **મં**દ **તા**રા ભળે !
**સુ**રાસુર વરૂથિની હિમ ગળે મૃગી તાપમાં !
પ્રચંડ **નર કેસરી** પ્રકટ થાય પ્રલ્હાદ આઃ !!

૭

શું શસ્ત્ર, જળ, અગ્નિની, ગિરિ કઢાણ, હિંસ્ત્રાદિની
નડી નહિજ ઘાત કો ? અડિ ન વાત લક્ષાવધિ !
બતાવ તુંજ ક્યાં **હ**રિ ? **પ્ર**ભુ હશે **પ**રબ્રહ્મ ક્યાં ?
અહિં, તહિં, બધે, નિચે, ઉપર, દૂર, પાસે પિતા !!!

૮

પ્રતપ્ત હિંગળોક શા કડક લોહ **થં**ભે શું એ ?
બિહે ? અબુધ ! ભેટ એ પ્રબળ વજ્ર—મુષ્ટિ સહે ?
ખચીત. કર ક્યાં ગ્રહે ? સહ પ્રહાર ઉત્પાત આ !
પ્રચંડ **નર કેસરી** પ્રકટ થાય પ્રલ્હાદ આઃ !!!

૯

**હિ**રણ્યકશિપુ નિશા દિન નહીં ! ઘરે બ્હારના !
ન કાષ્ટે ! નહિ લોહ જો ! ન હથિયાર ! લૂખા નખ !
અટકે રવ ગર્જના ! અસુ રૂધિર કલ્લોલમાં !!!
પ્રચંડ **નર કેસરી** વિકટ ભમિ કંદ્દન આઃ !!!

૧૦

કયાધુ અહ કળકળે ! **દ**નુજ વંશ શું વલવલે !
સહે નહિ **ર**મા પ્રભા ! ક્ષણ શું **ના**રદે એ ઝિલે !
**વિ**રંચિ **હ**ર **ઈ**ન્દ્ર ના **પ**વન **પા**વકે શાંતવે !!!
પ્રચંડ **નર કેસરી** શમવ બાળ **પ્ર**લ્હાદ એ !

૧૧

અનુષ્ટુપ છંદ.

ધન્ય શ્રી **આર્ય** સૌભાગ્યે ! શૌર્ય વૃત્તિ પ્રભાકરી !
**ધ**રા ધન્ય શિ ઉદ્ધારી પ્રચંડ **નર કેસરી** !!!

# અદિતિ ચિંતા અથવા વામનાવતાર.

## પંચમ ચિત્ર.

---

### વસંતતિલકા છંદ.

૧

અદ્યાપિ વૈર ઉગ્યું ના શમ્યું નાથ કો'ને !
એ શોક્યના તનુજ કાં પજવે અમોને ?
પ્રલ્હાદ પુત્ર પજવ્યે ઝડપ્યોજ કાળે
માર્યો હિરણ્ય કશિપુ નહિ મૂજ બાળે !

૨

પામ્યો વિનાશ કૃતિથીજ હિરણ્ય અક્ષ
શંખાસુરેય હણિયો હરિયે અલક્ષ
ના મીન, કૂર્મ, નહિ મોહિની, ના નૃસિંહ,—
મારી પ્રસૂતિ અસુરાંતક એ અસહ્ય.

૩

ઈન્દ્રાદિકે ન નડતા લહિ બંધુઓએ
હા ! વૃત્ર શંબર નમચિ પુલો તોયે
નિત્યે બલાદિ દનુજો કનડે બલાઓ !
પાછો પ્રપૌત્ર પ્રકટયો કરિ સાધનાઓ !

૪

જે જોરથી જગત આ દમ્યું તું વડીલે,
જે તોરથી અખિલ પીડયું હતું કુ-શીળે,—
પ્રલ્હાદ ભક્તિ બળથીજ રહ્યા સંભાળી
માયાથી તે અધિક રાજ્ય દિધું વધારી !

૫

વૈરોચની શું સુરિ આસુરિ નીતિ લેખી
ત્રૈલોકય એક ચક્રવે ચલવિ હિલોળી !
તેએ શતક્રતુ કરી પદ ઈન્દ્ર ચાહે !

થાશે પછી શું મુજ બાળનું નાથ હાયે ! ? !

૬.

આજ્ઞા કરો કરૂં તપો નિયમો વ્રતાદિ,
હું ધ્યાન ધારૂં, યજનો યજું, લૈં સમાધિ !
સૌભાગ્ય શાલિનિ સતી ! યજ એક વિષ્ણુ,
કલ્યાણકારિ દુરિતાદિ–નિવારિ જિષ્ણુ !

૭

થૈ એકતાન ભગવાન વિષે સુ-લીન,
ભક્તી રસે સભર તે ભરિ દ્વંદ્વ–હીન,
બાહ્યાંતરે નિરખતી પ્રભુને પનોતી !
ત્યાં શુદ્ધ ગર્ભ, ક્રમળે પ્રગટી સુ, જ્યોતી !

૮

વાયુ પ્રસંન, અહ ! નિર્મળિ શી દિશાઓ,
થૈ પુષ્પ, વૃષ્ટિ, નભ ગડ્ગડિયાં નિશાનો !
આનંદ, હર્ષથિ હસે ઋષિ, દેવ, ઈંદ્ર
જન્મ્યા જગત્પિતર–મંદિર શ્રી ઉપેન્દ્ર ! ! !

૯

યજ્ઞોપવીત, કટિ, સૂત્ર, પવિત્ર દંડ
કૌપીન, પાવડિ, ધર્યાં મૃગ–છાલ–ખંડ !
સાહિત્ય દેવ મુનિ અર્પિત લૈ અપાર
ભિક્ષાર્થ જાય બળિ, યજ્ઞભણી કુમાર !

૧૦

સ્વાધ્યાય પર્ણ કુટિમાં કરૂં બ્રહ્મચારિ.
ના જોઈએ ત્રણ પદાથકિ ભૂમિ ભારી !
"भिक्षांद्‌दातु नु भवान्" નહિં તો નકારો !
આડા પડે ગુરૂ, છતાં બળિ અંજળી દો ! ! !

૧૧

ધારા કમંડળથિ ના જળની ઝરે છે,
કે દર્ભકેરિ સળિ સોંસરિ સંચરે છે!
સંકલ્પિયું જળ દ્વિજાંજળિમાં પડંત*
વાધ્યું **વિ**રાટ **વ**પુ **વા**મન ત્યાં છળંત!!!

૧૨

"તાબે બધું જગત દેવતણે દિસે એ"–
"છે દેવ **મં**ત્ર–વશ એ ત્રિદશાલયે એ",–
"એ **મં**ત્ર એ પ્રકટ **બ્રા**હ્મણને અધીન–
સાચું કરે વચન **મં**ત્ર કયો નવીન!?!

૧૩

આકાશ મંડળ ભરિ શિર શું વિરાજે!
અગ્નિ પ્રભાકર † સુધાકર નેત્ર જ્યાં છે!
પાતાળ પાયથી છવાઈ ગયાં કહિંક!
ભૂ સ્વર્ગ ક્યાં ખુંપિ ગયાં તનમાં ત્વરિત!!!

૧૪

બ્રહ્માંડ ગોળ ઘુમતા ધુંચવાઈ જાય!
દેવાદિ **મા**નવ ચરાચર બ્હી મુંઝાય!
છો ફુંફવે **દ**નુજ ધુંધવિ દોડિ તટે!
શસ્ત્રાસ્ત્રપાત કરવા સઘળેથી છૂટે!

૧૫

અનુષ્ટુપ્ છંદ.

પ્રથમે પદ ભૂલોક, દ્વિતીયે ભુવરાદિ સૌ,
**ત્રિ**વિક્રમ **વિ**રાટ્ ધન્ય **બ**લિ બાંધે પદ ત્રિજે!!

# રૌદ્ર ભાર્ગવ અથવા પરશુરામાવતાર.

## છઠ્ઠું ચિત્ર.

---

### હરિણી છંદ.

૧

અવિનય કીધો જેણે જેણે પિતાશિર સ્પર્શીને,
અસિ, ફરસિ, કે ખડ્ગે, ભાલે, શરે, ક્ષત વર્ષીને,–
અતિથિ થઈને મૂકી માઝા ! શું કામદુઘા હરી ! ?
પ્રબળ મદ એ દાબું, ડા'મું, ન-ક્ષત્રિય ભૂ કરી ! ! !

૨

અહહ ! અકરા કેરે કાપી દિધું શું કર્યા સમું ?
જબરિ જુલુમી છંછેડીને ઉકાંસ્યું ઉછાંછળું !
પ્રતિ, મુનિ–અહા ! ધ્યાની, જ્ઞાની, વચે અહ ! પશ્ચિમે,
જનક મુજ, ને માડી મારી શું દુષ્ટ છળે દમે ?

૩

યજન, હવનો થાતી શાળા વધે શું પરિચ્છદે
રન વન કરી બંધુ મારાં નિવારિ દિધાં વધે !
પ્રતિ રૂધિરને બિંદુ બિંદુ સ્થળે હું મહોદધિ
ભરિ ભરિ કરૂં હાયે ! શ્રાધ્ધે સુતર્પણ અંજળિ !!!

૪

પિતુ મરણની અંત્યેષ્ટિમાં પશુ નર ક્ષત્રિયો
શિશુ યુવજનો વામા વૃધ્ધો સમસ્તજ હૈહયો !
અસમ સમર–ક્ષેત્રે વેદી, હું દીક્ષિત શસ્ત્રવાન્
બળિ સમરપું તે સ્વીકારો હું–પૂર્વજ પુણ્યવાન્

૫

નહિ ! ન અધુરે યાગે થાયે વિધાન પુરૂં કદી,
જહિં લગિ જીવેકુંળા કાચા કુક્ષત્રિય અંકુરો !

પૃથિવિ પડમાં શોધી શોધી, દબ્યાય છુપ્યા છપ્યા
હણ્યું અદયથી છેદું ભેદું ન ગર્ભ ઠર્યાં ટક્યા !!!

૬

**સુ**ર **અ**સુર સૌ **આ**ર્યો સાક્ષી ! શું પાતકિએ રિપુ !
શમદમવતી વૃત્તિ છાંડી ! અકારણ ના ધપું !
બહુ બહુ તરે રંજાડી છે, **ધ**રા કનડી, રિબી !
પિધિ શું મદિરા સત્તા કેરી ? ઉતારૂં હુંએ બધી !

૭

કહિં કહિં જશો ? શાને નાસો ? ન આ મૃગયા ઢિલી
રણથિ રણથી થાકું નાંહિં, વિના ફરસી ઝિલી !
બુઠિ તુટિ ભલે જાઓ ધારા ! તથાપિ ન હાથ આ
કદિ વિરમશે દંડે ખંડયે કરંતજ ઘાત આ !!!

૮

ગગન પટને ઝાંખા કર્તા વળે સઘળે ધુમો !
પૃથિવિ તળને રાતા કર્તા વહે રૂધિરો શું હો !
પવન લપટો દુર્ગંધી શી નૃ-માંસ-વસાદિથી !
કળકળિ દિશા, નાદે બ્હેરી, બિહામણિ ભાસતી !

૯

**જ**ળ **પ્ર**લયને લોહી-રેલે ભુલાવિ દિધા કહિં !
**દ**નુજ-દમનો, યુદ્ધ-ત્રાસો, તુલા ચડશે નહીં !
" પ્રથમ ન લહ્યું **ક્ષ**ત્રે **બ્રા**હ્મ પ્રતાપ બળે બધું !
" દશ દશ વળી એકે વારે શું **ભા**ર્ગવ દાખવું !

૧૦

" જગતિ ઋષિયો **બ્રા**હ્મે **તે**જે નિભાવિ અક્ષત્રિયા
" કૃત યુગ સમે, સૌખ્યે રક્ષો ગૃહી મુજ દક્ષિણા !
" ધનુષ પરશુ હાવાં નામે વિરામિ રહો કળે !
" ઉદધિ હડિ દે ભિક્ષા ભૂમી નિવાસ કરૂં તટે !"

૧૧

અનુષ્ટુપ્ છંદ.

ધન્ય એ કોપ દુઃશીલ–ક્ષત્રિયાંતક ભીષણ !
બ્રહ્મ વર્ચઃ પ્રકાશી એ રૌદ્ર રામ મહર્ષણ !

## આર્ય કીર્ત્તિ વિસ્તાર અથવા રામાવતાર.

સપ્તમ ચિત્ર.

રથોદ્ધતા છંદ.

૧

રામ રામ રઘુવંશ કૌસ્તુભા*! આર્ય કીર્ત્તિ ઉદયા દ્રિસપ્રભા !
દંડકાવન તપોવને ચહ્યું. દૂષણ ત્રિશિરસે ખરે ગ્રહ્યું.

૨

તાડકા હણિ સુબાહુ તત્ક્ષણ, કૌશિકાધ્વરનું કીધું રક્ષણ.
સિંધુતીર શરવિદ્ધ મારિચો, શોચતો પ્રભુ–પ્રભાવ એ પડયો !

૩

હાય ! શૂર્પણખિ તાડકા જતાં, ઝૂઝતી સહ પ્રપંચિ–સાથમાં !
કુંભકર્ણ નહિં ઈંદ્ર આસને નિદ્રતો, તદપિ મેઘનાદ છે !

૪

ભાઈ, બ્હેન, સુત ભાણજાં પ્રબ્યાં, એકથી અધિક એક દુષ્ટ શાં !
બેટ સિંહલ હિમાદ્રિ મધ્યમાં, રોળ રાવણ–સગાં ગજાવતાં !

૫

આર્ષ વંશ, સુકૃપા મહેશની, વેદભાષ્ય કૃતિ યાજ્ઞુષી શુચિ,
આસુરી તદપિ વૃત્તિ ઉદ્ભવી ! શ્રી ત્રિલોકિ રૂધિ તેનિ સંભવી !

---

* બીજો પાઠ આમ પણ છે.
રામ રામ રઘુવંશ રત્ન હે ! આર્ય–કીર્તિ–જય–બદ્ધ–યત્ન હે !

૬

**ઇં**દ્ર, **અ**ગ્નિ, **મ**રૂતાદિ, પૂજ્યતે દાસ–કર્મ કરવા નિયુક્ત છે !
ના **પિ**તામહ ગણ્યા, ન માનિયા, બંધુ–રાજ્ય હિચકાવિ સૌ લિધાં

૭

"જન્મ લોકહિતમાટ છે ધર્યો ! રાજ્ય છોડિ વનવાસ છે કર્યો !
"એક વીર એક બાણ તો ગ્રહો, **આર્ય! આર્ય પ્ર**ભુ બાંહ્ય સાહ્ય હો!"

૮

**જા**નકી સહિત–**લ**ક્ષ્મણે સ્તવે **રા**મચંદ્ર ઋષિ–સાથ આર્જવે.
"વિશ્વ–વંદ્ય **મુ**નિ જાણું સર્વ હું, લોકકાર્ય ગણું પ્રૌઢ પર્વ હું !"

૯

એ અઘોર વન દૈત્યથી છુટ્યું. શાંત, શુદ્ધ, **જ**નસ્થાન નામ શું !
પુણ્ય **પં**ચવટિ રાજ યોગિની આશ્રમે શું રમણીય એ બની !

૧૦

દૈત્ય–છાય નભ જ્યાં બિહાવતી, યજ્ઞ–ધૂણિ વન શી સુહાવતી–
ક્રુર, હિંસક, બિભત્સતા કરે,–કૃષ્ણસાર શુચિ ત્યાંહ સંચરે !

૧૧

"ધૂર્ત શૂર્પણખિ દુષ્ટ ભાવથી, થૈ વિરૂપ તુંય ક્યાંથિ આવતી !?"
"બંધુ વ્યંડળ તું. શે ન સંભવે? પુત્ર–નાશ, અપમાન, જોગટે ??"

૧૨

"જોગટે છળ કર્યો ! હું જોગટો થૈ જઈ, હરૂં એ નાર સામટો" *

* * * * * * * *

"થાતું હેમ મૃગ વૈર વાળવા **મા**રિચા **ર**ઘુપ્રસૂતિ ટાળવા."

૧૩

* * * * *

"ધાવ વીર ! અસુરો ધસે ખસે ! §

* * * * *

* બીજો પાઠ. થૈ જઈ રમણી લેઈ સામટો !
§ શ્લેષથી જુદી જુદી વર્ણન રચના આમ લેવી.
૧ ધાવ વીર ! અસુ–રોધ સે (શે) ખસે ?
૨ ધાવ વીર ! અસુરો ધસે ખસે ! * * *

* "જાવ બંધુ!" * "અસુરો છળે હશે!"
"દુષ્ટ બુદ્ધિ?" * "ઠિક! શોસવું હશે!" *
* * * * * *
"હા! દિયેર! અહનાથ! શું થશે?"

૧૪

"ક્યાં જઊં, રહું? લહું ક્વ જાનકી?"
* * * * *
"દૈત્ય? રાવણ?" *હવે હણું નકી!"
* * * * *
સૈન્ય વાનરનરાધિરાજિત
લંક લુંટિ વિણ શંક ગાજત!!!

૧૫

અનુષ્ટુપ્ છંદ.

ધન્ય એ આર્ય-વિસ્તારે સાહસ પ્રભુતા રચ્યું!
અશ્વમેધ-પ્રભાભાસી રામચંદ્ર-પ્રસંગ શું!!!

---

## શ્રી માધવ-કૌરવીય.

### અષ્ટમ ચિત્ર.

---

**સ્રગ્ધરા છંદ.**

૧

શું-શું-દુઃશાસને શું અમલ થકિ છકી! હેં! શું દુર્યોધને એ-
મર્યાદા, ધર્મ, લોપી,-અનય થકિ બકી! વિષ્ટિ કાર્યે છતે એ?
બાંધ્યા શ્રીકૃષ્ણ ચાહ્યા!? અખિલ જગત જે બાંધિ લે એકવારે.
ભીષ્મે, દ્રોણે, શું કર્ણે અનુમતિ દિધિરે! શો વિચારે બિચારે?

૨

ગાત્રો ફૂલી ગયાં શાં! રૂધિર ઉકળિયું ઊછળ્યું અંગઅંગે!
બાહું ચારે સ્ફુર્યા હા! ઉરગ તગતગિ એ રગોએ તરંગે!

વર્ષે અંગાર શું ? વા રૂધિર-વમન કે ? નેત્ર ભાળે શું જ્વાળા !!
નાસા શું ઉગ્ર શ્વાસે ફુંફુવિ અધર આ ફડ્ફડે કોપવાળા !

૩

પાદાઘાતે ઝપાટે ધરતિ ધ્રુજિ ગઈ દેહ ધ્રૂજ્યાનિ સાથે !
બેઠા તે એક શ્વાસે ઉધડકિ ઉડતાં રોષ ઉત્પાત-વાતે !
ન્હોતો કૈં રોધ આવો હિરણકશિપુને રોળતાં એ નૃસિંહે
ના એ રૂપ પ્રકાશ્યું બળિ-શમન-સમે વામને ભીમ-ચિન્હે !

૪

ના, ના, ના, ભાર્ગવે એ દહનસમદથે પૂજ્યને ધર્ષણે એ,
આવો આકાર દાખ્યો જ્વલન યમસમો રૂદ્રશો દક્ષ-નાશે !
તો ક્યાં એ ક્રૂર દૃષ્ટિ પ્રબળ દશ-મુખધ્વંસમાં રામ કેરી ?
કે એ કંસાદિ, રોળે ભ્રુકુટિ-કુટિલતા કૃષ્ણની એ અનેરી !

૫

ઈંદ્રાગ્ની લોકપાળો, વરૂણ, યમ, બધા અંગ અંગ ભભૂકે !
આ તે કલ્પાંત થાશે ! ઘન લુધવિ તડિત્ રોમરોમે ઝબૂકે !
આથી હોયે શું બીજો કુરૂ નર પશુના યજ્ઞનો પૂર્વ-રંગ ?
પાંચાલી ધર્મ યજ્વા, ઈતર વરૂણિમાં પાંડવો પૂર્ણ-રંગ !

૬

વાજે ઝાઝે અવાજે સમર-પટહ હા ! દુંદુભી ઘોર ગાજે !
સાજે આજે. મિજાજે ખણખણ ખણતાં વીર શસ્ત્રો સમાજે !
હસ્તી ત્રાડે બરાડે, હય હણહણતા, ડાબલા ઝટકિ જોરે
કંપાવે દિગ્ગજોને ત્રિભુવન ડગવે શેષ સળકાવિ તોરે !

૭

સેના કો યાદવી લો, અવર સમરમાં કૃષ્ણ કે વીણ-શસ્ત્ર !
ત્યાં ભીષ્મે ત્યાં શિખંડી, દ્રુપદતનય આ દ્રોણ અસ્ત્રે સહસ્ર !
અશ્વત્થામા કૃપાર્ય પ્રબળ કુરૂબળે ક્ષૌણિ અક્ષૌણિ સાથે !
હેડિંબા ને સુભદ્રા-તનય ઘટ અભિમન્યુ એ દેવ શા છે !

૮

થાયે કાં **કર્ણ**–સૂની પૃથિવિ સુત–પૃથા **અર્જુ**નેથિ વિહોણી !
ના યુધ્ધે એ ગદાના જુગલ ઝડિ ઝિલે **ભીમ દુર્યો**ધનોની !
ના મ્યાને એક માયે ખડગ ખુંપિ ઘણાં કૈરવો **પાં**ડવોના
પૃથ્વીએ એક માયે; પરસપર ખુંચે, ના રૂચે,–જ્યાં અમી ના!

૯

"આ શું **આ**ચાર્ય! **બં**ધુ! અહિં કુળ સઘળું ! તો લડું કોનિ સાથે?
"જેને માટે જીતીને નૃપતિ થવું અહા ! એ ઉભા અંધ આ છે ! !"
હાં હાં હાં **પાર્થ** ! શસ્ત્રો ત્યજિ અહ ! શું ઉભો વ્યંઢળત્વ પ્રકાશી ?
જીતી યુધ્ધે તું કીર્ત્તિ લહિશ નૃપ–રમા, મૃત્યુએ સ્વર્ગવાસી.

૧૦

"કાળે ઝડપ્યા બધા છે નિરખ કહિંક એ ચર્વણે જો ચવાતા."
હા ! હા ! શું **વિ**શ્વરૂપ પ્રકટ કટકટે ! ઝાળમાં કૈં ઝંપાતા !
વાયો **વા**યુ પ્રચંડ, પ્રખર શર ઝડી શી પડી જુદ્ધ ઝુંડે !
ઊજડી **આર્ય**–વાડી અશરણ રઝળ્યાં કૈં ફળો વીર–મુંડે ! ! !

૧૧

અનુષ્ટુપ્ છંદ.

ભૂમિ ભાર ઉતારીએ દૈત્યો દુષ્ટો સ–**યાદ**વો
સંહારી, પૂર્ણ–**જ્યોતિ: શ્રી** જ્યો **વિ**શ્વ–સ્વરૂપિણી ! ! !

---

## શાક્યસિંહ પ્રબોધ.

### નવમ ચિત્ર.

---

શાર્દૂલ–વિક્રીડિત છંદ.

૧

સત્ય, જ્ઞાન, અનંત, બ્રહ્મ, અમૃતે, આનંદ, અદ્વૈત છે,–
ના પાપે અપવિદ્ધ, શુદ્ધ, શિવ છે, જે શાંતરૂપે દિપે !–

**એ** ક્યાં ને અહિં **માર** ક્યાં ? વિષયના સંભાર **ઈં**દ્રાદિક !
ક્યાં **સ્વ**ર્ગો **અ**પવર્ગ મોહ, મદ ને રાગાદિથી દૂષિત ?

૨

તીર્થે શાંત, પ્રસન્ન પર્વતગુહા, રમ્યે અરણ્યે કહિં,
બ્રહ્મધ્યાન–પરા, સમાધિ–મધુરા, દાંતા, પ્રશાંતા, મુનિ !–
ક્યાં એ ? ક્યા અહિં યજ્ઞ–કારણ કહી હિંસાદિ–પંકે ભર્યા !
વામી, તાંત્રિક, **બ્રહ્મરા**ક્ષસ અહા ! શા દક્ષિણા–લોભિયાં !

૩

રાજ્યે શત્રુ ભયે ભર્યું, મલિન આ દેહે ભરી વ્યાધિથી,
શોકેથી, મરણેથિ, જીવન જડ્યું, આધિ ઉપાધિ બધી ;
**ક**ર્મ–ગ્રંથિ છુટે ન, અંકુર નવાં ફૂટે, ફસાઈ ખરે,
શી સંસાર–સમુદ્રમાં ડુબકિયો ખાવીય જન્માંતરે !

૪

શું આ **ધ**ર્મ ? શુ **સ્વ**ર્ગ–માર્ગ સુખ ? આ **આ**ચાર્ય તારી શકે ?
શું આ પત્થર હોડિ ! શું તરવું ! ક્યાં, કોને, કયે સંકટે ?
મિથ્યા ! નાસ્તિ ! ન અસ્તિ ! ના સ્તિ ! ભ્રમ એ ભાસે બધાં ઝાંઝવાં !
**નિ**ર્વાણે નહિ દીપ, જ્યોતિ નહિ એ ! ફાંફાં નકામાં શું હા ?

૫

શૂન્યે શૂન્ય. શું **ધ**ર્મ, **ક**ર્મ, **ત**પ, કે શું **જ્ઞા**ન ઉપાસના ?
એકેએક અપાય–કારિ, વસમાં: **સં**ન્યાસ નિર્બાધ ક્યાં ?
એ અષ્ટાંગિક **આ**ર્ય–માર્ગ વચલો, બે અંત મૂકી ગ્રહો !
તૃષ્ણા ત્યાગિય ભાવની, વિભવની, હા ધર્મચક્ષૂ લહો !

૬

શીલથી, વિનયેથિ, ધ્યાન, અરતિ શિક્ષાપદે આદિથી,
**ભિ**ક્ષુ, **બ્રા**હ્મણ, **બં**ધુઓ, **શ્ર**મણ એ જાગો જી સદ્બુદ્ધિથી,
કાં **દે**વો, **મ**નુજો, **દ્વિ**જો, ઈતર કે **આ**ર્યો **અ**નાર્યો બધા
બધે. મોક્ષ વિષે. સમાન. સખમાં. દઃખેય સંઝાયલા !

૭

ત્યાં ઉંચા, તહિં નીચ કોણ ? ક્યમના જે એક તે અન્યને
થાયે લાભ ? પ્રકાશ તુલ્ય મળતાં વર્ષા, હવા, સર્વને
આવો **સં**ઘ સમસ્ત પંચ વિધિથી સર્વે તજો **આ**સવો !
એ **ચે**તો**વિ**નિબંધના થકિ છુટો **ચે**તો**ખિ**લા પંચથી.

૮

પામી ઋદ્ધિ–પદો, તથા ગત, લહો **સિ**દ્ધાર્થ, **અ**ર્હત્પદો
શાંતિકાંત પ્રબોધ, પ્રેમ હૃદયે વિશ્વાર્થ વ્યાપો વહો !
ના રાજ્યે, વિભવે, પ્રયોજન નહીં, રાણી કુમારે નહિ,
ના, ના, માવિતરે, પ્રજાજનથિ, ના સંસાર સંબંધથી.

૯

એ ગંધર્વ–પુરેથિ, વ્યોમ–કુસુમેથી એ મૃગ–સ્રોતથી
છૂટી, શૂન્ય, વિભાવતો કહિં રહું શૂન્યે સમાધિ લહી ?
ના **વે**દે, નહિં **દ**ર્શને, નહિ સ્મૃતિ–જાળે ન **તં**ત્રે દિઠું
ના **શા**સ્ત્રે અવિરોધિ ના અમૃત કૈં ! ઝેરે ભળ્યું ના મિઠું

૧૦

વૈતાલીય છંદ.

અહ ! વિશ્વ ભમે, ડુબે, દહે !
કરૂણા કોણ કરે, સુમાર્ગ દે ?
કરતાં જન–મોક્ષ, જાતનો
ભવ–બંધે ભવતુ ! પ્રબંધ હો !

૧૧

અનુષ્ટુપ્ છંદ.

ધન્ય એ **ક**રૂણા–વૃત્તિ ! ધન્ય પ્રેમાર્દ્રતા સુધા !
**વિ**શ્વૈક–**મોક્ષ**–**સં**બુદ્ધિ ધન્ય **સ**ર્વાર્થ–**સિ**દ્ધતા !!

# કલ્કિ-દર્શન અથવા કલિકાળ-કેલિ.

## દશમ ચિત્ર.

---

### પ્રહર્ષિણી છંદ.

૧

શી હાળાહળ કળિકાળ ઝાળ વ્યાપી !
અંગાંગ પ્રજળિ રગે રગો ઉતાપી !
મૂર્છાએ જકડિ, જડાત્મતા જડાવી,
ચૈતન્ય પ્રલય થયે સમાપ્તિ આવી !

૨

લોપાઇ શ્રુતિ અહ ! વિસ્મૃતિ સ્મૃતિ થૈ !
લોચાઇ 'સુનયન **દ**ર્શને, કૃતિ કૈં'?
મિથ્યા તે સતત શું સત્ય ! સત્ય મિથ્યા !
ના ઐક્ય-પ્રબળ ! શું ભેદ, દ્વૈત-તા હા !

૩

ના **પં**થો વિશદ, ન **સં**પ્રદાય સીધા ;
ઓળંબા જહિં તહિં ઘુંચ-ગડબડીયા.
ઉદ્યાને ઉજડ, અરણ્ય **આ**ચ્ચેતાનું,
મેદાને ફળ જળ પુષ્પ પર્ણ સૂનું !

૪

**મ્લે**ચ્છો એ **શક યવ**નાદિ **રા**ક્ષસો એ
ઉદ્દેજી અવનિ નવિન ભિન્ન દ્રોહે !
શું છુંદી, કચરિ, શિ લોહિ વ્હેતિ કીધી,
નીસાસે ડુસકતિ, આંસુ-રેલતી શી !!

૫

વંધ્યા હા ! કિધિ વિધવા સુ-વીરમાતા
અર્ધાંગા રણનટ-શૂરની પ્રખ્યાતા !

જે પ્હેલાં ઘુઘવતિ કેસરી–કિશોરી
તે દીના અશરણ ગાવડી ન-જોરી !!

૬

એ આર્ત્ત સ્વરથિ છુપી છુપી બ'રાડે !
મ્હો બાંધી, અધરથિ વેણ ક્યાંહુ કા'ડે ! ?
શી ગ્લાનિ ધરણિ ખુણે ખુણે છવાઈ !
શી મ્લાનિ ભરત હૃદે–કુવે† છવાઈ !

૭

અંધારી તિમિર નિશા, દિશા મિણાઈ !
ના તારા, શશિ, રવિ, વીજળી ન ક્યાંહિ !
સ્વાતંત્ર્ય ક્ષણ ક્ષણ છિન્ન ભિન્ન થાતાં,
આર્ય-ત્વે પરવરિયું પ્રજા-ત્વ જાતાં !!

૮

શું આવી અવનતિ, આ અધોગતિ, એ !
ઊંડીને હુંડિ જતિ કૈં રસાતળે શે !
ના છેડો, ન અટકવું–વિરામ થાશે ?
નિર્વાણે કંઇ લય, લોપ, આમ થાશે ?

૯

ના, ના, ના, નહિ, નહિ ! વૈષ્ણવી શું માયા !
આ ખીલે અભિનવિ શાંભવી સુ-છાયા !!
છે સૃષ્ટિ ભરત–સુધારિણી વિધિની !
મ્લેચ્છની ત્રિગુણમયી કરાળ શક્તિ !!!

૧૦

એ એ એ પરજળશે નવે પ્રતાપે !
એ એ એ કળિ છળશે કળા કળાપે !
એ એ એ પરિહરશે પ્રપંચ સર્વે !

† હૃદે–કુવે, હૃદયરૂપી કુવ એટલે કમળમાં.

# કલ્કિ–દર્શન અથવા કલિકાળ–કેલિ.

## દશમ ચિત્ર.

---

### પ્રહર્ષિણી છંદ.

૧

શી હાળાહળ કળિકાળ ઝાળ વ્યાપી !
અંગાંગ પ્રજળિ રગે રગો ઉતાપી !
મૂર્છાએ જકડિ, જડાત્મતા જડાવી,
ચૈતન્ય પ્રલય થયે સમાપ્તિ આવી !

૨

લોપાઇ શ્રુતિ અહ ! વિસ્મૃતિ સ્મૃતિ થૈ !
લોચાઇ 'સુનયન દર્શને, કૃતિ કૈં'?
મિથ્યા તે સતત શું સત્ય ! સત્ય મિથ્યા !
ના ઐક્ય–પ્રબળ ! શું ભેદ, દ્વૈત-તા હા !

૩

ના પંથો વિશદ, ન સંપ્રદાય સીધા ;
ઓળંબા જહિં તહિં ઘુંચ–ગડબડીયા.
ઉદ્યાને ઉજડ, અરણ્ય આચેતાનું,
મેદાને ફળ જળ પુષ્પ પર્ણ સૂનું !

૪

મ્લેચ્છો એ શક યવનાદિ રાક્ષસો એ
ઉચ્છેદી અવનિ નવિન ભિન્ન દ્રોહે !
શું છુંદી, કચરિ, શિ લોહિ વ્હેતિ કીધી,
નીસાસે ડુસકતિ, આંસુ–રેલતી શી ! !

૫

વંધ્યા હા ! કિધિ વિધવા સુ-વીરમાતા
અર્ધાંગા રણનટ–શૂરની પ્રખ્યાતા !

જે પ્હેલાં ધુધવતિ કેસરી–કિશોરી
તે દીના અશરણ ગાવડી ન-જોરી !!

૬

એ આર્ત્ત સ્વરથિ છુપી છુપી ખ'રાડે !
મ્હો બાંધી, અધરથિ વેણ ક્યાંહ કા'ડે ! ?
શી ગ્લાનિ ધરણિ ખુણે ખુણે છવાઈ !
શી મ્લાનિ ભરત હૃદે–કુવે† છવાઈ !

૭

અંધારી તિમિર નિશા, દિશા મિણાઇ !
ના તારા, શશિ, રવિ, વીજળી ન ક્યાંહિ !
સ્વાતંત્ર્ય ક્ષણ ક્ષણ છિન્ન ભિન્ન થાતાં,
આર્ય-ત્વે પરવરિયું પ્રજા-ત્વ જાતાં !!

૮

શું આવી અવનતિ, આ અધોગતિ, એ !
ઊંડીને હૂંડિ જતિ કૈં રસાતળે શે !
ના છેડો, ન અટકવું–વિરામ થાશે ?
નિર્વાણ કંઇ લય, લોપ, આમ થાશે ?

૯

ના, ના, ના, નહિ, નહિ ! વૈષ્ણવી શું માયા !
આ ખીલે અભિનવિ શાંભવી સુ-છાયા !!
છે સૃષ્ટિ ભરત–સુધારિણી વિધિની !
મ્લેચ્છની ત્રિગુણમયી કરાળ શક્તિ !!!

૧૦

એ એ એ પરજળશે નવે પ્રતાપે !
એ એ એ કલિ છળશે કળા કળાપે !
એ એ એ પરિહરશે પ્રપંચ સંચે !

† હૃદે–કુવે, હૃદયરૂપી કુવ એટલે કમળમાં.

એ એ એ વિજયિ થશે વિના તમંચે !

૧૧

અનુષ્ટુપ્ છંદ.

ધન્ય વિષ્ણુ-યશો-વંશે કલ્કિ-કેતુ વિકાસવું !
આદિમધ્યાવસાને એ બ્રાહ્મણાંશ પ્રકાશવું !

---

ઇતિ આર્યત્વ ચરિત્ર નિરૂપણ અથવા દશાવતાર દર્શન સમાપ્ત.

શ્રી

# કેસરી-વિક્રમ,

કર્તા

રા૦ સા૦ મણિલાલ છાકરલાલ દેસાઈ,

એમ. એ.

# કેસરી વિભ્રમ

## પ્રેમ પ્રતિજ્ઞા.

૧

છંદ પજ્ઝ.

જાઉં જદાપિ ધરતીજ અંતે, જોઉં ફરી વિવિધ દેશ ખંતે,—
મોહૂં મને હું તુજ મુખ નિરખી, ગયો ન એવો ચહું દીલ હરખી ! ૧
પીડિત મારૂં મન તુજ પાસે, ભમી ભમી છેક, વળે ઉલ્લાસે
દૂરે, ક્રમે, દેહ વિદેશ જાએ, લંબાય પ્રેમોહ્નભવગ્રન્થિ ત્યાંએ ! ૨

---

## પ્રવત્સ્યત્પ્રિયતમ.

૨

સીતાજીના મહિનાનો રાગ.

પડયો પડયો હું છૂટોરે આજે વિદેશે સાંચરૂં,—
મને નહિ ઘટે એવો રિવાજ, આંખો ટપી હું ભરૂં. ૧
ક્યાંથી મળશે પ્રેમાળો સાથ ? ત્યાં જઉં છું એકલો.
કોણ ભરશે સ્નેહે મને બાથ, પીડા પામું છેકલો ? ૨
હશે દેશ કઠોર, કરાળ, મને કેમ ભાવશે ?
પ્રેમ કોમળ આળપંપાળ, અહા ! ક્યાં ત્યાં આવશે ? ૩
જીવ મૂઝાશે ત્યારેરે કોણ હૃદે વહાલ આણશે?
ત્યાં તે સ્નેહી ખરૂં ક્યાંથી હોય ! દયા કોણ જાણશે ? ૪
દશા કઠિણ ખરેખરી એજ કે નોકર સહુ તણી,—
પડે જવું વિરલે દૂર દેશ—ખેંચે મન તો પ્રિયજાણી. ૫

---

## પ્રેયસી—શરણ.

૩

ગરબી.

શરણ તુંહિ શરણ તુંહિ મારૂં, નહીં મુખ બીજે વિચારૂં !

ક્યાંથી આશ્રય બીજે ધારૂં, શરણ તુંહિ શરણ તુંહિ મારૂં!
લ્હોચુંબક લે છે જ્યમ લો'ને, ગ્રહણ મન કીધું ત્યમ જોને,
કરે ન કૃપા! જાઉં કોને—શરણ તુંહિ૦ ૨
તુ—માં મન આનંદે મ્હાલે, આગળ નહીં તુજથી તે ચાલે,
સહુ સ્થળે **તું તું તું** ન્યાળે! શરણ તુંહિ૦ ૩
તુ—માં મુજ મનડું રહ્યું મોહ્યું, રતિ નહીં બીજામાં મોયું!
જગત મેં તુજ—મય સૌ જોયું! શરણ તુંહિ૦ ૪
ઘટે મૃદુ દૃષ્ટિ હવે કરવી, વ્યથા હવે સત્વર પ્રિય! હરવી,
પ્રેમૌઘે મન કુંડી ભરવી! શરણ તુંહિ૦ ૫

---

## પ્રેમહીનતા કે પ્રેમલીનતા ઉત્કૃષ્ટ?

૪

ઢિંડી.

નહીં હોત કદી પ્રેમી જીવ દીન, સ્નિગ્ધ, અંધ કામથી, અનંગ—લીન,—
યોગ કે વિયોગ જો કદી ન થાત, તો શું હૃદય સહજ આમ ફાટી જાત? ૧
નહીં હોત કર્યો વાણીનો વિલાસ, નહીં હોત કર્યો પ્રેમસ્નિગ્ધ હાસ,—
નહીં હોત પ્રથમ ચક્ષુ-ચપળતા જો, ગરિબ જીવ ખાત આમ શું ખતા તો? ૨
નહીં શોક કર્યો ધિક્ક આમ છાજે, પ્રેમભક્તિ એમ ખરે મારી લાજે!
પ્રીતિ મધુર સ્વાદ ચાખી પ્રિય ખોવું, પ્રેમહીનતાથી શ્રેષ્ઠ લાભ જોઉં. ૩

---

## દૃઢ દીલ.

૫

ચોપાયા.

મન જેનું છે દૃઢ ધ્રુવ તે તો અંતરમાંહી પ્રકાશે છે;
શાંત અચાળ, નિગ્રહ કરનારો—ધૈર્ય ધુરંધુર ભાસે છે. ૧
સંગળનો તારો શુભ—નામી શિક્ષા શુભ તુને દે છે—
"જાશે નિષ્ફળ આશા સર્વે રાખ ધૈર્ય તદપિ" કે' છે. ૨

હાય! અરે! તુંને દુનીઆમાં ક્ષણેકમાં માલુમ થાશે–
કે દુઃખ ખમવું ને દ્દઢ થાવું એ સર્વોત્તમ કહેવાશે. ૩

## પ્રેયસી–લીનતા.

૬

પદ.

પ્યારી છઉં હું તુંજમાં ગુલતાન (૨)
કામકાજ નહિ સૂઝે કાંઇ ભુલ્યો શરીરનું ભાન. હે પ્યારી છઉં૦
અન્ય સુઝે નહીં મારગ મુજને ચરણકમળનું–ધ્યાન અરે! હો ચરણકમળનું૦
પાર ઉતારે કે ઝટ મારે, હું તુજમાં ગુલતાન! હે પ્યારી છઉં૦ ૧
અન્ય વિષય નહીં સૂઝે આંખે તુંહિ તુંહિ એક નિશાન અરે! હો તુંહિ તુંહિ૦!
ઝાંપ વળે યા અંધ જો થાઉં,–તદપિ તું-માં ગુલતાન.—હે પ્યારી છઉં૦ ૨
શબ્દ માત્રજ શુણે શુભ તારો નહિ બીજું કાંઇ–કાન, અરે! હો નહિ બીજું૦
થાયે કઠોરો નહિ મધુપુરો હું તોયે ગુલતાન!!—હે પ્યારી છઉં૦ ૩

## પ્રેયસી દયાર્જવ.

૭

પદ.

નહિ નહિ દિલદાર છાજે જન તને રિસાવું! નહિ નહિ૦ ૧
નમન કરૂં! પાય પડું! ક્યમ તુંને રિઝાવું?
કુપિત જો તથાપિ થાય શરણ કોને જાઉં? નહિ નહિ૦ ૨

# પીયૂષ પ્રેયસી.

## પ્રેમ-માંગળિક અને ઉપહાર.

### સ્રગ્ધરા છંદ.

ભૂમિ, બ્રહ્માંડ બાધાં, અનળ, અનિલ, ને ગ્લો-રવી* સૌથિ સારા,-
તારા પંક્તિ, ગ્રહો, ને પુનિત દ્યુતિવતી સ્વર્ગગંગા અપારા,-
પ્રાણીમાત્રે, રસીલાં, સર, તરૂ, ગિરિયો, સિંધુઓ ઊર્મિવાળા,-
જેણે સર્વે સૃજ્યું **એ-અ**કળ **જ**ગપતિ! રક્ષજો **તે**નિ **મા**યા !!! ૧

---

### પદ.

પ્રેમ પરમ-વિભ્રમા-કર **ભા**નુ સરવ વ્યાપી !
**મા**નવ **મા**નસ† વિમળ કમળ ખિલવ હો પ્રતાપી !!!૦ પ્રેમ૦
અગણ્ સરસ સદ્ગુણ ગણ, ભ્રમર-રસિક-વૃત્તિ-લોભન,
પરિમળ પરિવાસ§ રમણી-રમણ-વન અમાપી ! પ્રેમ૦ ૧
કલ્પના તરંગિણી-સોહન, તર્ક કુસુમ પરમ મોહન,
નૂતન નૂતન સરવવરણ ખિલવ રસ-કલાપી ! પ્રેમ૦ ૨
પ્રાત સાંજ મેઘમંડળ, અરૂણવરણ, શોભિત-કળ,
બાળ-વૃદ્ધ-ભાવ-દિશા દૃષ્ટિ **ત**વ અપાપી ! પ્રેમ૦ ૩
સ્વર્ગ-ચુંબિ આશા-મંડળ, ભાવ-ભવ્ય ધનુ-આખંડળ,
તર્ક-ગગન-કુસુમ-બાણ, તે **તુ**જ **મ**દન ચાપી !¶ પ્રેમ૦ ૪
રસ સુધા પ્રવાહ ભાવિક, કલ્પના નદીના નાવિક,
કીર્તન ગુણગાન કરે **ક**વિ કોયલ-પ્રલાપી ! પ્રેમ૦ ૫
**તું** શૃંગાર રસ આધાર, **તું**થિ **વી**ર રસ પ્રચાર,
**ક**રૂણ **વ**ત્સળાદિ ભાવના **વિ**શ્વ ! તેં સ્થાપી ! પ્રેમ૦ ૬

યશો–વર્ધ્ધન, જય–વિકાસન, કળિ કળા–છળભેદ–નાશન,
શક્તિ આકરષણ અગાધ, સ્થળ સ્થળ તુંજ વ્યાપી !　　પ્રેમ૦ ૭
મંગળ ધવળ ઉજ્વળ–કળ, આનંદ–સુધા–વર્ષણા–બળ,
**ભા**રત–**કીર્ત્તિ**–**ચં**દ્ર ઉદય હો **તું** થકિ પ્રતાપો !!!　　પ્રેમ૦ ૮

---

## શૃંગાર–ગુચ્છ.

૧

### નાયિકા દર્શન

રેખતો.

છબિલી રસરંગ અલબેલી !
મદન શૃંગાર–મદઘેલી !　　૧
*　　*　　*　　*
માધુરી પૂર છલકાતી,
સુરત અંત વેણ થડકાતી !　　૨
*　　*　　*　　*
દિપે શી અલૌકિકી માયા !
હશે ઇંદ્ર જાળ શું છાયા ! ?　　૩
*　　*　　*　　*
અખુટ લાલિત્ય રસ–લહરિ
**તું** છે પ્રેમની ઝરી **ગુ**ર્જરી !!!　　૪
*　　*　　*　　*

---

૨

### પ્રણયિ–પ્રભાત.

પદ.

છોડ છોડ કંથ ! કંઠ રજની થઇ વિદાઇ.
પ્રાણ સખી ભાવિ–વિરહ–દુઃખે ગઇ ગંળાઇ !

રોહિણી–શ્રી–રમણ હરિણ–લાંછનથી. રિસાઈ,
તું સમ નિરખિ પ્રિયતમ બહુ–વલ્લભની* ધિટાઈ ! છોડ૦ ૧
ચકોર ચિત અંકોર ખિલવિ પોયણિ પ્રફુલ્લાવી !
અઢળક ઢળતી સુધાએ ! પ્રથમ ન એ સુહાઈ ! છોડ૦ ૨
ચાંદરણી–સપત્ની નિશા તે શમે જ્યહાંહિ
આ શિ હવે હરખથી અધિક હસતિ જણાઈ ! છોડ૦ ૩
અયી! અવર રમણ હરાણી રમણી રે ફુલાઈ
જાય શું ક્ષણ ચાર તણું ચાંદરણું તુજ બાઈ ! છોડ૦ ૪

---

૩

## પ્રોષિતપતિકાનુરાગ.

પદ.

ગરબી.

પ્રાણ પ્યારા હું જોઉં તારી વાટ,॥૦ પ્રેમ૦
દિન રાતડી,— સાભન,
અરરર! શો ઘોર આ ઘન ચમકે, વિજ દમકે, મન દૂમે જો પ્રેમ૦ ૧
ચચાણે આ ચરરરરર છાતડી! ગળે જો
રહે ઊઘડી અખંડ આ આંખડી ! પ્રેમ૦ ૨
વિહ્લી ! રાંકડી !
ક્ષણ પ્રતિક્ષણ પ્રિય પોયણ ચારૂ ચકોરિ શશિ અંકોર શિ પ્રેમ૦ ૩
મિઠી વાંકડી ! અહ ! કટાક્ષડી !
કંઈ કંઈ કામણ કિધું કાં કહે હો વ્હાલિડા ! ૦ ૪
શું પ્રેમ–પીડા !
હરિ હરિ! આધાણ, ભરતિ, ઉભરણ શું ઉકળે અહ ! ઉછળે, કળ ને
કૌતકી, કારમી, ક્રીડા! નહિ વદાયે શી વ્રીડા !? પ્રાણ

## ૪
## પ્રિયા–પ્રબોધ–ગીત.

પદ.

રાગ પ્રભાત.

પ્રેયસી પ્રભાત થાય કાં તું રે' રિસાઈ!
કોઈ સમે, કોઈ રંગે, રમે ભમિ ભમાઈ! પ્રેયસી૦
કમળ–મુખ તું વિમુખ કરે કાં પ્રિયે દુખદાયી?
રસિક ભ્રમર તણી નાંદી અંજળિ, લે ન વધાઈ!? પ્રેયસી૦ ૧
તુજ છબી વિકાસે ભાવિ શશિ જો રહે છુપાઈ!
કુમુદ શ્રી સંકેલિ લિયે ન્યૂનતા–ભય ખાઈ! પ્રેયસી૦ ૨
અફળ વિજય કાર્મુકકૃતિ મદનની સુહાઈ,
રહે હરિ હરિ ન તું સૌંદર્ય–લહરિ જો લહેકાઈ!!! પ્રેયસી૦ ૩

---

## ૫
## નાયિકા–ચિત્ર.

શિખરિણી.

અયી રૂપ–જ્યોતી! લલિત ગુણ લાવણ્ય લહરિ!
મૃગાક્ષી મુગ્ધે હે! શરદ–શશિ–લેખા પ્રિય–કરી!
પ્રસારે જે હેલી હરખતણિ સર્વે અવયવે,
વિસારી તેં પ્રીતિ અતિ વિકળ–કર્ત્રી હૃદયને!? ૧

---

## ૬
## પ્રણય–કલહ.

ગરબી.

જાડાં જૂઠાં વાર હજાર જાડાં!
વચન આપ્યાં ન પળ્યાં દીઠાં! જાડાં૦
મિઠડલી મિટોમિટ માંડીને
કહ્યું અમી વરસાવો નિશદિને! જાડાં૦

કોમળ ભુજ—વેલડિ બેલડિયે
ગ્રહી ચહ્યું કુંજ વિષે રમિયે ! જૂઠાં૦ ૨
કોયલ સ્વર મધુરો લલકારી
ફુલાવવી લ્હેર લલિત ધારી ! જૂઠાં૦ ૩
પ્રણય ઋણ ચડ્યું મુજ પ્રાણ—સખી !
ચુંબન શત દાન અખંડ લખી,— જૂઠાં૦ ૪
મધુર તુજ અધર સુપાંખડી આ
રસી ! ઘટે પાછું દઈ દેવા ! ! ! જૂઠાં૦ ૫
પ્રિયે ! વટ હરદમ સાચવવી !
પતિજ પડે વાર બિજીજ નવી ! જૂઠાં૦ ૬
અલ્યાં, આ શાં માન ! થયું ! આવો !
વદન—હરિ રસિલું ઝળકાવો ! ! ! જૂઠાં૦ ૭

---

૭

## વિયોગિની—ચિત્ર.

### પદ.

"નાથ કૈસે ગજકો બંધ છુરાયો"—એ રાગ.

ઝુરતિ આ વિજોગણી વ્રેહતણી દાઝે !
પ્રેમ કેરી સમાધિએ સાજે ! ઝુરતિ૦
મુગ્ધ મિઠડલું મુખડલું વિલાયું
ધવળ કમળ જાણે સાંજે ! ઝુરતિ૦ ૧
પાંડુરતા અહ ! છાઈ બધે શી !
અંગ ભભૂત વિરાજે ! ઝુરતિ૦ ૨
ઝાંખું ફિક્કું તેજ ભાળે તગતગે
ચંદ્રનું આથમતાં એ ! ઝુરતિ૦ ૩
જથરવથર એક વેણી વળાઈ
છૂટી જટા કેંક છાજે ! ઝુરતિ૦ ૪

અર્ધાં-મિચ્યાં આ નયન નમ્યાં શાં !
અચળ નિમેષ ન ત્યાજે ! ઝુરતિ૦ ૫
સ્તબ્ધ રહી આ તથાપિ નિસાસે
ધ્વનિ માંહિમાંહિથી ગાજે ! ઝુરતિ૦ ૬
અધર કળી મન્જળી લહે હરિ હરિ !
નામ પ્રિતમનું, શું લાજે ! ઝુરતિ૦ ૭
અગમ તપસ્વિની પામે અલૌકિક
સાયુજ્ય-સિદ્ધિ હો આજે ! ! ! ઝુરતિ૦ ૮

---

૮

## દર્શનોત્કંઠા

પદ.

"પ્રેમ સિંધુમાં હું તરતોરે—એ રાગ.

મધુરિ શશિ-કળા કાં આથમે ? હો પ્રાણપે વ્હાલિ પ્યારી૦
કિરણ ઝરણ ક્ષણ ના ઝિલી રે ! રહી નયન ચકોરી મુખમોહી !
અમિનિધિ અમિ બિંદુએ ન પિધું ! શી મેઘ-ઘટા કાળી જોઇરે ? પ્રાણ૦ ૧
કુમુદહૃદે પુરૂં ના ખિલ્યુંરે, પરિમળ રંગે રસાઈ !
અરરર ! એહ આકસ્મિક દવજળ—ભીનું બિડાયું વિલાઇરે ! પ્રાણ૦ ૨
બ્હેબાકળી શી વલવલેરે, ચકવી વિજોગી ઝુરંતી !
તે પણ એ તટ પ્રાણ પટકિ રે' ! ચક્રદશા* દુખવંતિરે ! પ્રાણ૦ ૩
દશ દિશ અનિશે તિમિર શું વરસિ રે' કાજળ સરખું શ્યામ !
હરિ હરિ દરસન તરસ છિપે કહિં ? જગત અંધાર્યું તમામરે !!! પ્રાણ૦ ૪

૯

## નાયિકા-પ્રેમાતિશય.

પદ.

રાગ ગરબી.

વ્હાલપથી શું ભુરકાઇ રે ! હો વ્હાલા ! તુજ વ્હાલપથી૦
કામણ કે જાદુ જડી મિઠડી આંખડલીથી,
જોતાં જાળ મોહની છવાઇ શી હો વ્હાલા તુજ૦ ! ૧
વાણી શી વિલાસવાળી, વીણા વેણુ શીર સાળી,
તેણે તનમન બુધ સાહી શી હો વ્હાલા તુજ૦ ! ૨
હૃદયાનુરાગ શો પરાગ આ અથાગ હરિ
ઉલટયો ! સિંધુમાં હું વહાઇ રે હો વ્હાલા તુજ૦ ! ૩

---

૧૦

## પ્રેમ-મોહિની.

પદ.

"પ્રેમ સિંધુમાં હું તરતો રે"—એ રાગ.

રહું પ્રેમ તરંગે હું ઝીલ્યો રે મોહિની મીઠી મારી ! રહું૦.
અધર અમૃત ક્ષણ ક્ષણ પિઉં તોયે તૃપ્તિ ન થાયે લગારે !
ચંદ્રિકા પાનની પ્યાસી ચકોરી દરસને તરસે વધારે રે ! મોહિની૦ ૧
નયન કમળ હું પ્રફુલ્લ ચુમું વ્હાલી રસિક ભ્રમર ભર્યો—રંગ !
ચિબુક-કપોળ-તટે લલિતે લખું ભાળે વિલાસ-પ્રસંગરે ! મોહિની૦ ૨
નયણે નિરખું તુજ મુખડું મયંકશું ! શ્રવણે સુણું મુખબીન !
અંગોઅંગે સુ-શીતળ સુખપ્રદ સ્પરસરસે રહું લીનરે ! મોહિની૦ ૩
જાગૃતિ સ્વપ્ન સુષુપ્તિ વિષે તુજ છબિ શી તરતી રે' અનૂપ !
રસે ગળી ગયો, એકરસાત્મક, તું-માં હું હું-માં તું-રૂપરે ! મોહિની૦ ૪
લાગિ હું ને તુજ લેહે ! ધુન કે તુજ ! કે જન કેહે ગાંડાઇ !
સ્મરણ વિષે મધરે પ્રિય ધ્યાને [illegible] [illegible] ! મોહિની૦ ૫

## ૧૧.
## પ્રેમ–મુગ્ધતા.

### પદ.

રાગ ગરબી.

હું તો મોહી મધુર તુજ હસવેરે–હો રસિયા વ્હાલીડા !
ફંદી નયણા નચાવી કાં ફસવેરે–હો રસિયા વ્હાલીડા ! ૧
તારી ભમર શી ભ્રમથી ભરેલી રે–હો રસિયા વ્હાલીડા !
મોહ લ્હેરે તરંગી રહેલી રે–હો રસિયા વ્હાલીડા ! ૨
પ્રેમ શશિનાં કિરણ તું કાં ફંકેરે ? હો રસિયા વ્હાલીડા !
હાવાં વિરહે હું-કુસુમ કાં શેકેરે ! હો રસિયા વ્હાલીડા ! ૩
મારૂં કુમળું કાળજ કોરાયું રે–હો રસિયા વ્હાલીડા !
રૂંવે રૂંવે તું-રૂપે પ્રોવાયું રે–હો રસિયા વ્હાલીડા ! ૪
તારે અધરે અમી રહી ટપકી રે હો રસિયા વ્હાલીડા !
પાન પીવા પ્યાસી રહી અટકી રે હો રસિયા વ્હાલીડા ! ૫
તારે અંગે અખંડ લપેટાઉં રે હો રસિયા વ્હાલીડા !
અલબેલી વેલી શી વિંટાઉં રે હો રસિયા વ્હાલીડા ! ૬
કે હું દિવ્ય દેહે કે' સમાઉં રે હો રસિયા વ્હાલીડા !
તારા મોહન મુખડે લોભાઉં રે હો રસિયા વ્હાલીડા ! ૭
કહે ક્યાં ક્યાં વિના તું હું જાઉં રે હો રસિયા વ્હાલીડા !
જો ના **હરિ હરિ** તુજને હું ધ્યાઉં રે હો રસિયા વ્હાલીડા ! ૮

---

## ૧૨
## પ્રેયસી–દર્શનાનંદ.

### વસંતતિલકા.

તારૂં રૂપાળું હસતું નિરખીજ મુખ
જંજાળ સૌ જગતની વિસરૂં હું દુઃખ !
જ્યારે પ્રકાશ થકિ પૂરણ **ચંદ્ર** ખીલે,–
[illegible]

તારી મિઠી નજરની અમિથી હું જીવું !
રાતી દગે મરડવાળિ ભવાંથિ બીહું !
રોષે જ્યહાં અધર પલ્લવ રે'જ ફૂકીં,
જાયે ગળી કુમળું કાળજ મૂજ થકીં ! ૨
હો પૂર્ણિમા, પ્રતિપદા, વિકળા, કળા વા–
અંધારિ વાદળિનિ, નિર્મળિ કો નિશા, વા–
જ્યાં ના અમાંસ, ગ્રહ દુષ્ટનિ જ્યાં ન છાંય,–
ત્યાં સર્વથા પ્રિય ચકોર થકી જીવાય ! ૩
આ જોડ પોયણ સુ-લોચન ત્યાંહ ખીલે !
રોમાવળી નવ વનસ્પતિ ત્યાં ફુલીરે' !
સર્વાંગ ઉજ્વળ પ્રવાહથિ, પ્રેમની ત્યાં,
શૃંગારની રસ તરંગિણિ રે' ખુબીમાં ! ૪
ઘેરાય ચંદ્ર મુખડું રિસ રાહુનાથી,–
ફેલાય ગ્લાનિ તિમિરે ઘન શોક–સાથી,–
મીંચાય મુગ્ધ, મૃદુ, પોયણને સ્વભાવે
હૈયું અરે ધડકતું ! ચિતવે શું હાવે ? ૫
માટે સદૈવ પ્રિય સુંદરિ રે' પ્રસન્ન !
આનંદ હર્ષ રસથી મધુરાં વચન્ન,
તું પ્રીતિનાં ઝરણ શીતળ વિસ્તરીને,–
શાંત સ્વભાવ થકિ ઠાર, હુંને ઠરીને ! ૬

---

## ૧૩

## ચંદાનું દર્શન.

### પદ.

ચંદા સદા હું જોઉં–તુંને રસીલી જોઉં,
તરસિ તરસિ આંખથી, (૨)
મિઠડી ધડકતે મુજ હઇડે! ઝાંઠી મિઠલડી સહું !?! ચંદા.

ગાડલાએ અગણ્ય ગરજ્યાં ? મોકલાની જાતો રચ્યાં ?

વદની! અયી વદની !—વ્હાલી વદની! મુખડું પુરૂં ન નિરખું હું !!! ચંદા.
કળા કૃષ્ણ અષ્ટમીની, હજૂએ જવાની શમી ?
હરિ હરિ વૃદ્ધિ મતિ રતિ સ્ફુરતી અથવા શુકલ અષ્ટમી લહું ! ચંદા.

ગીતિ.

તું મારી તું મારી, હું તારો હું સદૈવ તારો છું !
ચંદા કુમુદા વિધિયે સુવર્ણ રસિયે કસી ઉધારો શું ?

શિખરિણી.

કદા કંઠે ગ્રંથી સજડ ભુજ—વલ્લી તણિ ભરી,—
કદા અક્ષી, ગાલો, અધર, મધુરા મુદ્રિત કરી,—
સુ નિઃશંકે અંકે નિરખત શશી પોઢું હું કદા
અનંગે સર્વાંગે પરમ સુખ સંગે લહું મુદા !?!

---

૧૪

## પ્રભાત માંગળિક.

પદ. રાગ ભૈરવી.

પ્રાત ભયો ! ભાનુ ઉદયો ! ગુંજારત,
અલિકુળ કમળ વદન સુ ઉજારત ! પ્રાત.
તદપિ સંયોગ ઉષા, અમ નહિ સ્મિત,
નયન કિરણ કળી તવ નવ વિકસિત ! પ્રાત.
અધર—પુટથિ સરતું મિઠું ગાયન
ઝરણ અદ્યાપિ ઝરે સુખદાય ન ! પ્રાત.
કાં સખિ ! રોષ—મિષે મુખ ઢાંકે
હરિ હરિ ! કેમ જીવાશે આ રાંકે !!! પ્રાત.

---

૧૫

## અધર પિપાસા.

પદ.

અધર અમિ ઘુંટ ઘડિ ભરવા દે (૨)—
ઘડિ ભરવા દે, ઉર ધરવા દે.

એરે અધરપરવારિ બલિહારીપર મોહની મુદ્રા કરવા દે–
મિઠિ કરવા દે, મુજ પ્રેમની મુદ્રા કરવા દે–
કરવા દે–સુખ સરવા દે. અધર૦
હરિ હરિ રસ છલકાઈ ટપકિ રહ્યો અધર–પુટે મુજ સરવા દે
ઘેલિ સરવા દે,–મુજ અધર–પુટ દ્રવ ભરવા દે–
સરવા દે–સંચરવા દે. અધર૦

---

૧૬

## દર્શન લાલસા.

### પદ.

દરસનનિ તરસ મિઠિ છિપવા દે (૨)
છિપવા દે, રસ સિપવા દે. દરસન૦
મુખ શશિયર રસભર સુખકર તોરે મીઠી મજાઓ ઉલટવા દે–
તું ઉલટવા દે, ન મજા મિટવા દે–
ઉલટવા દે ન પલટવા દે– દરસન૦
હરિ હરિ ચિતડું ચકોરૂં ચમકિ રહ્યું વિરહ-તિમિરે ત્યાંથી છુટવા દે–
વ્હાલી છુટવા દે, તું ત્યાંથી છુટવા દે–
છુટવા દે, ઝલે ઝુંટવા દે. દરસન૦

---

૧૭

## પ્રેયસી લીન પ્રિયતમ.

૧.

### વસંત તિલકા છંદ.

સારૂં કિધું ! વચન પાળ્યું પ્રિયે સવેળા !
તેં પ્રીતિના રસભરી સુણિ પ્રાર્થના હા !!
આનંદ મંગળ સમુજ્વળ સુપ્રભાતે
પામી વિકાસ અલિ પદ્મિનિ ગાન થાતે !

૨.

## લંગરી લાવણી.

" ઇશ્કમે હુવા દિવાના મજનુ એક લેલિકે ઇશ્કમે "—એ રાગ.

તાહરો પ્રિયા સદા થઇ રહ્યો—એક તાહરા પ્રેમમાં ! તાહરો૦
જ્ઞાન ધ્યાન સહુ ભુલી રસિલિ ! એક અજબ પૂરમાં વહ્યો—
હું તો તાહરા પ્રેમમાં !
વિચાર ને વ્યવહાર વિસરિ મેહેબૂબ આણ તું લહ્યો—
હું-એ તાહરા પ્રેમમાં !
માન પાન સન્માન ન ગણિ સંસાર ખાર મેં સહ્યો—
નિત્ય તાહરા પ્રેમમાં !
રાત તણો દિન, દિવસ નિશા—ઘટિતાર્થ અઘટિત ન કહ્યો—
કદી તાહરા પ્રેમમાં !
અર્થ વ્યર્થ, મતલબે સંબંધી, બંધુ વર્ગ દિલ લહ્યો—
ડુંબી તાહરા પ્રેમમાં !
ગુલતાન બની દિલદાર દિદાર નિરખવો હરિ હરિ ચહ્યો—
ચિત્ત તાહરા પ્રેમમાં ! તાહરો૦—૧

---

૧૮

## પ્રિયતમનું વિરહાક્રાંત પ્રેયસીને આશ્વાસન.

ગઝલ.

દિલભરે ચુમીં લિધી કે કદિ ના લિધી તો શું ?
રૂદે સાથ ભિડી બાથ કે કદિ ના ભિડી તોં શું ? દિલભરે—૧
પ્રિયતમે પ્રિયાને થતાં જન-શત્રુથી પ્રતિબંધ,—
સુખકારિ ભેટ લીધિ દિધી, ના દિધી તો શું ? દિલભરે—૨
'ગર તરસતાં દિન રાત પ્રિયા ! દરસનને માટ,
મુખછબી કેરિ ઝાંખિ કિધી,—ના કિધી તો શું ? દિલભરે—૩
અહહ ! વેણુ મોહિની માધુરી ઝરતી સદા મસ્તાન !
શ્રવણેથિ સુધા પીધિ પિધી, ના પિધી તો શું ? દિલભરે—૪
[illegible]

નાજૂક માશુક બીધિ બિધી ! ના બિધી તો શું ? દિલભરે-૫
દિસીએ પાક મોહબતે મશગૂલ સદા કાળ !
સમૃધ્ધિ લોક છો ગણો નિધિ ! ના નિધિ તો શું ? દિલભરે-૬
રૂદેમાં પ્રાણનાથને ઉઘાડિ નેહ-આંખ,
નિરખે નિત્ય નેહ ભરી ! આંખિ નથિ તો શું ? દિલભરે-૭
જીગરમાં જડેલી છબી, સુવર્ણ-મેખ સાથ !
પ્રીતિની પછી રિધ્ધિ સિધ્ધિ ના રિધ્ધિ તો શું ? દિલભિરે-૮
મળીશું પ્રાણ-પ્યારિ ! આપણ થા ન હો દિલગીર !
આવે ન ઘડી આવિ કદી ઘડિ ઘડી તો શું ? દિલભરે-૯

---

૧૯

## પુનઃ ગીત પ્રાર્થના.

### લાવણી.

એક વાર ફરિ ગાતું સખા ! (૨)
ગા તું સખા ! અહ ગા તું સખા !
રસિલું, કુમળું, ગીત મિઠડલું, વાર એક ફરી ગા તું સખા !
ગા તુ૦

લલિત લતા પરિમળ-યૌવન-મદિ
ગીત ભલે ન સુણેશ કદા-
અધિર હૃદય ધડકિત પ્રતિપદ તુજ
આ કોઈ કાંઈ વિલાવેં સુદા ! એક વાર૦-૧
રમણી ઝરણી ઉજ્જવળ-વાણી
ક્ષણ ન ઠરે પીવા એ સુધા-
આ હરણી પરવશ બંધાઈ
તાન-તંતુથી લેહે સદા ! એક વાર-૨
કાં અચકે, ખચકે, ચમકે, નહિ
નિરખી ચંદા પ્રાણ-પ્રભા ?
ગાન વિરમ ના રમાણ રસિક તવ

તમ મુખ ચાંદલિયો ઝગ્યો ચશ્વશિ પિવા ચક્ષુ આ ચકોરેં ચહ્યા એ ઓ એ
યાદ છે ?
પણ અવર ચાંદલે ઝાંખો કિધો એ કેમ ભૂલાય ? આબાદ યાદ છે. ૫.
દિન ઉગ્યો આથમ્યો થઈ વહી ગઈ મિઠી રાતડી ઘડી ગણી ક્યાં શું એ
યાદ છે ?
હા. એ તે ખુબિ ફરિ ક્યહાં આવશે ? કેમ ભૂલાય આબાદ યાદ છે. ૬
શું અમૃત પાન ! શો શિતળ સ્પર્શ ! શો મધુર મોહિની ! હજૂ યાદ છે ?
મીઠડલિ હોય શું બિજું કામ જ્યાં કુઝે વ્હાલિ કે' કેમ ભૂલાય ? આબાદ
યાદ છે ! ૭
એ હતું. હતું તે હતું રહેશે ? હશે, થશેના સ્વર્ગ સદાનું !? હરિ સદૈવ હે?
ના. ના. ના. છે. છે. છે એ હૃદય જ્યાં પ્રેમ ચમકથી જુગલ ઝુકે ! આબાદ
આપણે ! સદા યાદ એ. ૮

---

ઇતિ શ્રી પીયૂષ પ્રેયસી સમાપ્ત.

# ચકોર કૌમુદી.

૧

## અપરિત્યાગ પ્રાર્થના.

હિંડી.

મોહ ફેંદ નાંખી જાય ક્યાં ઉડી તું ?
તજે યાર દિલદાર આ ભુંડી શું ! ?
મધુર મધુપ હું છું કમળ તું રસીલી !
રહે, છોડ નાંહીં, રીઝવ દિલ ખીલી. ૧

ખરે તુંજ સુખદ મન તુંમાં વિરામે,
પ્રેમ–મુગ્ધ મુજ દીનને વિસામે.
છેક નિર્દય શું થાય ઘેલી આજે ?
તને કે'ની લગિર પ્યારિ એ શું છાજે ? ૨
કાં ન આજ કોટિ લેઈ મને ચાંપે ?
સુખદ સ્પર્શ સ્મરણ થાય, હૃદય કાંપે !!
કાં ન વા'લિ હસી અધર તું ચખાડે ?
મુખે હાથ નહીં ફેરવી રમાડે ? ૩

કામ–તાપ–તપિત, લાલચોળ, તારૂં
લગિર હસિત, રાંક મૂખડું રૂપાળું,
ધરતિ વદન પાસ વાંકું કરી મા'રા,
લેઈ ભુજ–પાશ–માંહિ મને દારા !! ૪
અહો ! સ્પર્શ સુખ !! ચુમ્બનો મધુરાં !!!
રસિક વાત અન્ય કામ હા અધૂરાં–
તજી. "જાઉં જાઉં" નાદમાં ચડી શું ?
"મોહ ફન્દ નાંખી જાય ક્યાં ઉડી તું ? !! ૫

વીંધિ સોંસરૂં ચાલ્યું જાય, તીર રસિલા નેનમાંથી! અ૦ ૧.
દરસનની તરસ લાગે, ઝાંખી થતાં ભૂખ ભાગે,
સ્નેહુ અલૌકિક જાગે, સિદ્ધ અમી-પાનનાથી. અ૦ ૨.
વ્હાલિ કે' ઘવાયો કેમ? ઘા છતાં બંધાયો પ્રેમ!
શાથી રસિલિ થાય એમ? જો ન નેન-બાણનાથી! અ૦ ૩.
લગિર તુંને નિરખતામાં, મધુરૂં મુખ પરસતામાં,
નેહ-ઝડી વરસતામાં, ચિત ચકોર મુંઝાય ક્યાંથી? અ૦ ૪.

---

૫.

## પ્રણય રક્ષા.

પદ.

બચાવ પ્રાણ-પ્યારી મને, કાતીં નેણબાણથી—ટેક. બચાવ.
નિજ જન ગણિ તું બચાવ, તુંજ મૂજ છે નિભાવ,
વ્હાલિ પ્રેમસર ડુબાવ, હૃદયમાં છુપાવ મને! બ૦ ૧
સુંદર અલૌકિક ઘણી, મોહિની પ્રેમદેવતણી,
બાંધે પ્રેમ-મંત્ર ભણી, કુટિલ નેન હાથ તને! બ૦ ૨
પાતું અધર-પાન અમી, થાઉં અમર તું-મન રમી,
જીવ ગરીબને ન કમી છે તું કલ્પ-વૃક્ષ કને! બ૦ ૩
હૃદય-કવચમાંહિ રાખ, નેન-ઘાવ સાંખું લાખ.
હું ચકોર પ્યારિ રાંક, રસિલિ પાળનાર બને- બ૦ ૪

---

૬.

## પ્રેમ માંગળિક.

હિંદી.

પ્રણમું પ્રેમ પદે દેવ જે મહાન, સકળ જગત તન્ત્ર જીવ દયાવાન;
પ્રથમ ધારૂં હૃદય તુંજ રૂડું ધ્યાન, નહીં માનું કોઈ છેજ તું સમાન. ૧.
ખરે પ્રેમ સકળ સ્થાનમાં વિરાજે, જોઉં જગત પ્રેમમય થયેલું રાજે;

૨.

## પ્રેમ દુઃખ.

### હિંડી.

નહિ હોત કદી પ્રેમિ જીવ દીન,
સ્નિગ્ધ અંધ પ્રેમથી, અનંગ-લીન,-
યોગ કે વિયોગ જો કદી ન થાત,
તો શું હૃદય સહજ આમ ફાટી જાત ?    ૧
નહિ હોત કર્યો વાણીનો વિલાસ,
નહિ હોત કર્યો પ્રેમ સ્નિગ્ધ હાસ,-
નહિ હોત પ્રથમ ચક્ષુ ચંપળતા જો,
ગરીબ જીવ આમ ખાત શું ખતા તો ?    ૨

---

૩

## વિયોગાસહિષ્ણુતા.

### પદ.

હુંથી રહેવાય નહિં વિરહે વદન ચંદ્રને—ટેક.
મધુર નેહ-ભર્યું દેખાય, જોઈ મનડું શું લોભાય. !
અવકૂપાથી જો છવાય, વા'લી મેં જીવાય નહિ.    હુંથી૦ ૧
દુઃખદ અભ્ર દૂર કરી, નિર્મળી સુ રાત ફરી,
નિરખવા દે નેન-ભરી, બહુ હવે તલસાવ નહિ.    હુંથી૦ ૨
કાં તું મને તરફડાવે, રાંકની દયા ન લાવે
હું ચકોર ચિત સિજાવે, દુઃખ મુખે કે'વાય નહિ.    હુંથી૦ ૩

---

૪.

## પ્રેમ-જખમ.

### પદ.

વીંધિ સોંસરૂં ચાલ્યું જાય, તીર રસિલા નેનમાંથી! અ૦ ૧.
દરસનની તરસ લાગે, ઝાંખી થતાં ભૂખ ભાગે,
સ્નેહ અલૌકિક જાગે, મિષ્ટ અમી-પાનનાથી. અ૦ ૨.
વ્હાલિ કે' ઘવાયો કેમ? ઘા છતાં બંધાયો પ્રેમ!
શાથી રસિલિ થાય એમ? જો ન નેન-બાણનાથી! અ૦ ૩.
લગિર તુંને નિરખતામાં, મધુરૂં મુખ પરસતામાં,
નેહ-ઝડી વરસતામાં, ચિત ચકોર મુંઝાય ક્યાંથી? અ૦ ૪.

---

૫.

## પ્રણય રક્ષા.

પદ.

બચાવ પ્રાણ-પ્યારી મને, કારી નેણબાણથી—ટેક. બચાવ.
નિજ જન ગણિ તું બચાવ, તુંજ મૂજ છે નિભાવ,
વ્હાલિ પ્રેમસર ડુબાવ, હૃદયમાં છુપાવ મને! બ૦ ૧
સુંદર અલૌકિક ઘણી, મોહિની પ્રેમદેવતણી,
બાંધ પ્રેમ-મંત્ર ભણી, કુટિલ નેન હાથ તને! બ૦ ૨
પાતું અધર-પાન અમી, થાઉં અમર તું-અન રમી,
જીવ ગરીબને ન કમી છે તું કલ્પ-વૃક્ષ કને! બ૦ ૩
હૃદય-કવચમાંહિ રાખ, નેન-ઘાવ સાંખું લાખ.
હું ચકોર પ્યારિ રાંક, રસિલિ પાળનાર બને— બ૦ ૪

---

૬.

## પ્રેમ માંગળિક.

હિંડી.

પ્રણમું પ્રેમ પદ દેવ જે મહાન, સકળ જગત તન્ત્ર જીવ દયાવાન;
પ્રથમ ધારૂં હૃદય તુંજ રૂડું ધ્યાન, નહીં માનું કોઈ છેજ તું સમાન. ૧.
ખરે પ્રેમ સકળ સ્થાનમાં વિરાજે, જોઉં જગત પ્રેમમય થયેલું રાજે;

તજી પ્રેમદેવ ચક્રવર્ત્તિ આજે, ભજું અન્ય કહો યાર મને છાજે? ૨.
ભક્ત પ્રેમ મહારાજનો બિચારો, મિત્ર પ્રેમ-પચ્ચો મુગ્ધ હા તમારો;
કહું યાર નમસ્કાર તે સ્વીકારો, પ્રભો પ્રેમ! પ્રેમ અમતણો વધારો. ૩.

૭.

## મિત્ર-ગમન-નિષેધ.

### હિંદી.

જાય જાય પ્રાણ કેમ છોડી જાય? કેમ પ્રિય આજ તુંથી ના વદાય?
નરમ મધુર રસિક આંખડી રૂપાળી,રહી કેમ હું ફરિ, કે'ની નીચું ન્યાળી? ૧.
જાય શું ન મુખ મિત્ર જુએ મ્હારૂં? તૃષિત નેનથકી વદન જોઉં ત્હારૂં,
ભૂલી ભાન ગુલતાન બની મોહું મુજ દુઃખ દિલમાંહથકી ખોઉં. ૨.
અરે! તુંજ વદ શુંજ કે' ધિમેથી? સંભળાય ગડગડાટમાં ન મે'થી!
"મોહ ફંદ નાંખી જાય" ગાય શું તું? છોડ છંદ. અલ્યા! ફંદમાં ફસે તું!! ૩.
કહું તજ તજ તું યાર એહ ગાવું,તદપિ હુંજ ગુણગાન જો ગજાવું!
અવર નાંહીં ગુણ-ગાન તુલ્ય સારૂં, ભલે! ગાઈ સંભળાવ ગીત ત્હારૂં. ૪

૮.

## જન્મ-દિન-શુભાશિષ.

### હિંદી.

કહે શુંજ દુઃખી દીલ શકે આપી? અહે પ્રાણ સમા મિત્રને. તથાપિ
ભેટ પ્રીતિ-ભરી આપવાજ સારી, વર્ષગાંઠ સમય શુભ એમ ધારી. ૧.
મુજ નિર્મળું રસિક હૃદય પ્યારૂં કરૂં પ્રેમ-પાત્ર, નીર ભરૂં સારૂં.
દઉં પરમ પુનિત રતિ કરી સુપ્રીતિ લઉં એજ મુજ પ્રેમભક્ત રીતિ! ૨.
પ્રભૂ પ્રેમ, હૃદય પ્રેમ ભરો તારે! સદા સુખ કરો! દુઃખ હરો ભારે!
પ્રેમ શાંતિ સકળ જગતમાંહિ આપો! હસ્ત કમળ વરદ પ્રેમ શિરે સ્થાપો! ૩.
હર્ષયુક્ત થયો હોત ના સંબંધ, પડયાં પ્રેમમાં ન હોત થઈ અંધ,—
યોગ કે વિયોગ આપણો ન થાત. આમ હૃદય ફાટી તો કદિ ન જાત. ૪.

૯.

## પ્રેયસી–પ્રેમ–મગ્નતા પ્રશ્ન.

હિંદી.

પડચો ફંદમાં ન શું હવે ગણે તું ? ગરિબ રાંક શરણું રાખીન હણે શું ?
બળું તુજ વિયોગિ આગમાં હું ભારે કાં ! ન હેત કરી વ્હાલી મને ઠારે. ? ૧.
પુરી જીવ ભ્રમર હૃદય કમળ તારે, લે ન દાદ ગરિબની હવે લગારે !
ઘટે શુંજ તને પ્રેમમૂર્ત્તિ મારી ? કરૂં રાત દિવસ ઝંખના હું તારી ! ૨.
કહું તે મધુર ને રૂડાં રસાળાં, અતિ કામભર્યાં નમ્ર અને કાળાં,–
નિમિષમાં સહસ્ત્ર વાત મને કહેતાં, ભુલું કેમ નેન જેહ સુખ દેતાં ? ૩.
અને અધરની મિઠાશ હાશ કેવી ! ટકચો રાંક જીવ દુઃખ છતાં એવી–
કહે ક્યાંથી એ બધું તુંમાં ભર્યું છે ? મુજ મન કેદ જેમણે કર્યું છે. ૪.
ધર્યો તેંજ જન્મ માહરાજ કાજે ! મળ્યું રત્ન રાંકને કહે શું છાજે ?
અરે ! જા હવે જીવાડતાં શું લાજે ? મુજ દીલ અતિ દુઃખથકી દાઝે ! ૫.
લગિર નેન મીંચતાંજ નજર આવે રસિક ને સલુણી તારી છબી ભાવે !
કરે આપ લે મધુર ચુંબનો તું ! જાણું સત્ય, ખરે બાવરો બન્યો હું. ૬.
જીવું છુંજ તુજ નેહની નીધામાં ! બનું લીન રૂપ પ્રિય તાહરામાં !
ગણું એજ મુક્તિ, એજ એ ખરે હું ! સ્તવું તોય મને કાં નહિ ધરે તું ? ૭.
નહિ યાર નહિ જા ઘટે રીસાવું ! તજી દીલદાર ક્રૂરમાં ગણાવું !
તજે પ્રેમ પાઇ વ્હાલી કે રણે શું ? પડચો ફંદમાં ન શું હવે ગણે તું ?! ૮.

---

૧૦.

## પ્રેયસી–નિત્ય–સ્મરણ.

હિંદી.

પ્યારિ અહો રાત્ર યાદ મને આવે !! સુખદ સંગ તણું ભાન તું કરાવે !
ભ્રમણ વમળમાંહિ ચિત્તને ફસાવે ! કદી જીવ દુઃખદ ચાકપર ચડાવે ! ૧
મૂકી માન ઘણા હેતથી ભરેલા, મનથકીજ મુજ તરફ બે વળેલા,
રૂડા હાથથી લીંડેલી ઘાડી બાથ અહા ! કેમ કદી ભૂલું હું અનાથ ? ૨

વાંકી વાંકી રાંક અર્દ્ધ બે મિંચેલી, રૂડી આંખથકી જોતી પ્રેમ–ઘેલી !! ૩
અને તે મીઠાં ખરેજ બહુ અમીશાં, ગાલ લાલ મૃદુ મિષ્ટ પર નમીશાં!
ગ્રહી હાથમાંહી વદન બહુ રૂપાળું, લિધાં ચુમ્બનો હું કયમ કરી વિસારૂં !૪.
લગિર નિર્ખતાંમહીં હસી જવાય! બહુ યત્ન કરે તોય ના રખાય!!
અને હુથી પ્યારી જો કદી રિસાય! તરત ભૂલથકી વ્હાલી બોલી જાય! ૫
રૂડી વેલશા વીંટાયલાજ હોયે મૃદુ હસી મને, હસિત–વદન સોહે!
ઘણા હર્ષથી ફુલેલી છાતી જેની અને મુખ જુવે! સલુણી છબી એની !! ૬
કાંઈ કાંઈ મુખે બોલવા ચહે તે, શરમ જોર કર્યે ચૂપ થઇ રહે તે.
ખસે નહિ મનથી આવી તે ખસાલે નિપળ પળ પળેજ નજર તળે આવે! ૭
પડયાં દૂર હાય! જીવવું ન ભાવે. અરે દૈવ યોગ કાં ન તું કરાવે?
ખરે જોતી જો તું હૃદય ફાટી જાવે અહો–રાત્ર પ્યારી યાદ મને આવે. ૮.

---

૧૧.

## પ્રેયસી–બહુ–માન.

### હિંદી.

બની કેમ ઘણી મોંઘી પ્યારી મારી? જોઉં નાહિં રસ ભરિત છબી તારી!
નયન વ્યાકુળાં તૃષાર્ત્ત બહુ બન્યાંછે! તેમ દુર્લભ તુજ દર્શનો થયાં છે! ૧.
તજીને નિમેષ પંથને નિહાળે, મોહી ચાતકો અતિશ મેઘકાળે!
અરે! મેઘ ચડે.પવન લ્હેરમાંહી! ગણે નાહિં મરે બાપડોજ કયાંહિ! ૨.
દીધી કેમ બધી સમૃદ્ધિ તને કે'ની? લગિર જો તું દયા લાવી વ્હાલી લેની
દાદ માહરી–મનેજ તડફડાવે? અરે હાય! ક્રુર ક્રુર લાજ નાવે?! ૩.
ઘણી તરસથીજ વ્યાકુળું થઇને, ભલે જીવ તજે પણ કદી નહિ તે;
કરે પાન નહિ કે કદી બીજે તે! ટેક ધારી એક મેઘને ભજે તે!! ૪.
રાત દિન ચિત્તમાંહી તુજ અનુપ! રમે રસિકડું સલુણું પ્યારૂં રૂપ!!
રૂડાં ચપળ મુગ્ધ લાલ રસભરેલાં, તુજ નયન વ્હાલી મુજ મને ઠરેલાં!! ૫.
રૂડો પાતળો ધનુષ્ય સમો તારો બિંબ લાલ ઓઠ!?–નહિ નિભાવ મારો!!
લગિર ક્રોધમાં થયે ઉંચો નીચો તે, ખરેખાત ગ્રહચરાટ થાય જો તે!! ૬.

રચે ધનુષ્યને ચઢાવી તીખું તીર, કટુ વાક્ય મુકે મન બને અધીર;
હસે ગાલમાંહિ પ્યારી જ્યારે તું તો, રહી ખુશ માનું ધન્ય સુખી હું તો!! ૭.
ઘટે નાંહિ ઘણું માહરેજ કેવું! લગિરમાંજ ઘણું હોય માની લેવું.
કરની રે'મ વ્હાલી પ્રાણ લે ઉગારી! બની કેમ ઘણી મોંઘી પ્યારી મારી? ૮.

---

૧૨.

## પ્રણયાર્જવ.

### હિંદી.

લગિર જોની જો તું કાં નીચું નિહાળે? લેઈ લે તું લટો વિંટળાઈ ભાળે!
રૂડો મુખચંદ્ર વાદળે છવાયે! કહે કયમ રસિક ચકોરથી જીવાયે? ૧.
પૂર્ણ ચંદ્રની રસિલી કળા સારી, મુજ જીવન છે એમ ખરે ધારી;
બની રાગ-મસ્ત મુખ જે રૂપાળું, લોક લાંછન હું મોહભર્યું ભાળું! ૨.
તજી સુખદ સૌમ્ય ને સગુણ થોકો, ભલે ચંદ્રમાં કલંક જુવે લોકો;
મને એક, અરે! એક, ગુણ લાગે, સુખદ સાર બુડું પ્રેમમાં અથાગે! ૩.
અરે! જીવન જીવ ચકોરતણા આજે, રૂડા વદન ચંદ્ર સુખદ શીતળ થાજે;
સદા પૂર્ણ કળા રહે રસિક તારી! પ્રેમ મુગ્ધ મને એજ આશ ધારી! ૪.
કાં તું અસ્ત મુખ ચંદ્રનો કરે છે? કાં તું મૌન બુંડું વા'લી કે' ધરે છે?
કાં ન કે' તું હસી શોક મુજ ટાળે? લગીર જોની! જો તું કાં નીચું નીહાળે?. ૫.

---

૧૩.

## પ્રણય-કોપ-શાંતિ.

### હિંદી.

અરે, હાય! રડી કેમ જીવ બાળે? કે'ની કાં સલુણી નેન નીચાં ઢાળે?
વદન કમળ વા'લી કાં રૂડું વિલાયે? હરણી રાંક લગિર ઝાંખ જીવ જાએ! ૧.
જાય શા પ્રવાહ આંસુતણા તારા! રૂડા ગાલ અતિ લા'લ ચુમનારા!
ફરક ફરક અધર વા'લી તુજ થાયે! હરણી રાંક લગિર ઝાંખ જીવ જાયે! ૨
રે'ની રે'ની પ્રાણ! શા તું મૂકે ઉંડા, બળું હાય! સુણીને નિશ્વાસ ભુંડા!
અરે, જા! શું એમ મધુરી! તું હીઝરાયે? હરણી રાંક લગિર ઝાંખ જીવ જાયે. ૩

જોની ગાત્ર ઘણાં શિતળ બન્યાં તારાં ! રડી લાલ બને નેન મને પ્યારાં !
અરે, હાય ! વ્હાલી! શું તું ધ્રુજી જાએ ? હરણી રાંક લગિર ઝાંખ જીવ જાયે ૪.
આવી અટકે ગળામાંહી શબ્દ લાખો, મુખે બોલ બોલી નહિ શકતી આખો !!
કેવી દીન પ્રેમમાં પચી જણાયે ! હરણી રાંક લગિર ઝાંખ જીવ જાયે. ૫.
ચહે ચિત્ત રડી સોડમાં લપાઉં, શરમથી ન ભેટું પાસ છતાં આ હું !
નજર આગળે તું બળે વિરહ-લાહે હરણી રાંક લગિર ઝાંખ જીવ જાયે. ૬.
મધુર મોહ ભર્યું રૂપ રૂડું ભાવે ! વિખરાઇ લટો પ્યારિ શી સુહાવે !
શકે રમ્ય રતિ રોય શોક ધાયે હરણી રાંક લગિર ઝાંખ જીવ જાયે ૭.
રે'ન કાં તું વ્હાલી ચુપ ? ખૂબ ચાંપું હૃદયસાથ ધીરી થાતું હુંયે કાંપું !
નહિ દૂર, વસી-હૃદય-પ્રેમ જાળે !! અરે હાય રડી કેમ જીવ બાળે ?!! ૮.

---

૧૪.

## પ્રેયસી-રૂદન-ચિત્ર.

ખમાચ.

રડે શું વા'લી રહી, બાળે કાળજ કુમળું—રડે ?!
કાં તું વા'લી જીવ બાળે, રોઇ નીચાં નેન ઢાળે,
તું બળે મને પ્રજાળે, કેમ શકું જોઈ રહી ?! રડે૦ ૧.
વદન કમળ શું વિલાય, ગજબશો રોમાંચ થાય,
શ્વાસ મુખે ના સમાય, જો તું કેવી ધ્રુજી રહી ?! રડે૦ ૨.
શા ઉંડા નિશ્વાસ મુકે, ઉન્હા લ્હાય, અમી સૂકે !
વિરહ-રણમાં તું શું ફુંકે, સલુણી તેં ખમાય ક્યહીં ?! રડે૦ ૩.
સુંદર મુખ રાંક કરી, હાય ! રડે નેન ભરી,
ચિત ચકોર ખમે ન જરી, ધિક્ક ! રે શું દૂર રહી ? રડે૦ ૪.

---

૧૫.

## વિરહ-કેકાવળિ.

(સીતાના મહિનાનો રાગ.)

વસમે સ્નેહ કેરે પૂર, તરંગે હું ચઢયો. ૧.
જો જો તારા વગર હું વ્હાલિ, કેવો રીબાઉં છું !
લાગે સઘળી ચિજો દુઃખકાર, જાતે સૂકાઉં છું. ૨.
ઉન્હાં આંસુતણા આ ધોધ, એકાંતે જાય છે !
મન માને નહિ કાંઈ બાંધ, ઘણું હીજરાય છે. ૩.
સહુ પાંસળીઓ આ ગણાય, ડુબું દુઃખમાં બહુ,
જગ ફિક્કું મને તો જણાય, નીરસ લાગે સહુ. ૪.
લોક કે' છે ગયું છે નૂર, ડાચાં આ મળી ગયાં,
ખરે સુખ થયું છે દૂર, નયન બે ડૂબી ગયાં. ૫.
આ જો દુર્બળ મારો દેહ, ફિક્કા શા ગાલ બે,
તને વિનવી વ્હાલી કેહ, મારા છે હાલ જે. ૬.
દુઃખે દાઝયું દામણું શરીર, ચાલતાં અડવડે,
દીલ પણ નવ ધારી ધીર, શય્યામાં તરફડે. ૭.
વ્હાલી ! કો શું કરતાં વાત, તને બોલાવાય છે !
જો **ચકોર** ને તો દિનરાત, બધું ખાવા ધાય છે. ૮.

---

પદ-૨.

વ્હાલી દુઃખે ડુબેલો આમ, હું તો આમ સુઇ ગયો !
મુખે જપતો તારૂં નામ, નિંદ્રાવશ ઝટ થયો. ૧.
નહિ ભૂલ્યો મીઠી ! હું લગાર, રસિક તવ મુખડું,
સુધા-સ્વાદ અપૂર્વ અપાર, ભુલાવે દુઃખડું. ૨.
પ્રાણ ! પ્રાણ !! કહીને બોલાવિ, અતિ વ્યાકુળ થઈ,
મુખ મલકાવતી તું આવી, સમીપ ઉભી રહી. ૩.
જાગી ઝબકી જોઉં આસપાસ, નજર ભરી હું તુને,—
નહિ દેખું મુકું નિઃશ્વાસ, પડે નહિ કળ મને. ૪.
પામું પળ પળ દારૂણ દુઃખ, અહા ! કયાં મન રિઝે ?
ક્યાં હું જોઉં મધુરૂં મુખ, મુખ ક્યાં પ્રાણ ખીજે ? ૫.

રૂડું ગોરૂં તારૂં વિશાળ, રસીલો ચંદ્ર શું;
સોહું સોહું જોઇને ભાળ, સળે આનંદ શું ! ૬.
ક્યાં છે વાંકી વળેલી કમાન, ભમરની ભામની ?
ક્યાં છે કે' તું પ્રાણ સમાન, હસંતી કામની ? ૭.
ક્યાં છે રસિક રૂપાળો રંગ, નયન બે મીઠડાં ?
જેમાં થયેલો ત્રિવેણી સંગ કહો કો દીઠડાં ? ૮.
કોઈ આપે મને નહિ ભાળ, મીઠી તુજ મુખની !
થાય આ જો ચકોર બેહાલ, તજી આ સુખની. ૯.

---

પદ–૩.

કે'ની ક્યાં સુધી તરફડું આમ ? વેઠું દુઃખ ક્યાં લગી ?
દુઃખમાર્યો હારી ગયો હામ, જો હું આ રહ્યો બકી. ૧.
મારા મનમાં થયો ઉન્માદ, તું તું તું સાંભરે !
જાણે પાસે હોયે એમ સાદ, કરૂં કાં ન મન ધરે ? ૨.
છઉં એકલો જાણી મુઝાઉં, પીડાઉં છું અંતરે,
ડુસકાં ભરૂં, ઘરમાં ભરાઉં, રડે નહિ અંતરે. ૩.
અરે ! ક્યાં રે રસિકડા રાંક, રૂપાળા મુખની
થાય તલસતાં નેને ઝાંખ ? ભૂલું પીડ દુઃખની ! ૪.
મારા રાંક હૃદયના ચોર, મીઠી નેન તાહરે,
મુજ કાળજડાની કોર, તું તું એક માહરે !! ૫.
નેહ–ભીની રાતી અણિયાળ, નજરથી હું જીવું,
અરે થા ! થા વા'લી કૃપાળ ! વિયોગથી બહુ બીહું ૬.
તારી મીઠી સુધામય વાણ, ખટકતી મનમાં !
ભૂલું એક પળે નહિ પ્રાણ ! સ્મરૂં નિશ દિનમાં. ૭.
તું તું એક હૃદયમાં એક, એક જગમાં ભરી !!
ભૂલે ક્ષણએ ચકોર ન એક, ટકે હૃદયે ધરી ! ૮.

પદ-૪.

કે'ની ક્યારે મળીને આણ વિરહ દુઃખ મેટશું,
ભરી ભુજ રસિક સુજાણ, કે'ની ક્યારે ભેટશું ? ૧.
કે'ની ક્યારે હસંતી આંખ, મોહી મન જોઉં હું ?
લઇ ગોદમાં ક્યારે રાંક, હૃદય દુઃખ ખોઉં હું ? ૨.
રંચ દૂર ન રે' એમ ગાઢ, રસિક હરખાઇને
ભીડું હૃદયથી તુજને બાથ, તજું નહિ ક્યાંઇ એ ! ૩.
કે' શું થાય ઢીલો મુજ બંધ, હઠે ભુજ વેલડી,
છે લલાટે લખેલો સંબંધ, ખરે રસ ઘેલડી ! ! ૪.
પ્રેમાકર્ષણથીજ વિંટાઇ, રહી તુજ ડોકમાં,
ન્યાળે આંખ ન બીજે ક્યાંહી, હજારો લોકમાં. ૫.
લાગી લગની તું થીજ અનુપ, તું તું મારી ઠરી,
જુએ માત્ર રસીલું રૂપ, કાળજડે તું જડી ! ૬.
તજી સુખ ભર ગુણ ધરી રોષ, રસિક મુખ ચંદ્રમાં,
ભલે લોક ઝાંખતા દોષ, રહું હું આનંદમાં. ૭.
મળી ધર્મશું મુજને નાર, મીઠી રહું મોહીને,
નિત્ય ખુશ ચકોર રહેનાર, સલુણી જોઇને ! ૮.

---

૧૬.

## ચકોર પ્રેમ પીડા.

પદ.

રટતાં રૂડા નામને, કરતાં ગુણનાં ગાન,
નીર-ધાર નયને વહી ચકોર ભૂલ્યું ભાન !—ટેક.
ભૂલ્યું ભાન ગરીબડું પ્રેમે ઘાયલ દીલ,
દુઃખે ઘાંટો ગગળી ગયો મન રાગે તલ્લીન. ભ૦ ૧
આંસુ ભરી નિજ આંખમાં, દીન ઉંચેરૂં જોય
નિરખે મુખ ક્યાં ચંદ્રનું અભ્રે છવાયું હોય ! ભૂ૦ ૨
કાળી ઘટા કાજળ ઘાળી. શી ઝબકે આ વીજ !

રૂડું ગોરૂં તારૂં વિશાળ, રસીલો ચંદ્ર શું;
સોહું સોહું જોઇને ભાન, સળે આનંદ શું! ૬.
ક્યાં છે વાંકી વળેલી કમાન, ભમરની ભામની?
ક્યાં છે કે' તું પ્રાણ સમાન, હસંતી કામની? ૭.
ક્યાં છે રસિક રૂપાળો રંગ, નયન બે મીઠડાં?
જેમાં થયેલો ત્રિવેણી સંગ કહો કો દીઠડાં? ૮.
કોઈ આપે મને નહિ ભાળ, મીઠી તુજ મુખની!
થાય આ જો ચકોર બેહાલ, તજી આ સુખની. ૯.

---

પદ—૩.

કો'ની ક્યાં સુધી તરફડું આમ? વેઠું દુઃખ ક્યાં લગી?
દુઃખમાર્યો હારી ગયો હામ, જો હું આ રહ્યો બકી. ૧.
મારા મનમાં થયો ઉન્માદ, તું તું તું સાંભરે!
જાણે પાસે હોયે એમ સાદ, કરૂં કાં ન મન ધરે? ૨.
છઉં એકલો જાણી મુઝાઉં, પીડાઉં છું અંતરે,
ડુસકાં ભરૂં, ઘરમાં ભરાઉં, રડે નહિ અંતરે. ૩.
અરે! ક્યાં રે રસિકડા રાંક, રૂપાળા મુખની
થાય તલસતાં નેને ઝાંખ? ભૂલું પીડ દુઃખની! ૪.
મારા રાંક હ્રદયના ચોર, મીઠી નેન તાહરે,
મુજ કાળજડાની કોર, તું તું એક માહરે!! ૫.
નેહ—ભીની રાતી અણિયાળ, નજરથી હું જીવું,
અરે થા! થા વા'લી કૃપાળ! વિયોગથી બહુ બીહું ૬.
તારી મીઠી સુધામય વાણ, ખટકતી મનમાં!
ભૂલું એક પળે નહિ પ્રાણ! સ્મરૂં નિશ દિનમાં. ૭.
તું તું એક હ્રદયમાં એક, એક જગમાં ભરી!!
ભૂલે ક્ષણએ ચકોર ન એક, ટકે હ્રદયે ધરી! ૮.

પદ-૪.

કે'ની ક્યારે મળીને પ્રાણ વિરહ દુઃખ મેટશું,
ભરી ભુજ રસિક સુજાણ, કે'ની ક્યારે ભેટશું ? ૧.
કે'ની ક્યારે હસંતી આંખ, મોહી મન જોઉં હું ?
લઇ ગોદમાં ક્યારે રાંક, હૃદય દુઃખ ખોઉં હું ? ૨.
રંચ દૂર ન રે' એમ ગાઢ, રસિક હરખાઇને
ભીડું હૃદયથી તુજને બાથ, તજું નહિ ક્યાંઇ એ ! ૩.
કે' શું થાય ઢીલો મુજ બંધ, હઠે ભુજ વેલડી,
છે લલાટે લખેલો સંબંધ, ખરે રસ ઘેલડી ! ! ૪.
પ્રેમાકર્ષણથીજ વિંટાઇ, રહી તુજ ડોકમાં,
ન્યાળે આંખ ન બીજે ક્યાંહી, હજારો લોકમાં. ૫.
લાગી લગની તું'થીજ અનુપ, તું તું મારી ઠરી,
જુએ માત્ર રસીલું રૂપ, કાળજડે તું જડી ! ૬.
તજી સુખ ભર ગુણ ધરી રોષ, રસિક સુખ ચંદ્રમાં,
ભલે લોક ઝાંખતા દોષ, રહું હું આનંદમાં. ૭.
મળી ધર્મશું મુજને નાર, મીઠી રહું મોહીને,
નિત્ય ખુશ ચકોર રહેનાર, સલુણી જોઇને ! ૮.

---

૧૬.

## ચકોર પ્રેમ પીડા.

પદ.

રટતાં રૂડા નામને, કરતાં ગુણનાં ગાન,
નીર-ધાર નયને વહી ચકોર ભૂલ્યું ભાન !—ટેક.
ભૂલ્યું ભાન ગરીબડું પ્રેમે ઘાયલ દીલ,
દુઃખે ઘાંટો ગગળી ગયો મન રાગે તલ્લીન. ભૂ૦ ૧
આંસુ ભરી નિજ આંખમાં, દીન ઉંચેરૂં જોય
નિરખે મુખ ક્યાં ચંદ્રનું અભ્રે છવાયું હોય ! ભૂ૦ ૨
કાળી ઘટા કાળી ઘણી. શી ઝબકે આ વીજ !

મેઘ દુઃખદ શા ગડગડે! દીસે નહિ કાંઇ ચીજ! ભૂ૦ ૩
પૂર્ણ ભર્યું રસનું રૂડું, શુભ વદનનું બિંબ
આતુર નયનેં નિહાળવા, છે લિધેલ મેં નીમ! ભૂ૦ ૪
ચાતક છો હરખે ઘણું ધરી મેઘનું ધ્યાન
તૃષા ચકોર વિયોગમાં, માને આગ સમાન. ભૂ૦ ૫

---

૧૭.

## ચકોરાક્રંદ.

પદ.

હતા કે'ની જૂદા જીવશું, દેહ જુદા છતાં;
પ્રીત રે'ણે જડેલા પ્રાણ, અહા શા વિરાજતા! ૧.
ઠરી ઠારવા લોચન ખૂબ, વિરહને પ્રજાળવા!
કુણું કાળજું ધડકતું નિત્ય, શું તુજને નિહાળવા! ૨.
જો કે રાત્રિ દિવસ નિજ સાથ, રહેતાં આપડે,
પણ ક્ષણનો વિરહ શો ભ્રાત! ઉભય હૃદયે પીડે! ૩.
એક પહોર તણો શો વિયોગ, દુઃસહ દુઃખ આપતો,
અકળાવી રડાવી ખૂબ, શું પત્ર લખાવતો!! ૪.
સાલે સોંસરૂં પ્રેમનું બાણ, હૃદય ખટકી રહે,
હાય! યાદ કરતાં હાલ નયન ધારા વહે! ૫.
ક્યારે ક્યારે મળીને મિત્ર! સમાગમ સુખડું!
લેઇ થાઈ ખરેજ પવિત્ર, ભૂલીશું દુઃખડું? ૬.
એમ રેણ દિવસ ચહે મન, પહેલાં આપડાં,
હશે એ પણ લખીયો લેખ, રડે બે બાપડાં! ૭.
મળી ભેટી વદીશું આમ, હસીશું આપડે,
ચહી જ્યારે મળતા બેય, વદી નહીં મુખ શકે. ૮.
ખરે ન્યારી ખુબી તુજ પ્રેમ, ગતિ શુભ સોહિની,
છતનાર જગતને સાથ, અલૌકિક મોહિની!! ૯.

મુખ બોલે નહિ પણ નેન શી વાણી વદી રહ્યાં !
અરે ! હાય ! સમાગમ સુખ, ખરે કે' ક્યાં ગયાં ? ૧૦.
થઇ જો જો હૃદય દગ ખોલી ભિની મુજ આંખડી,
જો જો સુકી થઈ ગઈ હાલ કવિતા રાંકડી !! ૧૧.
ગણે મોટા થયા સહુ લોક,–પરંતુ આપણે
નિર્દોષ બે બાળ સમાન પ્રીતિને કારણે,– ૧૨.
અન્ય જગમાં નથિ એમ ધારી, ઉભયથી રાજીશું,
દૈવ અચળ જગતની પ્રીત, અન્યની છાજીશું. ૧૩.
જોઇ એક બિજાની વાટ તલસતાં ક્યાં લગી ! ?
કે'ની એક બીજાને માટ જાગતા ક્યાં લગી. ૧૪.
મોટા રાજ્યની ખટપટ નાહિ, વ્યવહારની નહિં વ્યથા,
માત્ર ઘેલી ગાંડીનીજ વાત વિષે મશગુલ થતા !! ૧૫.
આ આ તારો પ્રેમ ઉઠાવ, કૃતિ બધી તાહરી,
ખરે તું તું કારણ રૂપ, પીડા તું માહરી. ૧૬.
વદે લોક હૃદય શાં એક જડાયાં મેખ શું,
ખરે મનમાં ઉપજતો ટેક, પ્રીતિનો છેક શું !! ૧૭.
અરે ! એ પણ વહી ગયા દિન હૃદય ધપકે દુઃખે!
થયું ઢીલું બંધન પડ્યા દૂર, વધુ શું કહું મુખે ? ૧૮.
ખાન પાન બળો સહુ સુખ, જગત આ બધું બળો,
વ્યર્થ વૈભવ આ બળી જાઓ, કુંળી કવિતા જળો !!! ૧૯.
હવે ધારી ફકીરી પ્રેમ–મોહિની તજાવવી,
પ્રેમ પ્રેમ જપીને નિત્ય, દિશાઓ ગજાવવી ! ૨૦.
મન લખવાને વધુ ચ્હાય, નયન રેલાઇ ગયાં,
આગ વિરહની અંતર લાહ્ય, વિયોગે હવે રહ્યાં !! ૨૧.

૧૮.

## પ્રિયતમ વચનાક્ષેપ.

પદ.

જા જા શું છાજે પ્યારી! મુજને રીબાવવું !?
મુજને રીબાવવું પ્યારી! મુજને તલસાવવું !? જા જા૦-૧.
કાં તું મુજને કારી નેનથી નિહાળે વ્હાલી !!
ઘાયલ કરીને ન ઘટે જા આ તર્ફડાવવું ! જા જા૦-૨.

---

૧૯.

## પ્રીતિ-પશ્ચાત્તાપ?

પદ. ધનાશ્રી.

પુરો પસ્તાયો હું તો, પડી પ્રેમ પાશ તારે. પ.
રસિલિ! રસિલાં નેન તારાં, ઘેરાં મદ ભરેલ પ્યારાં,
ચપળ નેન ઘાવથી આ જો ઘવાયો હું તો! પુરો૦-૧
મિઠિ અદાની મઝા સ્વાદે, બહુ લોભાઈ ચઢયો નાદે,
જોની આ વિયોગ આગે, ખરે તવાયો હું તો! પુરો૦-૨
સુખ અપૂર્વ પ્રેમે જાણી, મુગ્ધ મને મસ્તી આણી;
લીધી આ ફકીરી પ્રેમ, જોની ફસાયો હું તો! પુરો૦-૩
મીઠી સુંદર દેહ માંહી, ક્રુર હૃદય છાજે નાંહિ
રક્ષ હું ચકોર રાંક, હવે છું મરાયો હું તો! પુરો૦-૪

---

૨૦.

## પ્રેયસી પ્રાર્થના ગીત.

પદ.

કાં તું વિલોકે હુંથી વાંકડું રે સખી! શે ન વિલસે મુખચંદ?
વળી વળી વિનવું વ્હાલથી, થા તું પૂર્ણ કૃપાળુ સુખકંદ.
મધુરી માહરી!

દાસ હું કરૂં છઊં આજ વિનતિ તાહરી—૧
સોળે કળા સંપૂર્ણ ખીલીને રાજે રસભર સુખ મૃગરાજ !
વેણ સુધા શુભ બહુ ભરેરે, કરે શાંત ચકોરૂં આજ ! મ. દા.—૨.
સહજ કૃપાની કટાક્ષથી તુજ જીવ જગ હસતું જણાય !
હૃદય—સિંધુમાં પ્રેમના મીઠી! લોઢ ઘણા ઉભરાય ! મ. દા.—૩
દિલગીરી દુઃખની ઓટ મટી પ્રિય! સુખની ભરતી રેલાય,
સોહમ્ પેઠે સોહિને તુજ, નામ ગર્જન ઘુઘવાય. મ. દા.—૪.
પ્રીત તરંગમાં ઝીલીને, પીને પ્રેમ અમી હું ધરાઇ!
સાયુજ્ય મુક્તિથી એક બનું અહું હૃદય રસિલિ ! બીજું નાંહી.
મ. દા.—૫.
આમ ચહું પ્રિય—પ્રાણ ! હું પણ, નેહ નિધા નવ થાય.
સુખકર શશિ—કળા ઢાંકતાં ભુંડાં દળ વાદળ ફેલાય. ! મ. દા.—૬.
બળો દુઃસહ દુઃખ આપતાં એ કાળી કારમી કરતાં નિશાય,
પલક પલક એથી દુઃખ વધે, ચહું જીવ ભલે મુજ જાય. મ. દા.—૭.
તેજમાં તેજ મળે જઇને રંચમાત્ર વિયોગ ન થાય,
પ્રેમ આનંદમાં મગ્ન બની જીવ, મુક્તિ થકી હરખાય. મ. દા.—૮.
તોય ચકોર હું તાહરૂં સુખ, ચંદ્ર પ્રીતિ ભંડાર
તું તું સુખદા તું તું સહું મુજ, જીવનપ્રાણ આધાર. ! ! મ. દા.—૯.

---

૨૧.

## પ્રેમની સર્વવ્યાપ્તિ.

પદ.

જોયું જગત તપાસી તપાસી રે બધે પ્રેમ પ્રકાશો!
રહ્યો એજ અખંડ અવિનાશિરે બધે પ્રેમ પ્રકાશો.!— ટેક.
શુરવીર ધીર રણમાં ચડેરે ધરિ કર શુભ સમશેર,
તુચ્છ ગણે સુખ સૃષ્ટિનાં સહુ, કીર્તિના પ્રેમની લેર રે; બધે. ૧.
ચાતક વ્યાકુળ તરશાથીરે; તરફડે તજશો શું પ્રાણ,
સમીપ સહિત નીર નવ પિચે, એતો સ્વાતિક-પ્રેમી સુજાણ રે, બધે. ૨.

ક્યાં આ અસિનિધિ આભસારે, ક્યાં આપયોધિદૂર,
શુભ પુનમની રાત્રિએ, એ શો હરખી ઘૂમે રસપૂર રે! બધે. ૩.
ભાનુ–તાપે ખીલે પ્રેમથીરે, રસિક કમળ શુભ પેર,
ચંદ્ર–વદન ન નિહાળવા, પણ કીધું, ધારી મન વેર રે બધે. ૪.
નિરખી નિશાપતિ નાથનેરે, મુગ્ધ પોયણી હરખાય,
અરૂણ ઉદય થાતાંમહીં, બીડે મુખ સૂરજથી લજાય! રે બધે. ૫.
સઘન વિલોકી આકાશનેરે, સુણી ગર્જના ગંભીર
પ્રીતે કળા કરી નાચતો, શો ટહુકે મોરલો ધીર રે! બધે. ૬.
વેલ રહે જેમ વૃક્ષશું તેમ, સ્વામીસંગે સોહાય,
ભોગ તજી લઇ જોગ જંગલમાં, જવા સીતા હરખાય રે. બધે. ૭.
સારસ જોડી દેશાસરીરે રહેતી હરદમ સાથ,
વેઠ વિયોગ ન એક વિપળનો, મરે ઝુરી ઝુરીને સાચ રે!! બધે. ૮.
દિવસે તપે રવિ તેજથીરે, પણ ન નિહાળે આપ,
મોહે ચકોરું ચંદ્રશું, એ તો તારો પ્રેમ! પ્રતાપ રે. બધે. ૯

---

૨૨

## ઘરડા ખખ બાવળને વિંટાયલી લાલ ચમેલી.

### ( હરિગીત. )

મોર ભારે જે લચ્યાને વળિ સુગન્ધિ ભર્યાં બધા,
તે જોત જોતાં મન હરંતા, છાંય શીતળ આપતા;
તજી રૂડા આંબા ઘણેરા, પાસ ઊગ્યા તેમને.
તું બાવળે વિંટળાઇ ક્યાંથી, વેલ રસિલી! કે' મને? ૧.
ગમ્યું તુજને શું નહિ જે ગાન મીઠું મધુકરો
કરતા ઘણા આનંદથી, યા શું ગમ્યો નહિ આ ઝરો;
શો નિર્મળો, મીઠો ઘણેરો, પળપળે બોલાવતો,
હે વ્હાલિ રૂડી વેલડી! કે'તી મને તો ભાવતો! ૨.
રૂડો આવો જે ઝરો, નિત ચરણમાં જેના રમે,

તે આમ્ર-તરૂ મીઠું મધુરી, કેમ તુજને ના ગમે ?
વળી સ્નેહથી જો તે તને, નિજ કર કરી લાંબા બહુ,
ઇચ્છા કરે છે ભેટવા, એને તલસતો ના સહુ; ૩.
જો જો રસીલી વેલડી ! આ ગ્રામ્યજનનું જોડલું,
જે છાયમાં બેઠલ હેતે, પ્રેમવાળું અમોલડું;
કુળવધૂના લલિત લટકાને બહુજ લજાવતી,
આ શ્યામ રંગી સુંદરી નિજ નાથ સાથે લાડતી ૪.
કહે શું તને એમ લાડવું, આ આમ્ર સાથે ના ગમ્યું ?
કાં દેહ અરપી બાવળે, શું કંટકે મનડું રમ્યું ?
તારા સમી અહીં રમ્ય વેલી બાવળે દીપે નહિ !
તું તુંજ આંબા સારૂ સરજી ઘેલિ ! રસ ઝીલે નહિ ૫.
કિંવા તને શું ના ગમી કે, રસિલિ કોયલ રૂડલી,
જે ગાય પંચમ સૂરથી ? અથવા અદેખઇ ઊંડલી;
સાપત્નિભાવે આવી જેથી સંગ આનો ના કર્યો,
કે કે'ની કોમળ વેલડી હું જાણવા ઉત્સુક ખરો; ૬.
તું તો ખરે હજી બાળવેલી, સમજ કાચી તું મહીં,
કાંકે તજી આ રૂડી રચના, બાવળે બાઝી જઇ;
ગુંદર, ગંધથકી ભર્યો આ દેહ કયમ તુજને ગમ્યો,
કાંઇ છાંય નહિ, નહિ પુષ્પ રૂડાં, વક્ર શો વયથી નમ્યો; ૭.
શકે અષ્ટાવક્ર બીજો, જ્ઞાનહિન સહુ લેખવે,
નહિ કો કદાપિ એહના, ગુણ ગ્રામને જરીએ કવે;
મિત્ર કઠિયારા ઘણા એના જગત્ વિદિત છે,
ને શું તું ગાંડી વેલડી ! આ બાવળે મુદિત છે ? ૮.
શું પુષ્પવેરી મુજને તું "આંસુ પાડું" દાખતી,
કંપે ઘણી બાવળ થકી, એ કંપિને બતલાવતી;
રે ! હાય ! કે શું માળીએ રોપી અબજે અહિં મને

માળી મરો અવિવેક તારો ! બળો બાવળ રૂખડું !
જેણે ડુબાવ્યું સઘળું તારૂં, ભાવિ કેરૂં સુખડું !
તારી દશા જોઈ રાંકડી, હે બાળકી ! મુંઝાઉં છું,
ને અશ્રુ ઢાળું કારમાં જો તુજ દુઃખે દુભાઉં હું; ૧૦.

---

૨૩

## પૂર્વ સ્મરણ અશ્રુ.

( લંગડી-લાવણી. )

તને સાંભરે કે'શું રસિલી, મઝા માણી આ સ્થળમાં ?
શું તુંને સાંભરે ? ઘુમેલી લાડઘેલી તું આ સ્થળમાં, શું તુંને,
એક દિન ફરતાં'તાં બંને અહિં બાઝી બાઝીને બેલડીએ
જેમ વૃક્ષ વિંટાયું, હોય સુકોમળ વેલડીએ, (જેમ વૃક્ષ.)
તેમ વળગી દિલદાર મને તું, મધુરી વાત કાંઈ કરતી હતી,
શું તને સાંભરે ? જાણે અમિ કાનમાં ભરતી હતી. શું તુંને૦-૧.
કોણ જાણે શું થયું તુજને, તું ક્ષણમાંહી રિસાઈ ગઈ
હું કાંઈ ન જાણું, તું તજી સાથ ઝટ ચાલી ગઈ (હું કાંઇ,)
નરમ ઘાસપર જતાં લે'કતી, તને જોઈ મુજ મંન લહે,
શું તુંને સાંભરે ? શું તું નહિ પણ મુજ સુખ પળે. શું તુંને૦-૨.
ગઈ નાળાની પાસ ઝડપથી જેના નિર્મળ હૃદય વિષે,
શુભ ઝાડ ચિતર્યાં, રૂડાંમંદ ડોલતાં દિસે (શુભ ઝાડ)
નિર્મળ પાણી સ્વચ્છ જણાયે, કુદરત શી ત્યાં હસી રહી !
શું તુંને સાંભરે ? મનડે મુજ દિલગીરી છાઈ રહી ? શું તુંને૦-૩.
લીલાછમ કીનારા બંને જડયાં નંગ શું બેમૂલાં !
વળિ તરુ ખીલ્યાં જ્યાં, નિજ ફૂલ ભારથી લચી રહ્યાં. (વળિ તરૂ)
ધીરે ધીરે વે'તું વે'ળિયું, તને મનાવ્વા કાજ ખરે,
શું તને સાંભરે ? દીન મધુર વાણીએ ગાન કરે ? શું તુંને૦-૪.
તે પણ શાન્ત્યું . હું પણ શાન્ત્યો . તથાપિ શાન્તી નહિ

મુજ મનની વેદનાનોં—વધિ રસિલી, રહીં બાકી નહિં,
(મુજ મનનીં)
ગઈ કુંજમાં, હું પણ આવ્યો, તારીં આંખડી રાતીં થઇ
શું તને સાંભરે ? તેં માર્યાં ફૂલ લજાતીં જઈ ? શું તુંને૦—૫.
કુળાં બાપડાં ફૂલ મધુરાં, શી તેમનીં ગુંજાસ ખરે !
પણ તુજ ગુસ્સાએ, જેમ તીર હોય તેમ પીડ કરે, (પણ તુજ)
તજ્યું માન નહિ કાંઇ કરંતાં, અધિક અધિક વાધ્યું વળતી !
શું તને સાંભરે ? મારીં સ્થિતિ વ્હાલિ તેં પળની ? શું તુંને૦—૬.
ખરે વખત પણ આજ હતો, તે સમય અને સ્થળ તેનાં તે !
પણ ફરક કેટલો ? અયી રસીલી ? આજ ઓર કાંઈ લાગે છે !
(પણ ફરક)
રખે રિસાયો ! થથરૂં બાપડો ! આવ કાનમાં વાત કહું !!!
કાં ? હસે શું કરવા ? મધુરી તુજ ગુસ્સાએં બિહું. શું તુંને૦—૭.
(કાં ! હસે શું કરવા !)

---

૨૪.

## પ્રેયસી ચંદ્ર દર્શન.

### હરીગીત.

જો જો મધુરી રૂડીં રચના પૂર્વમાં દીપી રહી
શોભા સલુણી સાંજની જો આજ જાયે નહિ કહી !
તારા વિશાળ કપાળ કેરા ચાંદલા સમ રાતડો
આ જો સલુણીં ચંદ્ર ઉગ્યો રૂડો મનહર રંગનો ! ૧.
ભાલ ચંદ્ર સમાન અર્ધો છે છવાયો વાદળે
દીપે શું રજની સાથ ઝાઝો મીઠડો અમિમય ખરે !
રૂપેરીં અસ્તરવાળીં ન્હાનીં કાળીં જાંબુડીં વાદળી—
કેરી રજાઇ ઓઢી જાણે વ્હાલિ તું સામી ઉભી ! ૨.
તારી પઠે એ નિજ અમત હૃદયમાંહી રેહીને

મુજને કરે મદમસ્ત મીઠી ! દુઃખ સારાં ફૂડીને.
વાંકી તથાપિ મીઠી નજરે મુજ ભણી ન્યાળી રહી !!
જો જો લગિર એની રજાઈ મુખપરે ઢાંકે વળી ! ૩.
અર્ધું છવાયું બિમ્બ એનું તદપિ શું ઝળકી રહ્યું !
જાણે શું તારૂં વ્હાલ વ્હાલિ! નેનમાં આવી રહ્યું !
અથવા શું એકાંતે વસંતા સત્પુરૂષના સદ્ગુણો
આ જગત્ જાણે એમ ઝળકે, આ ઇંદ્ર રૂપેરી રૂડો ! ૪.
ક્ષણમાં છુપાયે, ઘોર કાળે વાદળે, આ બાપડો,
તદપિ જણાયે રમ્ય રૂડો, મધુર મોહ–ભર્યો ઘણો !!
એ યાદ આણે મુજ હૃદે, તારી છબી મોહિની–ભરી
કાં હર્ષ કે કાં રોષમાં, સઘળે સમે મીઠી ખરી !! ૫.
રજની–પતિ અમિનો ભર્યો, પણ મદ–ભર્યો હું ભાળું છું !
મારે મને ઉન્માદ પ્રેરે, મસ્ત મીઠી થાઉં હું !
સઘળીજ સુંદરતા મને મસ્તી–ભરી ગમતી ઘણી,–
હા, હા અલ્યા એ **ચાંદલા**! એ તારી કૃતિ જાણી ખરી! ૬.
તુજ સાથ મારી આશા ઊગી, હર્ષ પ્રેમ વધ્યા ઘણા,
ને હૃદય–સિંધુ માંહિ તેના, લોઢ ઝાઝા ચાલિયા !
હાવે તું કરને માગ્યું મારૂં, રાખ ભરતી સતત હ્યાં,
થાવા ન દે તું ઓટ જરિયે, વાંચ્છું હું એ **ચાંદલા** !! ૭.

---

૨૫.

## પૂર્વ વિલાસ સ્મરણ.

### હિંદી.

રૂડા મનહર પ્રભાત સમય આંહી નાંખી આપણ બે પ્રેમથી ગળ બાંહી
જોતાં પૂર્વ માંહિ સૂર્ય બિંબ રાતું દૂર ક્ષિતિજમાંહિ ઊગતું જણાતું—૧.
લીલાં ખેતરોને સોને રસી દેતું, વાત અન્ય જગતની સહસ્ર કે'તું,–
પેલી ઢાળવાળી ટેકરીઓ સારી રંગી દેતું નિજ કિરણને પ્રસારી—૨.

નિજ તેજના પ્રવાહને ચલાવી, સકળ જગત અટ્ટહાસ્યમય બનાવી,
ધીરે ધીરે થઈને ક્ષિતિજપરે જો તું. જોઈ કે'ની વ્હાલિ મુજ મન શું મો'તું—૩.
કરતાં પંખી મધુર કિલકિલાટ ભારે, પુષ્પ છોડ નમ્યાં ફૂલ તણે ભારે;
કે'ની વાત કાંઈ મીઠિ! તું ધીરેથી. બનતો મસ્ત પાન, કર્ણથી કર્યેથી.—૪.
હૃદયમાંહિ શુભ પ્રીતિ ઊભરાતી, મને સ્વર્ગ સમી ભૂમિ આ જણાતી.
કાં ન એમ મને કે'ની વ્હાલિ ખાસે મીઠી મોહિની તું માહરીજ પાસે—૫.
જ્યહાં વ્હાલિ ત્યહાં હું રહું રસબસ, તુંહિ જીવન, તુંહિ માહરૂં સરવસ્વ;
તને વિનવી મેં મધુર ગાન કાજે અહો! મસ્ત ગાન યાદ હજી આજે—૬.
તને સ્મરણ પ્યારી! કે' શું બધું આવે? મને તો હૃદેમાં હર્ષ ઊપજાવે.
અહહ! એવા અનેક રમ્ય રંગ, હોય પ્રેયસી! પ્રભાનો રસતરંગ!—૭.
તો છો દુષ્ટ દાદુરનો થયેલ સંગ! ભજની ચંદ્ર ચિત્તમાં ધરી ઉમંગ.
(તથાપિ) છતાં ચંદ્ર કિરણ શીતળ સુખકારી—કહે કેમ તું મિચાય દુઃખધારી? ૮.

---

૨૬.

## પ્રવત્સ્યત્પ્રિયતમનું પ્રેયસીને આશ્વાસન.

### હિંડી.

રહેશેજ સુસંયોગ એમ ધારી, જાય જાઓ કેમ કે' ન મીઠી! મારી?
કરે કેમ નીચું વ્હાલી! તું વદન, રહે દિવસ રાત્ર પ્રાણ! તું પ્રસન્ન ૧
મરૂં હાય! દેખી મુખને ઉદાસ, ચહું નિત્ય રહું પ્રાણ! તારી પાસ;
રડે હાય પ્યારિ! હૃદય કાપી નાંખે, તને દેખિ દુઃખિત આમ મન ન સાંખે ૨
કે' ન કેમ કાંઇ પ્યારિ! ઉંચું ભાળી? ભરે શ્વાસ કેમ, આમ નેન ઢાળી?
રોઇ રાતી કેમ આંખડી કરેરે? રખે વ્હાલિ! હૃદય ફાટી તું મરે રે? ૩
પ્રતિ દિન મુજ ચિત્તનું પવિત્ર, એરૂં પત્ર વિષે હુંય પ્યારિ ચિત્ર;
છિયે પાસ ઉભય એમ મન થાશે, આવી પાસ મુજ વિરહ દુઃખ ગાશે ૪
હરે! નાથ! દુઃખી એમ તું ભણીશ, ખરે તુંય દુઃખ તારૂં ના ગણીશ!
રૂડી પ્રેમ-મૂર્તિ મારી તારી બેય, સ્વપ્ન આંહી જોવી શુંય પછી કેય; ૫
કદી દુઃખ દેવી દર્શન ન આપે, કહે કોણ હૃદય-મૂર્તિ તારિ કાપે?

રડે આમ દીલદાર! લોહી બાળે, દુઃખ મુજ શુંય વ્હાલિ! આણે ખ્યાલે? ૬
તારી રક્ત આંખ શોક થકી ભારે, કરે શીદ લાલ રોઇને વધારે?
દીપે છેજ તેવી આંખડી રૂપાળી, અહા! સુખદ કેવી નેન કીકી કાળી!! ૮
પ્રભા અધિક માંહી ક્યાં થકી સમાશે? કરો બંધ રૂદન પ્રાણ! ઠીક થાશે.
અરે! હુંજ આવી ગોદમાં પડીશ, વિરહદુઃખ મુજ તુજ કને રડીશ; ૯
જોઇશ યાર! ફરી સુખ થકી રડતી, અને ભેટી નાથ પ્રેમથી પડતી!
જાઉં જાઉં પ્રાણ! હું કરૂં પ્રણામ, અતિ મિષ્ટ દુઃખ છે જવાનું કામ;
વદું હું સહસ્રવાર જાઉં જાઉં, રંચ પ્રાણ! તું થકી ન દૂર થાઉં. ૧૦
હવે મુખ રહ્યું ચૂપ, મન વદે છે, ખોળી શુભ શબ્દને વળી તજે છે.
હવે જાઉં એમ બોલી ના શકું હું! કરૂં પ્રીતથી પ્રણામ એ બકું હું. ૧૧

---

## * કેસરી વિભ્રમમાંનાં અવશિષ્ટ.

### ૮.

### અધરામૃત પ્રિપાસા.

(બુલબુલને રાગે.)

અધર ચહું પ્રાણ! તારૂં રે! ખરે તું જીવિત મારૂં રે અધર ચહું૦
આકુળ વ્યાકુળ શું થયો! દીલથી ચેન પડે ન.
ઝંખુ પ્રિય તુજ મુખડું ખરે દિનને રેન.
ખરે દિન રેન ઝંખું હું. શકે તે ચંદ્ર બીજો શું!
અમી વૃષ્ટિ સિવાયેનું—કદી નહિ હોય માનું હું! અધર ચહું૦
તૃષિત થયો હુ બંદિજન, તુંહિ પ્યારિ! આધાર.
પાન દિયે નહિ જો ખરે--જીવું નહિ તળભાર!
છુટે મુજ પ્રાણ જો આજે, લગીરે ચિત્ત નહિ દાઝે.
દયા કરો દાન એ છાજે!—સ્મરણનું શુભ ધારૂં રે. અધર ચહું૦

---

* **કેસરી વિભ્રમ**નો ભાગ છપાઇ જતી વખતે આ કાવ્યો હાથ નહિ આવવાથી તે મળી આવતાં તેજ અનુક્રમ ચાલુ રાખી અહિં આપ્યાં છે.

ચકવો મુખ પ્હોળું કરે–ધરે અભ્રનું ધ્યાન,
વ્યાકુળ ચિત્તે બહુ થયો–દીલ તજ્યાથી હું ભાન.
તજ્યું સહુ ભાન જો પ્યારી! તૃષા લાગીછહા! કારી.
દિધું ઘટે પાન હો પ્યારી!–ગાઉં ખરે તુંજ બલિહારી. અધર ચહુ૦
અધર ચહું તુજ ચિત્તથી, અન્ય ન દિલ આધાર!
રે'મ કરે નહિ વ્હાલડી, દીન પર જો આ વાર–
કરે નહીં રે'મ આવારે, પડયો પગે દાસ ન ઉગારે!
નહીં કાંઈ દુઃખ વિચારે! ચહું તો શું પ્રાણ તું ધારે!
અધર ચહું પ્રાણ! તારૂં રે

---

૯.

## પ્રેયસી પ્રણયાર્જવ.

(બુલબુલને રાગે)

હતી વ્હાલી! તું પ્રેમાળી–ઘણે કાળે તુંને ન્યા'ળી
ઉભી થાયેછ રોમાળી, સ્મરણ નહીં કેમ રે' મુજને? † ૧
ધારીધારી ન્યા'ળતાં, પલટાયેલિ જણાય!
ધારી દીલ દાઝે ખરે, તાપ થકી ગભરાય–
હૃદય તો આમ ગભરાયે, દયાળી થા, શું દુર જાએ!!
વિસારે આમ શું! જાન–ઉડાડે યાર! શું વાએ? હતી વ્હાલી૦ ૨
વાયે તું ઊડાડતી પ્રેમ–લુબ્ધ આ પ્રાણ,
કહે ધારણ કેમ રાખશે–ટકશે કેમ અજાણ?
અજાણ્યો દુઃખથી એ છે, સંભારે વ્હાલ તુજ, તેતે!
બન્યો મૂઢ તુજ નાદે છે, ના ના નવ બીજી દરકારે! હતી વ્હાલી૦ ૩
નથી કાંઇ દરકાર રે, તુજ જીવનની દોર–
લૂંટયો મુજને દશ દીશે તુંહિ ખરે મુજ ચોર–

---

† મુકેલા રાગના નામમાં માત્ર ટેકની કડીમાંજ ફેર કરવાની છૂટ લીધી છે,

અરે મુજ ચોર તો તું છે! અંદેશે દીલ મોચું છે!
દૃષ્ટિ શુભ મુખ ઠગાયું છે—બીજું તેણે શું જોયું છે? હતી વ્હલી૦ ૪
જોઇ તું કળિ આ જાઇની, શ્વેત હૃદય ઉલ્લાસ!
પળપળ સુખથી રાચતું—પ્રેમ અંદ્રનો ભાસ!
લલાટે ભાસતો થાતો, શશી તેથીજ લજવાતો!
ઉલ્લાસી હું ચિતે થાતો—જુએ પ્રેમે ન! શું આ તો. હતી વ્હાલી૦ ૫
એમ પૂર્ણ ચક્ષુ વડે જો તું કબિ નહીં ર્‌હાય,—
શું મીન, જળવિણ રે' ખરે? નહિ પ્રાણ રે'વાય!
રે'વાયે કેમ પ્રાણે આ—દરદિ દુઃખ શું તું જાણે ના?
કે'ત્યારે કેમ માણેના? અમુલ્ય આ કાળ? જોજાતો. હતી વ્હાલી૦ ૬
માટે પ્યારી રીસને, છાંડ, સુખદ વેપાર
માંડીને, આ જીવને—દીલ આપજે પ્યાર!
અરે! સુખ આપ, જો જાશે—જોબન તો તુંજ પસ્તાશે.
ફરી આવે ન, માટે તું પ્રિતમને ભેટ ઉલ્લાસે! હતી વ્હાલી૦ ૭

---

૧૦.

## પ્રાણત્યક્ત સ્વદેશભક્ત અને તેની વિધવા.

પદ.

દૂરે પડી એ બાપડી, ક્યાં છે એના હૈયાનો હાર? એના હૈયાનો હાર?—(૨)
પ્રેમે ખાધી જુઓ રાંકડી! રડે બિચારી અહીં એકલી! ૧
સહ મુકે આકાશ નિશ્વાસ! મુકે આકાશ નિશ્વાસ!—
રતિ તે લક્ષે લેતી નથી—જોઈ તેને નિવારે સુખ સાધવી,
હવે પ્રેમી થાઓ નિરાશ—પ્રીતિ નથી બીજી બાંધવી. ૨
મનડું સ્મશાને એ જઇ વસ્યું! કાંકે ગયો પ્રિતમ હૃદયે—ગયો પ્રિતમ હૃદયેશ!
ગયો પ્રિતમ હૃદયેશ! ચિતડું મિજાનમાંહથી ખસ્યું. ૩
વ્હાલાં સ્વદેશનાં ગીતડાં, ગાય મધુર સાદથી તે,
જીવતાં રમણને તે મીઠડાં—ગાય મધુર સાદથી તે—

ધારે શું સ્વરથી, ઉલ્લાસતાં, કે હૃદે તેનું પામેછે નાશ;
તેનું પામેછે નાશ—અરેરે! તેનું પામે છે નાશ—ચુરેચુરા થઇ રૂટતાં! ૪
પ્રેમાર્થે જીંદગી જે માણતો, દીધો સ્વ દેહ દેશને કાજ!
દીધો દેહ સ્વદેશને કાજ! જીવનાં જે બંધન એ જાણતો. ૫
રડતા પાછળ સૌ સ્વદેશીઓ, કેમ અશ્રુ થંભે? ખરેજ!
કેમ અશ્રુ થંભે ખરેજ? (૨) નહિ મિથ્યા એ ઉપદેશીઓ. ૬
ધન તન દિધાં શું માત્ર વ્હાલીએ?
દીધું મંન પ્રેમી વિશેષ! પુઠે ત્વરાએ ચાલી એ!!— ૭
સુદિન કાળે જેથી વાધશે, સૂર્ય કિરણ પડતાં દેખાય—
કિરણ પડતાં દેખાય! રસીલી! નિશ્ચે સમાધિ ત્યાં બાંધજે. ૮
અચળ નિદ્રા તેની આ હવે, ઝળજે કિરણ પશ્ચિમનાં જ્યાંય,
ઝળજે કિરણ પશ્ચિમનાં જ્યાંય હો દુઃખિણી! ગ્લાનિ સ્વદેશની હા! દાખવે. ૯

---

૧૧.

## પ્રેયસી ધ્યાન.

### હિંડી.

લહું દિન નિશ ધ્યાન ગાઢ તારૂં—ઠરે ચિત્ત નહીં અન્ય વિષે મારૂં.
કહે શ્રમ કરીને હું તુને વિસારૂં? નહીં—નહીં કરું હું એમ. મૃત્યુ સારૂં! ૧
સદા સ્નેહ હર્ષે મંન મુજ ભરેલું, રહે વ્હાલિ! ચંદ્રમુખીશું ઠરેલું!
નહીં નિંદ્ય લોકથી જરા ડગેલું, પ્રેમ પાશ સબળ! બંદીને બનેલું. ૨
શું વખાણું તારી આંખ હે રસાળી! ચકચકિત રક્ત પ્રેમ પૂર્ણ ભાળી;
સૃષ્ટિમાં હૃદે તું પુરૂષનાં મજાળી, રક્ષ રક્ષ મુને હે કૃપાળ બાળી! ૩
શરણ આવિઓ શું બંદી ના ઉગારે? ચડે હાય! હવે પ્યારિ! તું ન વ્હારે?
બળીષ્ટ જન તણો જો નિયમ તું વિચારે, નહીં પ્રાણતજનને ક્રૂર થઈ તું મારે. ૪
ભ્રુકુટિ ઘટ્ટ શ્યામ અભ્રને લજાવે, જોકે નાદહીન જગત જસ ગજાવે;
રામબાણ વક્ર, નહિ તેં તુલ્ય આવે, અરે! સુંદર તવ ભ્રમર અધિક કા'વે. ૫
યદપિ કાળી ભ્રમર—દંખ હશે તેવો? ગમે તેમ! હશે મને તો મધુર મેવો!

લાગે, મારે તે સદા મ્હાર સેંવો, ભલે હોય મરણ—છોડી કેમ દેવો ? ૬
વિરહ દુઃખ જો હશે હમેશ સેં'વું, હશે દૂર પ્રાણ પ્રિયથકી રે'વું,-
તદપિ ભક્તિ પ્રેમ સ્મરણ છોડી દેવું ? નહીં! નહીં થશે આ જીવથકી એવું. ૭
પડે મેહ રૂપી હિમ એમ માનું-છેવટ ઊગશે ખસૂસ સુખ ભાનું
થઈ તુષ્ટ પ્રેમી હૃદય તારૂં દાનું, એ જગાડશે ઉમંગ પ્રેમ ગાણું. ૮
મારે ભક્તિ રહે પ્યારિ ચરણ માંહિ અન્ય વસ્તુ ચિત્ત સ્વપ્નમાં ન ચાહે !
પ્રેમ રેલમાં સુખે તે સતત વાહે, તુંહિ સત્ય, તુંહિ પ્રિય હે ! મુજ સહાયે !! ૯

---

ઇતિ શ્રી ચકોર-કૌમુદી સમાપ્ત.

લાગે, મારે તે સદા મ્હાર સે'વો, ભલે હોય મરણ–છોડી કેમ દેવો ? ૬
વિરહ દુઃખ જો હશે હમેશ સે'વું, હશે દૂર પ્રાણ પ્રિયથકી રે'વું,–
તદપિ ભક્તિ પ્રેમ સ્મરણ છોડી દેવું ? નહીં! નહીં થશે આ જીવથકી એવું. ૭
પડે નેહ રૂપી હિમ એમ માનું–છેવટ ઊગશે ખસૂસ સુખ ભાનું
થઈ તુષ્ટ પ્રેમી હૃદય તારૂં દાનું, એ જગાડશે ઉમંગ પ્રેમ ગાણું. ૮
મારે ભક્તિ રહે પ્યારિ ચરણ માંહે અન્ય વસ્તુ ચિત્ત સ્વપ્નમાં ન ચાહે!
પ્રેમ રેલમાં સુખે તે સતત વાહે, તુંહિ સત્ય, તુંહિ પ્રિય હે! મુજ સહાયે!! ૯

---

ઇતિ શ્રી ચકોર–કૌમદી સમાપ્ત.

શ્રી

# શૃંગાર-ગુચ્છ.

સ્વર્ગસ્થ

## બાળમિત્ર માણેકલાલ ભવાનીલાલ ત્રિવેદીને

## અર્પણ.

### હરિગીત છંદ.

૧

તું **ર**ત્ન-તિલક શૃંગાર રસથી રચ્યો હે **મા**ણિક્ય અમ !
નહિ ઝળહળ્યો મ્હસ મિત્ર મંડળમાં,-પળ્યો પુર-અમર ક્યમ ?
શું તરંગી કવિ-સંગમાં, રસ રંગમાં, મ્હસ ઝીલવા ?
લે **અ**મરૂ, **કા**લિદાસ, **બા**યરન, તિલાંજળિ અર્પું સખા !

પ્રેમાંકિત **હરિ.**

श्री

# શૃંગાર–ગુચ્છ.

---

## અમરૂ–શતકમાંથી.

### હિંડી.

બોલ કોણ ભાગ્યશાળી અલિ તું ભાળે,–
નેહ–ગળી, અળસ–ઢળી, ખિલતિ કાળે,–
અનિમિષિત, ભાવ અંતર–ગત ઉઘાડી,
શરમ–વિકળ આંખથી ક્ષણ મિટ માંડી ? ૪ †

પ્હોર પછી, કે મધ્યાન્હ, કે અપરાન્હે ?
પ્રાણ ! અથવા વળશો ન દિને નમતાં હે ?–
એમ સજળ નેણેઁ વેણ વદતિ બાળા,
બાળે વિચરતા બહુ દૂર દેશ વ્હાલા ! ! ૮

પ્રણય કોપેઁ, કેમેઁ જાવ એમ કે’તાં,–
તજી સેજ, કઠણ–કાળજે, બળે હાં !
એમ સહજ પ્રેમ તોડી, છોડિ માયા,
“શું કરૂં નિલજ ચિત વળે જને એવામાં.”* ૧૨

પાય પડયે, દૂર કર્યો, તે વટકયેથી–
કહ્યે “ધીટ દીઠ”, રોષ–જડ ગયેથી,
રમણ,–દીર્ઘ શ્વાસ મુકિ, ઉર કર રાખી,

† અહિં આપેલો અનુક્રમ “કાવ્યસંગ્રહ” માંના “અમરૂ શ્લોકાનુક્રમ છે. આ કાવ્ય ગુચ્છમાંની બધી કળીઓ નહિ લેતાં આ ગુચ્છ રચ્યો છે.

* બીજો પાઠ આમ પણ રાખી શકાય તેમ છે.

“જતે જને નિલજ ચિત વળે કરાંશાં”

“જને. પણ ત્યાં નિલજ ચિત વળે કરાંશાં”

સખીભણી, આંસુ-ભરી, દૃષ્ટિ નાંખી. ૧૭
હશે ! જાણ્યું. ના'વ ! બસ. કથન નકારૂં !–
કાં કૅં વાંક આપ ન. દૈવ વિમુખ મારૂં !
પામ્યો પ્રેમ એમ ગાઢ જો દશા આ,–
જતાં સહજ ચપળ જીવ શા બળાપા ? ૨૭
ઝગઝગાર હાર ઉર ધર્યો, રણકારી,
ઘન નિતંબ કાંચી, ઝાંઝર ઝણકૅા ભારી,–
જાય એમ ઘેલિ ! વ્હેલિ, પિયુ સમીપ,
વાદ્ય સહ, કાં જુવે વ્યાકુળી ? શી બીક ! ? ૨૮

## શાર્દૂલવિક્રીડિત.

તે બાળા, સુ-કિશોર-માનસ અમે,–તે સ્ત્રી અમે કાયર !
તે ધારે ઘન ઉન્નત સ્તન-જુગ, ક્લેશાર્ત તેથી અમ !
તે ભારે કટિ ભાગથી વ્યથિત, ના શક્તિ અમારી જવા !
દોષે અન્યવિષેથિ મૂઢ બનિયા આશ્ચર્યની વાત આઃ ! ! ૩૦

## હરિગીત.

પસ્તાનું કીધું કંકણે, પ્રિય સુહૃદ આંસું ઝટ ગયું,
ધીરજ રહી ક્ષણ એક ના, ચિંત્યું મને આગળ જવું.
જ્યાં પ્રિયતમે જાવું કર્યું નક્કિ, બધાં સાથે નીસર્યાં,–
જાવું જદા, જીવ-જાન સુહૃદનો સાથ છોડીયેજ કાં ? ૩૧

## શાર્દૂલવિક્રીડિત.

સૂતો આ સખિ સૂઇ રે' !–કહિ ગઈ આલી, પછી, ત્યાહરે,
ભોળીએ મુખ મૂજ મેં ઉમળકે મૂક્યું મુખે તેહને;
જાણ્યું ફોગટ મીંચવું દૃગ તણું લુચ્ચાનું રોમાંચથી,
તે વેળા ઉચિત ક્રમે મુજ હતી તે લાજ તેણે લિધી. ૩૩

## માલિની.

તજ રિસ વર તન્વી ! જો પડયો છું હું પાયે,

કઠણ–કાળજાનિ! દુર્જનનિ કથાથી.
ઘટે દેવું દુઃખ ? અથવા શું નિર્ધાર્યું ?
સુખી રહે. કરતું હું ને ચિત–વિચાર્યું. ૪૭

વિરહે વસમો, હઠિલો, કામ ગાત્ર ગાળે,–
અરે ! નિર્દય ગણિ ગણિ રહ્યો દિન કાળે.
તું એ જોનિ માન–વ્યાધિ–વિવશ ના'વ !
કુસુમ–કોમળી તો અબળાથી ક્યમ જીવાય ? ૬૪

વસંતતિલકા.

પીધું 'તું જે દિનથી કામ તૃષાળુ એ મેં,–
તે વલ્લભાનું અધરામૃત હા ! અતીશે,
તે રોજથી મુજ તૃષા બમણી થઈ હા !
લાવણ્ય છે અતિ તહિં!! શું નવાઈ આમાં ? ૬૮

હિંડી.

હૈયું ફાટો ચાહો ? ગાળો ગાત્ર કામ !
ચપળ–નેહ ના'વથી ન સખી કામ.
મારે !–માન–ભેર, એ વહિ અકળાઈ,–
(પણ) નિરખે વેગેં મૃગદગી પિયુ–પદ–છાંઇ !! ૭૧

શાર્દૂલવિક્રીડિત.

જ્યા સ્થાન સુનું વિલોકિ, ઉઠિ કૈં ‡મંચેથી ધીમે ધિમે,
મિથ્યાનિદ્રિત સ્વામિકેરૂં મુખડું ન્યા'ળી બહૂ વાર એ,
નીરાંતે કરિ ચુંબનો, નિરખિ બ્હો રોમાંચ ગંડસ્થળે,
લાજે નીચું કરંતિ વક્ત્ર, હસતે, મુગ્ધા ચુમી બ્હો પ્રિયે ! ૭૭

દીઠો બ્હીકણ–નેણથી બહુ બહૂ, જાણ્યો કરો જોડિ બે,
પાછો અંચળ–પાલવે પકડિયો, ભેટયો વિના કારણે,–
તોએ છાંડિ બધું જદા શઠ અહા ! નિર્દે જવાનો થયો,
પ્રાણ–સ્વીકૃતિ પ્હેલ, વલ્લભ પછી, કાન્તા–જને છોડિયો !!! ૭૮

‡ મંચેથી–પલંગેથી.

દિંડી.

મોતિયા-વિકાસિ, મલય-અનિલ લ્હેરો,
વાઈ રહી,-થાક્યોં ગ્રીષ્મ મ્હેંકુ-ઘેરો,-
નહિ-નેહ *ના'વ મેહ જો મેળાવે,
તુંજ ધનંજય! શું જાય ?-જે ધન પાવે. ૯૪
પાય પડ્યો, નેહ-ભિનો પિયુ† ઉવેખ્યો
કેમ ચપળ-હૃદયે! આફુરો ઘર આવ્યો ?
રોઈ રોઈ ત્યારેં, સુખ હુવે પરવારી,
ભોગવ રોષ-ફળ અસમજ! પ્રાણ ધારી. ૯૬

વસંતતિલકા.

બાળા શરદ્ભવ નદી, તટ બે કપોળ,
બે શોભિતાં ચપળ ખંજન નેણ લોલ,-
તે બાંધવા સુચિર સજ્જ ભવાં કમાન,
ચાંડાળપાશજુગજોગજ શુન્ય કાન. ૯૯

દોહરો.

મૃગ-નયનાનો હાર આ સ્તન-મંડળે ભમેજ
‡મુક્તા છતાં ન સ્વસ્થ! ક્યાં સ્મર-કિંકરો અમેજ ? ૧૦૦

---

* નહિ-નેહ-જેનામાં નેહ નથી તેવો.

† સ-હૃદય વાચકને "નેહ ભિજ્યો" "પ્રેમ-ભિનો" અથવા "પ્રેમ-ભિજ્યો" પાઠ રૂચશે તો તે પણ ચાલશે.

અનુષ્ટુપ.

‡ અથવા—માળા આ હરિણાક્ષીની, લોટતી સ્તન-મંડળે,
મુક્તા એ સ્વસ્થ નહિ ત્યાં તો સ્મર-સેવક ક્યાં અમે ! ? ૧૦૦

## શૃંગાર-તિલક-કાવ્ય.

(કવિ કાલિદાસકૃત.)

મનહરછંદ.

બાહૂ બે કમળ-દંડ, મુખ અંબુ-જાત,* અને
વિલાસે કરેલ લીલા રૂપિયું સુ-વારિ, ને
અવતાર પ્રસ્તાર‡ નિતંબ બિંબ, અને નેત્ર
તરલ માછલું, લીલ પુષ્પ-યુક્ત વેણિ છે;
કાન્તા કેરૂં સ્તન-યુગ્મ ચક્રવાક કેરૂં જોડું,
કર્તાએ સરોવર આ સૃજ્યું રમણીયજે,
કામ કેરા બાણ થકી થયેલા વિભાવસુથી¶
બળેલા જનોને શાંત કરવાને કાજ એ. ૧

સવૈયો એકત્રીસો.

આવી રાત્રિ વસન્ત ઋતુની તોપણ ના'વ્યા પ્રાણાધાર!
આવું ફરિ પ્રાર્થું જન્માલય (તો) અર્પું પ્રાણો હરિ¶-મોઝાર.
કોયલ-બન્ધનતત્પર પારધ, શશાંક-ગ્રાસે તત્પર રાહુ,
કામ-નાશપર શિવાક્ષિપાવક, મમ મન્મથ પ્રિયતમની માંહ-૨

કાવ્યછન્દ.

ઇન્દીવરથી† નેત્ર, નિર્મિયું તે કર્તાએ,
વારિજાતથી† વક્ત્ર, દન્ત કુન્દેથી કાન્તે!
નૂતન પલ્લવ અધર, અંગ ચમ્પકને વાને!
કેમ ઘડયું તેહણે હૃદય તારૂં પાષાણે? ૩

હરિગીતછન્દ.

દષ્ટે પડતાંવાંત એકજ પક્ષિ ખંજન સાર જે
જળ કમળ-દળ-સ્થિત હોય તે સૌ અંગપર સત્તા ધરે,-

* કમળ. ‡ ઓવારાના પરથાર. ¶ અગ્નિ. † કમળ.

તો તાહરા વદનારવિન્દવિષે રહેલાં શું કરે
આ નયન—ખંજન જોડલાં હું જાણતો નથી (રેખરે)! ૪.

છપ્પયછન્દ.

જે જે કવિયો કવચિત્, દૈવયોગેથી કમળે,
ખંજન નભચર એક જુએ તે કવિયો સરવે,
ઘણું કરીને થાય ખ્યાતિવત્ ભૂ ભોગવતા;
તારા મુખ રૂપ કમળ મધ્ય અક્ષિ ખંજન આ,
જે જે પુરૂષો નજરે જુએ તે કામ -બાણ—પાશજ વિષે
મુગ્ધે હે ! વ્યાકુળ દીસતા હોયે. શું આશ્ચર્ય એ! ?

ચોપાયાછન્દ.

સત્વર સદન વિષે તું પેસની બ્હાર ન ઉભિ રે' કાન્તે !
રોહિણીધવના* ગ્રહણ સમયની વેળા હવણા થાયે.
તેથી તે રાહુ જોઈ તવ નિર્મળ સુખમા§ આંહી,
પૂર્ણશશીને તજી નાંખશે તવ હરિ—મુખ‡ એ છાઈ.

મધુભૃતાવૃત.

મૃગ—મદ✠ કેરી સુન્દર પાંખડી—ભંગ નિશ્ચય નહિ લિપ્ત
ગલ્લસ્થળ ઉપર, સખિ ! ચન્દન કુચ તટપર નહિ ક્ષિપ્ત,
નયન વિષેની અંજનરેખાથકી ન નેત્રો રિક્ત;
અધરોષ્ટેથી પણ નહિ,
નાગર વલ્લી દળથી વધેલ રંગ સ્ખલિત લેશ.‡
રિસાયલી, વા કોમળ ધવ તવ શું ? હરિ—વદને‡ ! કે'જ
હરે હો શું ? હરિ વદને કે'જ.

માલિનીવૃત.

બહુ બહુ દિવસેરે ! કાન્ત આવ્યાજ તેથી,
જન પદ તણિ વાતે રાત્રિ અર્દ્ધી ગયેલી,

---

* ચંદ્ર. § શોભા. ‡ હરિ-સુખ, હરિ એટલે ચંદ્ર જેવું મુખ અથવા વદન એટલે મ્હો. ✠ કસ્તુરી.

પછિ પ્રણય કળેશે થૈ હું ક્રુદ્ધાજ જ્યારે,
અરૂણવર્તી દિશા થૈ પૂર્વ, રે શોક્ય ત્યારે !

કવિત.

સ્તુત્ય સુકીં લાકડીના સો સો ઝપાટાજ સે'વા,
અતિ ઉગ્ર તાપ માંહી પ્રજળવુ સ્તુત્ય–તર;
સારા કાદવ સમૂહ મધ્ય કિલષ્ટ રે'વું શ્રેષ્ટ,
ઘણા દાહવાળા નિ'ભાડામાં તપવુ સુ–તર;
સુન્દરી પયોધર સમીપ કર–વલ્લી થકી
દોલન–વિલાસ–સુખ લહ્યું તેંજ કુંભ–વર;
તેં જે આ મેળવ્યું અહિં તે બધું ન સુખ કાંઇ
દુઃખ ખમ્યા વિના પ્રાપ્ત થાયે સર્વ ખરેખર. ૯
અલ્યા ! કેમ સુખ પાસ આવી, ચૂમે બળ થકી ?
બેશરમ ! ક્યાંહ ગઈ લાજ તાહરી સરવ ?
વાણીના બન્ધન થકી, ધૂર્ત ! શઠ ! સોગનથી,
વસ્ત્રકેરી કોર ઝટપટ ત્યજ ત્યજ. તવ
રાત્રિ સમયની સૂક્તિ સ્મરણ થયાથી ખિન્ન
થયેલી હું ગણું, રતિ હશે શી ભ્રમર–મન ?
નિર્માલ્યમાં નાંખી ફૂલ–માળના સમૂહ માંહિ
પણ' તા'રી પ્યારી છે તું જા નિકટ કૃષ્ણ–તન. ૧૦

શાર્દૂલવિક્રીડિત્ત.

વ્યાપારાર્થ ગયો રૂડો ઘર–ધણી, પ્રવૃત્તિએ ના શુણી,
વ્હાણે કંથ–પ્રસૂસુતા* વળિ ગઇ જામાતૃ મ્હેલે વળી
બાળા હું યુવતી નવા ક્યમ રહું મારે ઘરે રાત્રિયે ?
સન્ધ્યા કાળ હવે થયો જલદિ જા હે પાન્થ ! બીજે ઘરે.

હરિગીતવૃત્ત.

આ રાત્રિ બહુ વરસાદથી તમ–યુક્ત થઈ ભય–દાયિની,

* નણંદ.

આ ઘર–ધણી ઉંઘી ગયો, વિધિ–દુઃખથી, કંકાસથી;
બાળા હું કામ–ભયેથકી બહુ બહુ હવણાં કમ્પતી,
છે ચોરથી હેરાન ગામ હે પથિક–જન ! ઉઠ ઉંઘથી. ૧૨.

આર્યાગીતિવૃત્ત.

વ્યાધ‡ રૂપ આ બાળા, ભવાં તેહનાં કમાન રૂપ થાયે,
વળિ શર રૂપ કટાક્ષો, તવ માહરૂં મન થાયે મૃગ–પ્રાયે. ૧૩

છપયછન્દ.

કાં તું વૈદ ઘર જાય ? ભાઈ શાન્તિ શી ત્યાંહિ ?
મિત્ર ! તાહરે નથી સર્વ–શિક્ષક ત્રિય ગેહે ?
વાયું જો હોયેજ ઉરજ–ઘટ મર્દનનાથી,
અધરામૃતના થકી શાન્ત પિત થાયે સૌથી.
પ્રિય વિલાસ કૃતિ લીલાતણા કીધેલા અતિ શ્રમ થકી,
જો હોય થયેલ સળેખમે, તો સૌ વિનાશે નકી. ૧૪

ગીતિવૃત્ત,

બાળા ફરિ દર્શન દે, પંકજ સમ વિસ્તરિત નયન–વતી,
"હાળાહળ પ્રતિકારે હોયે હાળાહળ," એ છે ઉક્તિ ૧૫.

હરિગીતવૃત્ત.

અન્દર ગયેલી કામ–વસુની જ્વાળ આવળિવતિ ત્રિયે ?
આ મલય ચન્દન ચર્ચવાથી વ્યાધિ–તાહરી ક્યમ રહે ?
શુભ ઘટ સમાન ઉરજ તણા સમ્પુટ ઉપર ચન્દન તણો
પરિલેપ મદન–જ્વર કરે નહિ શાન્ત વૃદ્ધિ કરે ઘણો ! ૧૬.
જે વંગની વારાંગનાની નયન શોભા જોઇને,
ત્યજી દેશ મૃગ લીલાવતાં સરવે ગયાં છે મોહિને,
તેમના સ્તન દ્વન્દ્વે પરાજિત મત્તગજ–વર દીસતા;
ઘણું કરી પરાભવ સ્થાનવિષયે માનહીન નકિ મૂર્ખતા. ૧૭.

‡ સ્તુત્ય–વખાણવા લાયક.

દોહરા.

કાન્તા કેશ કુચવિષે, અપૂર્વ અગ્નિ જણાય;
દૂર ગાત્ર દ્વિગુણાં દહે, હૃદય લગ્ન હિમ થાય. ૧૮.
હે સુન્દરિ સ્તન–દ્વન્દ્વ તવ, પતિત કેમ દેખાય ?
શ્વાસ અને ઉચ્છાસથી, પર્વત જડ પડિ જાય. ૧૯.
પુષ્પોદ્ભવ પુષ્પે સુણ્યો, દૃષ્ટે દિઠો ન ક્યાંય,
મુગ્ધે તવ વદનાંબુજે, અંબુજ દ્વય દેખાય. ૨૦
અયિ સ્મરરસાળમંજરી, મન હરી ક્યાં જાય ?
આકર્ણાયતનયનવતિ, શું અન્ધેરજ હ્યાંય ? ૨૧

ગીતિવૃત્ત.

પદ્માકારનયનવતિ, કોપ કર્યો તદપિ હું પ્રિયતમ છું;
દ આલિંગન મુજને, ઉચ્ચ મુખે ચુમ્બન આર્પિત હતું. ૨૨

---

## લોર્ડ બાયરનમાંથી.

૧

"Maid of Athens ere we part–
Give Oh! give me back my heart."
&ca. &ca. &ca. Lord Byron.

પડિયે જુદાં, પડિયે જુદાં, તેનિ પ્હેલ કાળજ મારૂં
અરપ પાછું, અરપ પાછું, **સુરત–સુંદરિ** જે ધાર્યું !
અથવા એણે અથવા એણે, હૈયું છોડયું મારૂં પોતે–
તો તું રાખ, તો તું રાખ તે,–સર્વસ્વ બાકિનું લે !!!
સાંભળ મારૂં સાંભળ મારૂં, કપરૂં પણ, હું જઉં આધ–
તુંને ચાહું ! તુંને ચાહું ! તુંહિ પ્રાણ ! પ્રાણનાથ !!! ૧
કેશ પાશ, કેશ પાશ, મુગ્ધ વિગળિત તુજ સોહે–
તેના સંમ ! તેના સંમ !–જેથિ અનિલ લ્હેર મોહે !–

કાળિ ભમર, કાળિ ભમર, પક્ષ્મ‡ તણા સમથિ આજે !–
રસિલિ જેહ, રસિલિ જેહ, ગાલ લાલ ચુમી રાજે !
હરિણિ જેવી, હરિણિ જેવી ચકિત દગના સમ સાક્ષાત !
તુંને ચાહું, તુંને ચાહું, તુંહિ પ્રાણ ! પ્રાણ–નાથ !!! ૨
જેનો તરસ્યો, જેનો તરસ્યો, તે આ અધરના સમ ખાઉં !
એ તુજ કટી, એ તુજ કટી, મેખળા વાળિના સમ ખાઉં !
અર્પ્યાં કુસુમ, અર્પ્યાં કુસુમ, તેંજે પ્રીતિનાં એંધાણ !
વદતાં સ્પષ્ટ, વદતાં સ્પષ્ટ, જેવું વદી ન શકે વાણ !
હરખ દુઃખ, હરખ દુઃખ, પ્રેમ જનિતનાં સમ સાર !
તુંને ચાહું, તુંને ચાહું, તુંહિ પ્રાણ ! પ્રાણાધાર ! ૩
મુગ્ધ બાળા, મુગ્ધ બાળા, અહિંથી હું ગયો હઉં જ્યારે–
તું સંભાર, તું સંભાર, રસિલિ એકલિ હું–ને ત્યારે !
ઉડી જાઉં, ઉડી જાઉં, જો હું **શ્રીપુરી** છે જ્યાંહિ–
હૃદય પ્રાણ, હૃદય પ્રાણ, તદપિ વસે છેજ આંહિ !!!
શું રે'વાય, શું રે'વાય તુંને મળ્યા વિના ? નાજ.
તુંને ચાહું, તુંને ચાહું, તુંહિ પ્રાણ ! પ્રાણ–રાજ ! ૪

---

૨.

"What not receive a foolish flower?
Nay then indeed I am unblest!
"On me can thus thy forehead lower?
And know'st thou not who loves thee best!?!

શું ન લે મુજ ઘેલું ફૂલ ? ત્યારે નકી હું ભાયગ હીણ !!! (૨) (૨)
હોય વાંકું તું–ભવાં હું–સાથ ? ન જાણે કોણ તું–નેહેલીન !!! શું

---

‡ પક્ષ્મ એટલે પાંપણ.

---

ઇતિ શ્રી શૃંગારગુચ્છ સમાપ્ત.

શ્રી

# વિશ્વદર્શન માલિકા.



## સંસાર–વૈચિત્ર્યગત આર્યમંડળને સ-પ્રેમાશિર્વાદ

## ઉપહાર.

"છુમ્ છુમ્ છુમ્ વાગે; તમ્ પાયે છુમ્ છુમ્"–એ રાગ

ઉજવળ કળ્ ખીલો, હૃદયચ્કમળ, ઉજવળ્,
સદગુણ્ પરિમળ પ્રસરો વિમળ !!!–ઉજવળ૦
પૂર્ણ કળા એ, આ મંડળ સુહાવો;
પામિ હો ઉદય વિદ્યા–સૂર્ય સબળ !–ઉજવળ૦
સ્વતંત્રતા રસે, સ્વદેશનિ તે,
તન મન ધન રસી, ખરચો, એ પુષ્કળ્ !–ઉજવળ૦

# વિશ્વદર્શન માલિકા.

## સંસાર વૈચિત્ર્ય.

### ભાવિ-પરિણામ.

પદ.

ભાવિ નહીં ફિટનાર—કદાપિ, ભાવિ૦

કોમળ કુંદ જાઈ તણાં ફુલડાં ખીલી ખરી પડનાર! કદાપિ ભાવિ૦—૧.
શીત સુવાસિત મંદ પવન વહી—લ્હેર લલિત જનાર! કદાપિ ભાવિ૦—૨.
ગમન કરે ગગને શશિ સૂરજ છાયા ગ્રહણ ગ્રસનાર! કદાપિ ભાવિ૦—૩.
ઘાટ હજાર ઘડો ઘટ ભીતર, હોય થવાનું થનાર! કદાપિ ભાવિ૦ —૪.
છો દળવાદળ આગળ આવો, તેજ ઝગે ઝાતકાર! કદાપી ભાવિ૦—૫.
**હરિ હરિ** ખેદ કરે શું વળશે? શાંતિ સુખદ સ્વીકાર! કદાપિ ભાવિ૦—૬.

### વિધિ વૈષમ્ય.

ઉપજાતિ મિશ્ર ઇંદ્રવંશા વૃત્ત.

અહો! વિધાત્રીનિ ગતિ વિચિત્ર શી! એકાંત સંપત્તિ ચહે ખમે ન શ્રી!!!
ના જુગ્મને દે સુખસ્વાદ પામવા, સ્વતંત્ર, સર્વત્ર, સદા, ન સર્વથા! ૧.
જ્યાં આ ખિલે ફૂલ, રસે ઝરી રહે, પરાગ ફેલાય, પ્રભા મિઠી વહે,—
સમો સજે ભોગ વિલાસ બંધુના મેળાપનો!—વાયુ ફુંકે વિખેરવા!! ૨.
ભમો વને, કાનન, કુંજ, પર્વતે, નાળાં, નદી, કોતર—તેડ ઊજડે,
પામે પુરો સ્વાદ ક્ષણેક નાહિ જ્યાં—હૃદે અલિ પદ્મતણે પુરાય ત્યાં! ૩.
સમુદ્ર ગંભીર, તળાવ છાછરાં, નદી રસીલી, ઝરણાં સહોદરાં,
મુકી—ચડી, બિંદુ બની શું વાદળી, અમી શમી ચાતક—કંઠે? ના ઢળી. ૪.

સુવર્ણરેખા રસથી રસે મહી, સૌ વિશ્વને ચેતન દે રવિ રહી,
રૂપેરિ શાલે શશિ સર્વ છાય છે,–સૌભાગ્ય એકત્ર શું બેનું થાય છે ! ? ૫.
છે જોડલું સારસ શું શશી રવી–એ વિશ્વ–ચક્ષૂ શું મળે હસી ખિલી ?
યોગ પ્રસંગે શું વિરાજિ એહ રે' ? સમાન આકાશ–ગતિ, પ્રકાશ લે' ? ૬.
ક્યાં મિત્ર, ને ચંદ્રકળા ક્યહાં દિસે ?એ પૂર્વ, તો પશ્ચિમ દ્વાર તે ધસે !
જો એ વિરાજે ઉદયાદ્રિ મસ્તકે તે પાય અસ્તાચળનેજ ભાટકે ! ૭
શશી મહાસાગર–શ્રી હુલાવિરે'–પૂર્ણ પ્રકાશે કુમુદા ખિલાવિરે' !
ત્યારે મહા ઘોર તમઃ–પ્રસંગથી નિસ્તેજ ત્યાં આથમિ જાય છે રવિ ! ૮
જ્યાં આ હસાવે રસ–રેલમાં રૂડું ચકોર જોડું મુઝવે શું બાપડું ?
પ્રીતિ પ્રસંગે અધિરૂં, શું કોડિલું ? જતાં રડાવે રવિ ચક્ર–જોડલું ! ! ! ૯

---

## વિપત્તિકંદુક ભરતખંડ.

### મધુભૃત્ વૃત્ત.

અહા ! હશે તાહરે વિષે શી મદન–મોહિની એવી–
દૂર તણા જંગલે ભટકતા મધુકર મોહે તેવી ?
મધુરસિયા તે માત્ર ધીટ નહિં–દ્વેષ–બુદ્ધિ હા ! કેવી ?
લોભ સ્વાર્થપર બહુધા !
કૃતઘ્ન, કૃષ્ણાકૃતિ ભ્રમરની તારે વિષે જણાય !
અરે ! માહરા **ભરતખંડ** ભડ ! વિપત્તિકંદુક ! હાય !!
હરે હો વિપત્તિકંદુક હાય ! ! !–૧.

---

## મિત્ર વિયોગ.†

### રાગ સોરઠની ગઝલ.

પ્રાણ–સ્નેહિ મારા હો પંખિડા ! પ્રેમ બંધ તોડી ઉડે ક્યહાં ? પ્રાણ૦
હજૂ સાંજ ઝાંખી ઝઝૂમિના !–કાળી મોણ રાત પડી ક્યહાં ?
દિન ઊજળો જો ઝળહળે ! રાગ–સચ્ચ ચંચ બિડી શું આ ! ? પ્રાણ–૧

† આ ફીકાભાઈ પ્રભુદાસના અકાળ મરણ પ્રસંગે સ્ફુરી આવેલી કવિતા.

હજુ જોયું, સાંભળ્યું, ભોગવ્યું, સુખ સ્વપ્નુ નાંહિ પુરૂં થયું !
અમી ઘૂંટડો ભર્યો ના ભર્યો—પ્યાલો હાય ! અધર ઢળે શું આ !? પ્રાણ—૨
આમ માડી તારી આ ટળવળે ! થતી ખાંડી જોડ એ વલવલે !
પુમડાં શાં બંધુઓં બાહુઆં કકળે ! કો દિલ હિઝરાય આઃ !!! પ્રાણ—૩
જાય જાય શું તજી આ બધાં—હેત ઘેલડાં તુજ લાડિલાં ?
કાળ જાળ જો આ પસારિ રે' ! બાળ—ફાળ શાને ભરે તું આ ? પ્રાણ—૪
એક ડાળે આપણ ડોલતાં ! કંઠે કંઠ મેળવી બોલતાં !
વિખરાશે મંડળી તાહરી ! મુજ બેલડી તુટશે અહા !!! પ્રાણ—૫
સમશેર જલદ તું આહરી ! સદા કાળ ઢાલ પ્રિંગી ખરી !
રણ—રંગમાં બેહુ ઝીલતાં ! હવે ઘૂમવું હરિ ! એકલા !!! પ્રાણ—૬

---

## એક નિરાધાર બાળિકાનું આક્રંદ.

પદ.

ધારી રીતિ સારી ! ન બૂરી મેં વિચારી ! (૨)
તોયે હાયે ! જગત લે દોષ—વૃત્તિ ધારી ! ધારી૦
માવિતર સ્નેહ, શુદ્ધ મીઠો મેહ—
શીતળ નિર્મળ છાય એહ પ્રાણ વારિ ! ધારી૦—૧
કરતી કલ્લોલ, ઝીલતી હર્ષ છોળ,
નિર્દોષ નિશ્ચિત બાળ પંખી પેરૂ ન્યારી ! ધારી૦—૨
ચિંતા મેઘમાળ, કલેશ વૃષા કાળ,
સંકટની ગાજવીજ જાણી ના લિકારી. ધારી૦—૩
મોઘી લાડ ઘેલી, હલેતી રહેલી,
શમણે ન જાણી કૂડ કાળજે કટારી. ધારી૦—૪
અઘટિત બોલ, અયોગ્ય વાત તોલ,
ન અસત્ય આચરણ કો ધાર્યાં દુઃખકારી. ધારી—૫
દીલ ના દુઃખાવ્યું—કો તન ના તપાવ્યું,
શમણે એ કીધી કો કૃતિ ન વ્યથાકારી. ધારી—૬

પરન્તુ કલ્યાણ,–મેં ગણ્યું સાસ–પાણ,
સમાન વ્હાલું અંતરે ઝરતે પ્રેમવારિ. ધારી૦–૭

તો એ શો ગજબ આ ઘાતકી અજબ ?
ક્યાં ગયાં મારાં બાહુઓં ? વ્હાલીડાં ક્યાં વિચારી ? ધારી–૮

થાય શા કડાકા ? વિજળીના ઝપાટા ?
હું બિહું બાળા એકલી અટળરાન-ચારી ! ધારી૦–૯

કોઇ ના સહાય ! શું મુજને રે થાય ! ?
કાળજ કમળ ખરે દુઃખ–હિમે ઠારી !!! ધારી૦–૧૦

હાય ! ક્યાં હું જાઉં ? હું કોને શરણે ધાઉં ?
તું વિના પ્રાણ બંધુવા હું દુઃખી–સુખકારી !?! ધારી૦–૧૧

રણે રખડતી, ઝાંઝવાંથી ઝંખતી
જળ હું મૃગલી તરસી દે પ્રેમવારિ ! ધારી૦–૧૨

વ્યાપ્યું તમ ઘોર ! હું મુંઝાઉં ચકોર !
હરિ ! શશી તું પ્રકાશ, ચિત્ત નિત્ય દયાધારી !! ધારી૦–૧૩

---

## એક નમાયા બાળકનો વિલાપ.

### રાગ સોરઠની ગઝલ.

દીન બાળકી નિર્દોષ હું–હા ! સંબંધિયે વિધિયે તજી !!! દીન૦
ઘડિયેય દુઃખનિ છાંયડી કદિ ના હુંને સ્વપને નડી !
હાય ! માત સ્નેહ-સાક્ષાત ગઇ !! આપદે બધી સામગ્રી સજી ! દીન–૧

થતી ઝિંકતામાં ખમા ખમા ! “બાપુ ! દૂર તૂજ હજો બલા” !
હતાં રક્ષણે શત લાખનાં ! હવે હાલ કોને કાળજી ! દીન–૨

ચાહે હું રડું અહિં રાનમાં–ભલે હઉં ન હું હઉં ભાનમાં–
વસમી વેદના તન તાણે આ !! ક્યાં આશ્વાસના સ્વજને સજી ! ?
દીન–૩

સૌ આનંદના દિન વહિ ગયા ! સુખ સ્વપ્નની આ વિતી નિશા !
પ્રેમવારિ નદીયે સુકઇ ગયાં ! જડતા વાણી વિનોદ ભજી ! દીન-૪
હું અરણ્યમાં મૃગલી મિલી ! દુઃખદાવ-અગ્નિ વિંટઇ વળી !
ત્રાસ વ્યાકુળી રાંક આંખથી જોઊં કોણ શરણ લિયે હજી ! દીન-૫
આમ પૂરે આ નદી ઘૂઘવે ! આમ ફાળ ભરતી સિંહણ હવે !
ક્યાં હું જાઊં માવડીગાવડી-વિખુટી હું વાછડી રાંકડી ! ? દીન-૬
ક્રૂર વીજળી કદળી દહી-હું વિલાવિ વેલડી ક્યાં ગઈ !?!
હે અનાથ-બાંધવ બાંધવા ! દે અશરણને તું આશ્રય રિઝી ! દીન-૭
તુજ શુદ્ધ સ્નેહ-સુધા થકી-હું પ્રફુલ્લ નિત્ય રહું ટકી !
તું-કૃપા સદા હો પ્રકાશિ રે' ! હ્રદિ હે નિવાર તિમિર ખિજી ! દીન-૮

---

## આશ્વાસન.

### રાગ સોરઠની ગઝલ.

બાપુ કેદ જાળે હો પંખિડા ! કાં પછાડ ખાયે ટળવળી ? બાપુ૦
આ શાં આંસુડાં નયણે ઢળે ? આમ હાંફે કાં તું પળેપળે ?
હાય ! કાં વળે ન તને કળે ? શોક-જ્વાળ ચિર કાં રહે જળી-બાપુ૦-૧.
હતી શીળી ન્હોળી, શી છાંયડી ! ડાળેડાળ શી રચના રૂડી !
સુખ લ્હેરે ડોલતા વૃક્ષના સુ-તરંગમાં રહેતાં ઝુલી !!! બાપુ૦-૨
પૂર્વ પ્રેમ પ્રાતઃકાળમાં-ગત સ્નેહ-સાયંકાળમાં
પ્રીતે પંખિડાં મધુરે સ્વરે, ગાતાં, ખેલતાં, પામિને રળી ! બાપુ-૩.
શી આનંદની ક્ષણ વહિ જતી ! ના અનિષ્ટ ભાવ થતો રતિ !
શાં કલોલ સૌ ત્યાં કરી રહ્યાં ! પ્રેમપૂર, કાવ્ય-કળા ખિલી !!!-બાપુ૦-૪.
અહા ! જાણતાં શું આપણ તદા કોઇ કાળ આવશે આપદા ?
રહ્યાં ટાંપિ પારધી પુંઠથી, લાગ સાધતો લેવાને છળી !!! બાપુ૦
શી નિર્દોષતા નિર્મળી સદા પ્રસરી રહી મંડળે બધા !
ક્યાં નિશ્ચિંત ભ્રાંતિ ધરે દિલે ? કૂડ કરનાં કો શકે કળી ? બાપુ-૫.
આ અચાનકે ક્રળ શિલટ્યં ! હા ! તોફાન સંભવ્યં સામટં !

ભમે વૃક્ષના સર્વાંગમાં ભ્રમણા! વિખેરાઇ મંડળી!!! બાપુ૦-૭.
કોઇ ક્યાંહિ ને કોઈ ક્યાં ગયું! કોઈ આમને કોઈ ત્યમ રહ્યું!
કુળે કાળજે ત્રાસવાસના! કરે વૃત્તિ વિકળ વળી વળી. બાપુ૦-૮.
સુખ સ્વપ્ન જો એ ગયું નકી–દુઃખદાવ અગ્નિ રે' કયમ ટકી?
ધાર ધારણા મારા બાળકા!!! તું છુટિશ–જશે આપદા ટળી–બાપુ૦-૯
થા સચેત ઢોળું આ પાંખથી વાયુ! પાસ જોઆ હું આંખથી!
રાંક લાડિલા! હરિ તૂજને બોલ કેમ કો દિ જશે ભુલિ!? બાપ૦-૧૦

---

## વિદ્યા સ્ફુરણ.

પદ.

"અબ તું હો ખુશી દિલસે"—એ રાગ.

બાળક હો! ભરતખંડના
વિદ્યાતણા બળે ઉજળા, સબળા
સહુ ઘૂમો !!!—બાળક હો૦
કળા એ વિકસાવે, બાગ બુદ્ધિના ખિલાવે!
શુભ ફળ લાવે, રાજરંગ દીપાવે!
નીતિ નિર્મળ પ્રવાહે એ સુહાવે!
અજ્ઞાન એ હઠાવે, ઘોર તિમિર સ્વભાવે, દુષ્ટ ભાવે—બાળકો૦
સ્વાતંત્ર્ય શિખાવે, સ્વદેશ–પ્રીતિ લાવે,
એ ઉત્સાહે!—બાળક હો૦
આપો આર્યા સહાયે, અર્થ સિદ્ધ થાયે,
સ્નેહ ભાવે—બાળક હો૦-૯.

# વિશ્વદર્શન માલિકા.

૨.

## સૃષ્ટિ સૌંદર્ય.

---

### સુંદર પ્રાતઃકાળ—ઉષા અને ચંદ્રા.

પદ.

મધુરિ ચંદ્રા હસિ મુખથી રહી શી નિરખિ તારા વામાંગ દિશે !
અસ્તથી ત્રસ્ત ન એ મૃગલાંછનિ, વાંછતિ આનંદ ભાવિ—રસે!—મધુરિ૦
કુમુદ—હૃદય અહ ! એહબિડાય ચકોરિ પુનર દરસે તરસે,
ક્ષણે ક્ષણે તન ક્ષીણ પરિક્ષીણ થાય, ન દીન, સદાય હસે !—મધુરિ૦
આ જો ઉષા ઇર્ષ્યા—મૂર્ત્તિ મુખ રકત, નયન પણ રકત દિસે !
પતિની રતિ ન રતિ અનુભવતી, ઉદયે પણ ગળતી તનથી, ધસે !—મધુરિ૦
મુગ્ધ કમળ—મુખ વિકસી મધુવ્રત મોહન ગાન ન સુખનું મિષે
દૂર ન પ્રાણ—પ્રમાણપ્રિયવ્રત કર કોમળ પરસિ ન રિઝશે—મધુરિ૦
મધુર—વરણિ, અધિરિ, ઉદયાદ્રિ—શિરોમણિ ભવતુ, **ઉષા** ઝગશે !
કોમળ પ્રેમળ આશાથી ઉજ્જવળ એ ન મિઠી મુજ **ચંદ્રા** થશે—મધુરી૦

---

### રાત્રિ—વર્ણન અને મધુરાકાશ દર્શન.

શાર્દૂલવિક્રીડિત છંદ.

હીરાની કણિકા સમાન ઝળકે તારા—ઝગારે ગ્રહો !
મોતીનાં લુમખાં બધે લળિ રહ્યાં નક્ષત્રમાળા અહો !
ધોળી શી ઉભરાસમી દુધે તણા આકાશ—ગંગા ખિલે !
વાંકી કોર રૂપેરિ ચંદ્રનિ કળા જો આસમાની ઝુલે!!!—૧.
શાંતિ, શીતળતા, તથા મધુરતા, સૌંદર્ય, શોભા, પ્રભા,

હર્ષે નિર્ખિ ઝલે હલેતિ રમણી બાળા ચકોરી–કુળ !
ગાયે ગાન મિઠું રૂડા હલકથી આનંદમાં બુલ્બુલ!–૨
આવે શાંત સમે શિ ખળૂખળ વહી, ઝર્ણા, નદીઓ, લળી–
સંગીત–ધ્વનિ વિસ્તરે ! અનિલની લ્હેરો વિલાસે ઢળી !
તારામંડળ સાથ રાસ રચિને બાળા તરંગો–જળવળા
શી આદર્શસમે સરોવર–જળે નાચે શશીની કળા !?–૪.

---

## મિત્રવિરહ–વર્ષા.

### હિંડી.

મિત્ર–દર્શન વિણ હૃદય–કમળ વીલાં !
તર્ક–પક્ષ–ચતુર ભ્રમર–ગાત્ર ઢીલાં !
વિરહ–વર્ષાએ વિષમતા વધારી,
દગ–ચકોર–સુખદ ચંદ્રિકા નિવારી !–૧.
વિકટ વાયુ–વહન કે હશે નિઃશ્વાસ !
મેઘ ગાજે કે વિરહિ–રૂદન–ભાસ !
મિત્ર–શૂન્ય દિશા–સુંદરિ અણસારે
વર્ષા–બિંદુ આ શું નયનજળ વધારે !!!–૨.
ઝબુકે વીજ, ઝળકે મેઘ–મ્યાનમાંથી,
કાપે કાંપતું કુંણુ કાળજ ગેબિ ઘાથી !
ત્વરિત પટ સંકોરતિ વાદળિ સુખેં મ્હાલે
ઝુકે ઘેલિ, રસે હૈયું બળતું બાળે !!!–૩.
મલિન–હૃદય, અધિરિ, ઉદ્ધત નદી શ્યામ
ખસે, ધસે, પડે, આખડે, ફિણ–ધામ !
અંધ એન મસ્ત, ઉદાધ વિણ ન લેખે
અન્ય દુઃખિ સુખો જગતને ઉવેખે–૪

કરે ઘોર સૂર, ઇતર કરી અસ્ત !
દેવતર્યાં દુઃખ હર્યાં ગાઇ ઊંડે !
કામણગારિ કોયલ કેલિ–કળે બૂડે !–૫.

ઘીઘવાઈ ગઇ ચકવી ચક્ર રે ! ક્યાં ?
હોસકોસ ઉડી ગયા હંસને હા !
પાંખ નિચે, કરા પડખે, પાંખ–ભીંજ્યે
ખોધું ટાઢથી કપોત જુગ્મ સીંજે !–૬.

શિયાવિયા બની મૃગલિ બાળ ભાળી,
દૃષ્ટિ દયામણી દિશાભણી ઢાળી,
વત્સ વાંછતી, સુધેનુ સોશ્રિતિ છાંય,
ચકિત, થકિત, શ્વાસ–ભરિત એ પળાય!–૭

બળદ ઢળે, હળ નિગળે, ખેડુત હાંફે !
ધરા ગળગળિ ગઈ, બીજ વમી નાંખે !
ચઠયા ચાસ ! દિલ ઉદાસ, મસ્તક ઘાસ,
વ્યાકુળ ક્ષેત્ર–પાળી વળે નિજ અવાસ!–૮.

ધુણીપાણિજોગેં, ક્યાં નદી ક્યાં નાળાં ?
ગિરિવર ન શિખર, ક્યાં વળિ મેઘમાળા ?
ભાવિ–વિરહ હૈયું ફાટતે રેલાય—
બાળસઅજનાળાં વાદળ ખેલતાંય !!!–૯.

આમ શોક, ગ્લાનિ, વ્યથાતણી છાંય
પડી ઇંદ્ર–ધનુષ આશાના જણાય !
અંધકાર દુસહ વૃષાની વિભૂતિ ?
ન રવિ–ચંદ્ર–કિરણ–જાળ મોહ–દૂતી !!!–૧૦

---

## વર્ષા—દર્શન.

### હરિણી છંદ.

ઝરમર શું આ વર્ષે વેરી નિરંતર મેહુલો !
કમળ—દળને પૂરે પૂરે જળેથિ ઝબોળતો !
સુરજનુ રૂડું ઢાંકી દીધું મનોહર સુખડું !
અતુલ તિમિરે ઝાંખું કીધું જગત્રય સામટું !—૧.

કંઈ જળ કણે રીઝયો સ્હેજે તથાપિ શું ? ચાતકો !
થનથન ઘડી નાચ્યો જોએ થયું શુંય? મોરલો !
ત્વરિત વિજળી વાંકી ચૂકી વિલાસિ રહ્યે શું એ ?
ગરજન ઘિસું, ગાંભીર્યેથી, થયે અદકું શું છે ?—૨.

કરૂણ રસની, શૃંગારેથી, વિશેષ થતી છતી,
જહિં તહિં દિસે જોની છાયા, વિજોગિ શિ આપતી ! !
અહ ! અણચિત્યાં, પ્રેમેઘેલાં, થયાં ચકવાં જુદાં !
રસબસ રસે તે વીખૂટાં શું સારસડાં પડયાં !!!—૩.

રસિક મધુપે ભીની પાંખે મળે કહિં માલતી ?
છબિ નિરખવા પામે ના એ શશાંકનિ પોયણી !
મધુરિ મધુરી કયાં કોડીલી ચકોરિ સુધા લહે ?
અધરપુટને છો વિકાસે તૃષાથિ હૃદે દહે !—૪.

દરસન નહીં કોઈ પેરે ! નહિ સ્વર માધુરી !
સ્પરસ સુખદા હોયે કયાંથી? સમાગમ વા જરી ?
શુક સહ સદા કલ્લોલે જે સુખી વન—પોપટી,
તું—સમ વિરહે, તે શું વ્હાલી ! વિલાઈ હવાં ગઇ !!!—૫.

ઘનજળ ટિપાં ! કે કો મોતી ! શું એ સખિ આંસુડાં !
દડદડ વહે આંખે આંખે દળે કમળો તણાં !
તરૂવન વિષે વાચે વાયૂ અરે ! સુસવાટ શું ?
રૂદન શું હશે કો વિજોગી દુઃખી વન—દેવનું !!!—૬.

## મેઘ–વૃષ્ટિ

### રાગ ખરવાનો ઝીલ્લો.

ઝરમર ઝરમર મેહુલો વરસી રે !–ઝરમર૦
અધીરી રસ–મધૂરી વાદળી વિલસી રે' !
ઘોરઘને ઘટા છાઈ, તિમિર પ્રસવી રે' !–ઝરમર૦
નવીન ઘન વિલોકી, હર્ખી, નૃત્ય આદરે,
તરૂવર ગિરિ શિખર, મોર આ કળા કરે !
તરસ છિપાવા આ બપૈયો પિયૂ પિયૂ કે' !–ઝરમર૦
પશુ પંખી વૃંદ જળે ઝાડ ઝુંડ સેવવા ચહે !
ખળખળ પ્રબળ–ઝરણ રણકે વહે !
ઘૂઘવાટ સુસવાટ નદ્દ પૂરે ઊલટે–ઝરમર૦
કોયલડી સુરે મધુરે ટહુકે શી હઠે !
શાંતિ સુ વિશ્રાંતિ ભરી ઠામ ઠામ વ્યાપિ એ !
ભ્રાંતિ, ક્ષીણકાંતિ હાયે ! વિધિયે દિધી હું–ને...ઝરમર૦

---

## રૌદ્રવર્ષા–વર્ણન.

### પૃથ્વી છંદ.

છનૂચ્છનિત વીજળી ઝબુકિ મેઘ–જાળે ઢળે !
અતિત્વરિત વાદળી જળભરી વિલાસે લળે !
ઘટા–મુદિત કો કળા થનથને કરી મોરલો !
છટા–ઘટિત કો ઘડી ઝરમરે કઈ મેહુલો !—૧.
લટો વિખરિ વાદળી વરસિ ખેરવે મોતિડાં !
ઘડી તડુકિ આ ઘને ઝડિથિ બાણ માર્યાં શું આઃ !
શું સિંહ વનરાજકો ગરજિ ઘૂઘવે ઘોર આ !
ગિરિ શિખરના ચુરા કડડડાટ કર્તો અહા !!!—૨.
ભુજંગનિ ગતિ થકી ઝરણ ઝૂલતાં શાં વહે !

તરંગ–વર્તી કો નદી ઉછળિ અશ્વ–ફાળો લહે!
ઉછંગ ગિરિને રસે ધુ ધુ ધુ ધોધ કૂદી ધસે!
સુરંગ–ભરિ ફેલતી ફરફરે* પ્રદેશો રસે!!!—૩
વનેવન ધુમાવતો, તરૂ ઝુકાવિને ઝીકતો,
ઉછંખળિત તે વહે પ્રબળ વાયુ શો દૂભતો!
ન પક્ષિ ટકિ કો શકે નભવિષે! નહીં ચાતકો
વિકાસિ નિજ ચંચુને ટળવળે લહે બુંદકો!!!—૪.

---

## આષાઢી પુર્ણિમા અને અનાવૃષ્ટિથી ભૂમિ–ખેદ.

### મંદાક્રાંતા.

૧.

ધીમે ધીમે ધ્વનન મધુરે વેણુ–સૂરે છવાતા,
કેકોત્કંઠા થનથનનતા મોર–પિચ્છે સુહાતા,
સોનેરી કૈં ધરિ ઉપરણી વીજળી સામળાએ
કાંના આવ્યા હજુય હઠિલા મીઠડા મેહુલાએ!?

૨.

કાઢયા દા'ડા પ્રજળિ વસમા ગ્રીષ્મ–પંચાગ્નિમાંહે,
લૂએ ઝૂકે' અવયવ લતા વૃક્ષ ગુલ્મે સુકાયે,
આંસૂ ક્યાંથી ટપકિ ઉર આ મોતિવાળા મ્હલાવે?
નિઃશ્વાસોએ વરસગતના શોસિયાં બેહુ–દાહે?

૩.

ગાજે કાંચી નદિતટ હવે સારસો હંસની? ના!
સાજે પાસે કર નુપુર ના કંકણો નાદ–ભીનાં!
આજે હાયે! બહુ ટળવળે પ્રાણ! જ્યાં ત્યાં, ન શાંતિ!
સાંજે પ્રાતે પણ મધુર એ ના ખિલે પૂર્વ કાંતિ!

૪.

જાણ્યું ઝાઝા દિન ખસિ જતો રોહિણીએ શશીને
ભોગી, રોકી, રમણ રસમાં રેલશે એ હસીને!
કે એ એનો મૃગ પલળશે! ઠીક આર્દ્રા રસાશે!
કે સૌભાગ્યે પુનરવસુ દે, પુષ્ય હર્ષે જણાશે!

૫.

હાવાં કાંતા કુસુમ કુમળું પ્રોષિત પ્રેમ-ઘેલી
ધારી રાખે જીવન મધુરૂં ક્યાં સુધી એ જળેલી?
તોયે જાયે અહ! ન હઠિલા પ્રાણ, બાંધ્યા કહિંક!
સામ્રાજ્યે એ મદનનૃપને વૃત્તિ-વૈષમ્ય ઠીક!!!

૬.

હીરા કેરી કણિ જહિં ઝગે તારલી, લાલ લીલાં,
નંગે સાડી ધરતિ નિરખે મોહિનીએ નિશા કાં!
શું આ ચંદા કિરણ પલકી કાંત તેડે ચકોરી?
કે એ ફંદી હસિ વિરહિને દાહ દે દીલ ચોરી?

૭.

હાવે ભાવે લલિતલલિતે એ હસંતી રમંતી
દૃષ્ટિ લાસ્યે લહરિલપટે વ્યોમશું વિભ્રમંતી!
કે એ ધારી નિલવટ રૂડો ચાંદલો ગોળ રેણી
આવંતાંને ઘન અભિસરે આમ નીલાંબરેથી!

૮.

ભૂંસાશે એ પ્રથમ સુરતે ચાંદલો છે રસીલો!
રોળાશે એ ઝળહળિ રહ્યો સાળુડો ક્યાંહિ ભીનો!
ફૂલે ગુંથી કહિં વિખરશે વેણિએ તારલાની!
ધન્યા રાત્રિ કહિં સુખ હશે?" પીડશી ખંડિતાની!

વ્હાલાકેરી પ્રથમથિ લહે ભેટ તું આમ સામી !
હું ગુરૂની હુબળિ દયિતા મેહુલે કાં ઉવેખી ?"
પૃથ્વી ચિંતા અહ ! અગુણિયે અન્ય ને વ્હાલિ લેખી!

૧૦

કાળે કાળી ઉજળિ સમયે ચંદને ચાંદનીને !
ભાવી કુબ્જા વધિ પરવશા સામળા ભેટિ તુંને !
રંગે રાચી તુંથિ ઘુમિ રસે રાસમાં ભૂલિ શાને?
કામી ક્રીડા રસિક ન જુએ યોગ્યતા અંધતાએ!

૧૧.

"માનો માનો પિયુ ન પલટોના હવાં દેઉ મ્હેણાં !
પુષ્પે ગુચ્છે નવિન ખિલતે અર્ઘ અર્પું અલહેણાં ?
સદ્ય-સ્પર્શે પરિમળ રસે ગો-પિકે હર્ષે ગાશે
કેકાવાશે પિયુ પિયુ ઘડી ના જતી એ જણાશે"

૧૨.

શું એ નિરખી રમણરજનો મુખડું મોહિ ઝુકયો
શું એ હરખી શ્રવણ ધરણી વાણિ ધારીય ટૂંકયો
કે એ ચંદો નિજ ભવનમાં ભાળિ દીલે શું દુંખ્યો
કે આકાશે અકથ સહસા મેહુલો એ ધડુકયો.

# વિશ્વદર્શન માલિકા.

## ૩.

# ચિત્ર કુસુમાંજળિ.

---

## ગિરિમંડળમાં પ્રાતઃકાળ.

### શાર્દૂલ–વિક્રીડિત.

પ્રાત જાગૃત મેઘના નભ ભણી વેરૈ વિખેરૈ ચડે !
ત્રેતા–વન્હિ ગિરીશ્વરે પ્રકટિયા, તે ધૂણી ગોટા ઉડે !
ના, ના, ના, ઝરણાં સ્ખલંત, ઢળતું રૂપુંજ, મોતીજ તુટયાં !
એ ત્રેતા યુગના મુનીશ્વર તણા યજ્ઞોપવીતો વિટયાં ! ૧.
છે વાઘાંબર કે શું વલ્કલ હશે ! ના ભૂમિ–રોમાવળી !
ઝાઝી લીલિ ન રાત્રિએ, કનકના વર્ણે ભિની, સામળી !
એ રાજે કટિ–મેખળા, રહિ વચે, ના,–ઝાડિનું ઝુંડ એ
કોઈ કાળ તણા તપોવ્રત તણી સામગ્રી સાથે મળે ! ૨.
કોઇ નાહિ ઉઠયા હજૂ નિગળતે દેહે, કહ્યં કે દિપે !
કોઈ આસન વાળિને સુદૃઢ એ ધૂણી વચે કૈં તપે !
કોનું વસ્ત્ર સરી ગયું અરધ છે, વલ્મીક માળા ખર્યે !
અંગો કૈંક વિભિન્ન, એ નહિ દિસે, કાળે વહ્યાં કોઈના ! ૩.
ઓ કૈં આળસ મોડિ, ધીરપ ગ્રહી, નિર્ભે મૃગો સંચરે !
આ આમે તરૂડાળ ખેલિ, ઉડતાં, નિઃશંક પંખી ચરે !
જો ત્યાં, પ્હોળિ પ્રચંડ ભીંત પુંઠળે, છે સૂર્ય ડોકાવતો !
ધીર ફૂલિ ધ્રુજંત એ કિરણ કૈં સોનેરિ ઉડાવતો ! ! ૪.
પ્હેલાં ચુંબિ લિધાં, પ્રશસ્ત શિખરો, સૌહાર્દ–ભાવે કરી !
ભેટયાં ત્યાર પછી, વિશાળ હૃદયો, પ્રેમોષ્ણતા આવરી !
અંગોઅંગ સુરંગ ભંગિથિ રસ્યાં, ધીમે ધિમે, આદરે,
કાંના ભાવ સ્ફુરે, સ્મર્યે ઉપકૃતિ, અસ્તોદયાવાસની ! ૫.
લાલિત્યે ખસતી નદીતણિ પ્રભા, ભેટી, ફરી એવડી,–

જાણે છે ખિલતી ઝરી કિરણની, આ આર્વી સ્કંધે ચડી !
ઝાડો, છોડ, લતાતણા કિસલયો, કર્ણે પરોવ્યાં રૂડાં !
ભવ્ય શ્રી ઝળકાવિ ઈંદ્ર ધનુની સૂર્યે શું એ મોતિડાં ! ૬.
આ આલાપ ! શું ગાન આ ! સ્વર મિઠા ! ઊઠે વિના શિખવ્યા !
વ્હાડોની કંઇ કંદરાથિ, તરૂના ઝુંડેથિ, ખીણેથિ હા !
નાચી કૂદિ શિલા તળે ઝરણ જે ગાયે પુરે સૂર તે–
ચારે પાસથિ ભેખડો કંઇ ધુજે ! તે તાળ પંખી ઝિલે ! ૭.
નેત્રાનંદકરી, હૃદે રસ ભરી, શ્રોત્રે પુરી માધુરી,
આત્મા પૂર્ણ પ્રસંન નિર્મળ કરી, સર્વાંગ શાંતિ ધરી,
શોભાવી અવિતર્ક કોઇ રૂચિથી લીલા સ્વભાવ–શ્રીની,
પ્રાતઃકાળ ખિલે શું પર્વત તણે પ્રૌઢે રૂડે મંડળી !!! ૮.

---

## શ્વશુર–ગૃહે પ્રથમ મુગ્ધા.

૧

હરિણી છંદ.

"મન ગમી સખી, વ્હાલાં ભાંડું, પિતા, મિઠિ માવડી,"
"રમત ગમતો, હા હા હી હી ! ઠિઠી, ગુઝ ગોઠડી,"
"ગઈ કહિં ? અહિં આવી મુગ્ધા ! ન ઓળખું કોણને !"
ડળક ડળકે ઢાળે આંસૂ ! ભરે ડુસકાં–ડુમે !

૨

શાલિની છંદ.

વ્હાલા વીરા પંખિડા ! તારી પેઠે, ડાળે ડાળે માવડી–પાંખ હેઠે
ખેલી ખેલી તે હવે આ અકેલી ! લે લે સાથે ત્યાં મુંને જ્યાં સહેલી

હરિણી છંદ.

૩

લટ લટ વિષે મ્હાલે મોઘા સુમિત્ર મરૂદ્ગણ !
અપટ ફુલની સંગે લેઈ વહંત ઘણા ઘણા–
મંજ મઝિ પડી એકલવાયી લતા ખિલવે તું જ્યાં.

કેમ ન હુસકાં, તું પ્હોંચાડે, હશે પિતુ માતુ ત્યાં?

૪

શાલિની છંદ.

વેગે વ્હેતા થંભ લ્હેજે લલિતા ! જા જા લેતી આંસુ આ એ સરિતા !
માડી મારી એ હશે ઝંખતી રે !—સંતોખાશે આટલું પામતી એ !!!

૫

હરિણી છંદ.

હજુય કુંપળો રંગે કાચી, કુંળી, નથિ જામિ એ !
કળિ ન ઉઘડી, લ્હેકે મ્હેકે, પરાગ ન પામિ એ !
જડ ન દઢ છે, કંપે સ્પર્શે લતા શરમાળવી !
તહિં કહિં ખમે જૂદા થાવું બળે નિજ સાથથી?

---

## સતી સંન્યાસિની.

પૃથ્વી છંદ.

કયા કઠિણ કાળમાં, કુટિલ કાંત !—કોપે કહ્યા ?
ગયા શું રમણી તજી ? રમણ કાં રિસાઈ રહ્યા ?
થયા શું ન, હતા હતા ? પિયુ શશી પ્રકાશી વહ્યા !
દયા ન દિલ હા ! લહી ! પ્રણય—માની મેં ના લહ્યા ? ૧.
છતાં ન કંઈ શિક્ષણે, પ્રણય, મોહ, માયા—વતાં
હતાં લલિત લક્ષણે, સરળ મુગ્ધ શાં સોહતાં !
હૃદે હૃદય, લોચને નયન જોડલાં જોડતાં !
રસે અધર એકતા ! પદપદે અભેદૈષણા !! ૨.
શું કંકણની ગ્રંથિએ, વચન રેશમી તંતુ એ,
હતાં સજડ બાંધિયાં—નહિં જુદાં થવાં જોઇયે !
મનેમન સમાર્પિયાં, તનુ તનૂ શિખી—સાક્ષિયે !
હતી પિયુ હું છાંયડી ! જુદિ ભલે બિન્ને લક્ષિ એ ! ૩.
તથાપિ કહિં હે ! ગયા—હૃદય હંસ આપે ઉડી ?

જાણે છે ખિલતી ઝરી કિરણની, આ આવી સ્કંધે ચડી!
ઝાડો, છોડ, લતાતણા કિસલયો, કર્ણે પરોવ્યાં રૂડાં!
ભવ્ય શ્રી ઝળકાવિ ઈંદ્ર ધનુની સૂર્યે શું એ મોતિડાં! ૬.
આ આલાપ! શું ગાન આ! સ્વર મિઠા! ઊઠે વિના શિખવ્યા!
પ્હાડોની કંઈ કંદરાથિ, તરૂના ઝુંડેથિ, ખીણેથિ હા!
નાચી કૂદિ શિલા તળે ઝરણ જે ગાયે પુરે સૂર તે—
ચારે પાસથિ ભેખડો કંઇ ધ્રુજે! તે તાળ પંખી ઝિલે! ૭.
નેત્રાનંદકરી, હૃદે રસ ભરી, શ્રોત્રે પુરી માધુરી,
આત્મા પૂર્ણ પ્રસન્ન નિર્મળ કરી, સર્વાંગ શાંતિ ધરી,
શોભાવી અવિતર્ક કોઇ રૂચિથી લીલા સ્વભાવ—શ્રીની,
પ્રાતઃકાળ ખિલે શું પર્વત તણે મૌઢે રૂડે મંડળી!!! ૮.

---

## શ્વશુર—ગૃહે પ્રથમ મુગ્ધા.

૧

### હરિણી છંદ.

"મન ગમી સખી, વ્હાલાં ભાંડું, પિતા, મિઠિ માવડી,"
"રમત ગમતો, હા હા હી હી! ઠિઠી, ગુઝ ગોઠડી,"
"ગઈ કહિં? અહિં આવી મુગ્ધા! ન ઓળખું કોણને!"
ડળક ડળકે ઢાળે આંસૂ! ભરે ડુસકાં—ડુમે!

૨

### શાલિની છંદ.

વ્હાલા વીરા પંખિડા! તારી પેઠે, ડાળે ડાળે માવડી—પાંખ હેઠે,
ખેલી ખેલી તે હવે આ અકેલી! લે લે સાથે ત્યાં મુને જ્યાં સહેલી!

### હરિણી છંદ.

૩

લટ લટ વિષે મ્હાલે મોઘા સુમિત્ર મરૂદ્‌ગણ!
લપટ ફુલની સંગે લેઈ વહંત ઘણા ઘણા—
મજ મત્રિ પછી એકલવાયી લતા ખિલવે તં જ્યાં.

કયમ ન ડુસકાં, તું પ્હોંચાડે, હશે પિતુ માતુ ત્યાં?

૪

શાલિની છંદ.

વેગે વ્હેતા થંભ લ્હેન્જો લલિતા ! જા જા લેતી આંસુ આ બે સરિતા !
માડી મારી એ હશે ઝંખતી રે!—સંતોખાશે આટલું પામતી એ !!!

૫

હરિણી છંદ.

હજુય કુંપળો રંગે કાચી, કુંળી, નથિ જામિ એ !
કળિ ન ઉઘડી, લ્હેકે મ્હેકે, પરાગ ન પામિ એ !
જડ ન દઢ છે, કંપે સ્પર્શે લતા શરમાળવી !
તહિં કહિં ખમે જૂદા થાવું બળે નિજ સાથથી?

---

## સતી સંન્યાસિની.

પૃથ્વી છંદ.

કયા કઠિણ કાળમાં, કુટિલ કાંત !—કોપે કહ્યા ?
ગયા શું રમણી તજી ? રમણ કાં રિસાઈ રહ્યા ?
થયા શું ન હતા હતા ? પિયુ શશી પ્રકાશી વહ્યા !
દયા ન દિલ હા ! લહી ! પ્રણય—માની મેં ના લહ્યા ? ૧.
છતાં ન કંઈ શિક્ષણે, પ્રણય, મોહ, માયા—વતાં
હતાં લલિત લક્ષણે, સરળ મુગ્ધ શાં સોહતાં !
હૃદે હૃદય, લોચને નયન જોડલાં જોડતાં !
રસે અધર એકતા ! પદપદે અભેદેપણા !! ૨.
શું કંકણની ગ્રંથિએ, વચન રેશમી તંતુ એ,
હતાં સજડ બાંધિયાં—નહિં જુદાં થવાં જોઈયે !
મનેમન સમાર્પિયાં, તનુ તનૂ શિખી—સાક્ષિયે !
હતી પિયુ હું છાંયડી ! જુદિ ભલે બિજે લક્ષિ એ ! ૩.
તથાપિ કહિં હે ! ગયા—હૃદય હંસ આપે ઉડી ?

કયા કમળ વનમાં મળિ મિઠી ? કવ મુક્તાફળી ?
વસંત મધુરો, મિઠી શરદ, વા સલૂણી હવે,
હશી સકળ ભૂષણો, મમ બનીય હેમંત એ !!!  ૪.
હશે ભ્રમ શું પૂરૂષ પ્રકૃતિ એક વેદાંતિ કે' ?
ફસાવતિ ભુલાવતી નટખટી શું માયા છકે ?
ખિલંત ગગનાંબુજો ! અહુ ! વહંત શું ઝાંઝવાં !
કિશોરિ લલચાવતાં ! હરિણિ હાય ! મૂઝાવતાં !!!  ૫.
કળા શશિ ખિલી, વિલી, વળિ દબાઇ મેઘાંચળે
નદી સ્ફુરિય કૈં ઝરી, વળિ છુપાઈ વેળૂ–તળે !
પ્રકાશિ મજ ભાગ્યની રતિ શું રેખ ભુંસાઇ એ !
સુધા ન પિધિ છે પુરી, અધરથી ઢળી ક્યાંહિએ !  ૬.
નહીં કહીં ગયા. ન એ, અહિં રહ્યા હૃદ–મંદિરે !
પ્રભાકર હું–ન્હાવલા મધુરતા પ્રભા સૌ પુરે !
નસેનસ, રગે રગે, પ્રકટિ જ્યોતિ નિત્યે ઝળે,–
સ્વયંહિ અજપા જપે દયિત નામ ધૂનિસ્છળે ?  ૭.
વ્રતો, નિયમ, ધારણા રટન, ધ્યાન એ કારણે
અદૃશ્ય પ્રભુ બ્હાર તે ન દુર અંતરે રે' ક્ષણે !
સિતાંશુક તને રૂચે, તિલક–શૂન્ય ભાળે ભુતિ !
સમાધિથકિ અંતરે નયન વૃત્તિ ખેંચી લિધી !  ૮.
દિસે જગતિ શૂન્ય સૌ, બહિર ભાસ મિથ્યા બધા !
તથા ક્ષણિક વ્યર્થ એ બહુ–મુલા અલંકાર હા !
જ્યહાં નૃપ વિરાજિ રે', તહિં બજાર સૌભાગ્યથી.
પ્રવાસિ પરલોક ત્યાં ક્યમ સતી ન સંન્યાસિની !?  ૯.

પુનઃ પ્રકટવી રતિ ક્યમ અસાર સંસારમાં ?
બુઝાઇ અહિં જ્યોતિ તે વિણ પિયૂ ઉજાળાય ? ના.
ગ્રહ્યો કર ગ્રહ્યો ગ્રહ્યો, અવરને ન જાચે દિધો !
ન એક પતિ ત્યાં બિજો કદિય સ્વપ્ન જાચે કિધો ! ૧૦

અનુષ્ટુપ છંદ.

તપતી એહ સંકલ્પે બંધુ–લોચન–ચંદ્રિકા
પતિ–પ્રાણાલયે લીના સતી સંન્યાસિની શિઆ ! ૧૧.

---

## પ્રથમાશ્રુ.

### વિયોગિની વૃત્ત.

૧

હુ રસાળનિ વ્હાલિ વેલડી, જુઈ નાજૂક તું કાં વિલી પડી ! ?
હજુ આ નવપલ્લવો ખિલે,–તહિં મુગ્ધા દવ* આંસુ શું ઝિલે ?

૨

રૂચિરા અધરોજવળા રૂચિ, અચિરે સુંદરિ કાં અદર્શ એ ?
ધખિ પાંખડી પાંખડી કુંળી, ક્યમ કંપે, કંઇ દાહથી જળી ?

૩

ન પુરી ધરિ નૂતને ‡ કળી ! મધુરી તેય ન સૌ ખિલી વળી !
અહહઃ શું અકાળ દુષ્કળા, તું ધરે ઘેલિ દશા અનુજ્વળા ! ?

૪

ન ટટાર લગાર દેહડી ! લલિતા સૌ ગળિતા કળા પડી !
ન વિકાસ, પ્રકાશ, કાં સ્ફુરે ? શું ઉદાસીનિ સુવાસિની ઝુરે ?

૫

ન હસંત વસંત રીઝવે ? નહિં શું ચંદ બુલંદ મોહવે ?
ન પ્રભંજન રંજિ ખીજવે ? † ઝરણી શીકર શું ન સોહવે ?

૬

રસિલી વિખરી શું વેણિ છે ! ડુસકાં હાબિ ડુબાતિ રેંણી છે !

---

* પાઠાંતરે "તવ" છે.

‡ "રમણી ધરી"–એ પાઠાંતર છે: અથવા "ધરિ અંગજા"–એ પણ પાઠાંતર છે.

† [illegible]

શું મનોમન સાક્ષિ સૂચવે ? જુઈ કલ્પાંત નિતાંતમાંહિ રે !!!

૭

અહ ! સાંભર્યું. શું તુંને પુછું ? આગુવર્ણ્યું દુઃખ શલ્ય છે ખુંચ્યું !
પુમડું ફુલડું ખર્યું ખરે-તુજ ખોળાતણું પ્હેલું રત્ન એ !!!

૮

તું અકાળજ કાળજે ઝભી ! વિરહે રે ! તું રહે તમે ડુબી !
પ્રથમાશ્રુ ભલેય એકલું-પણ એ શોષણ સર્વથા બણ્યું !!!

૯

માલિની છંદ.

ધિરજ ધર અધીરી ! એ નથી નાશ પામ્યું.
પ્રતિકળિ મકરંદે, છે પરાગે વિસામ્યું !
ગળિ જતિ શશિ લેખા, તારલે તે ન ઢાળી,
ગઈ ગઈ પણ આવે, પૂર્ણ તું તેમ બાળી !

૧૦

પ્રિયંવદા છંદ.

તું હસસે, રસશે કુસુમાવળી, લળિ લળિ લસશે લહરે ઢળી !!
ત્વરિત સંહર અશ્રુ અમંગળ, ઉમગશે ઝગશે તું સમુજ્વળ.

---

## વસંત સૂર્યોદય.

ગરબી.

રૂપેરી શી શોભી રહી ચંદા—એ રાગ.

સોનેરી શો સુરજ ઉગ્યો વ્યોમે !
કિરણ કળી વિખરી નભે, ભોમે ! ૧
જગમગતિ જ્યોતિ શી ફેલાવે !
નવા નવા રંગ નભે લાવે ! ૨
ગગન શો ગુલાલ છે ઝળકાવ્યો !
પ્રેમ રાંનો ભરાગ એ ભભકાવ્યો ! ૩

કપોત, પારાવત, કંઈ છાયા,
જાંબૂ જામ્યાં, દુધ કંઈ ઉભરાયાં ! ૪
દ્વિપે કહિં સ્વાસ્તિક, તોરણ ક્યાં,
પર્વતપર પર્વત કંઈ ઝબક્યા ! ૫
સોનાં કંઇ ઢોળ્યાં, મેદાને, નદે !
તરંગે સુરંગે ઝગતાં વધે ! ૬
વસંતે હસંતે અનંતે ઝુલે
ઝાકળ મોતી, નવ–પલ્લવ કે ફુલે ! ૭
જ્યાં ત્યાં ઇંદ્રજાળ જમાવી દિધી !
હૃદય હરિ મોહિની મસ્તી કિધી ! ૮

---

## પુષ્પં સમાધિ ઊપર તિલાંજળિ.

### વિયોગિની વૃત્ત.

ન દિઠું ખિલતું હજૂ તુંને–લતિકાપત્રથિ મુગ્ધ–દર્શને !
કળિ કે કુસુમે શું હું કહું !–અહ ! એ તર્કથિ અંતરે દહું !!! ૧
ન હસ્યું, વિલસ્યું, રસે રસ્યું ! ન રમ્યું, એ વિરમ્યું અકસ્મિક !!!
ન ઉઘ્યું, ન ફુઘ્યું, પ્રમોઘ્યું, ના ! નહિ લ્હેરે હિંચકાતું લ્હેકયું હા !!! ૨
અલિનું, અનિલોનું ગાવણું, તુજ માતાનું ઝુલંત પાલણું,
કર પલ્લવ તાલ તાનથી, મધુરી મોહિનિ તેં શુણી નથી ! ! ! ૩
તરૂની અહિં એહ ડાળથી, હસતી નાચતિ જોડ ફાળથી
નહિ દોષ ઉદે હૃદે કદી, નિરખી પંખિનિ મંડળી મદી !!! ૪
શું મિઠું, કુમળું, શું આણચિત્યું, સહજે વ્હેતું નિશા પ્રભાતનું,
અયિ બાળ હવે કયહાં તું હે' મજ અંકે કંઇ ગાવું રે લ્હે ! ? ૫
તું સર્યું, તું ખર્યું, ન વા ખર્યું ! હસતું છે હજુ કોણ કે' મર્યું !
અધરે મધુરે ખિલે નવે, તુજ શી જ્યોતિ અલૌકિકી હવે !!! ૬
અહ ! કાળ તું પાંખ ઝડપ ના, મુજ આંસૂ–ભિનિ આંખ ઝાંખતાં !
અરરે ! વદવું વથા વને, વદને ચંદ્ર વિલાયું કે ઘને !!! ૭

શું અકાળ હિમે ગળ્યું—ટળ્યું ? ફુલડું પંચ શું પંચ જૈ ભળ્યું !
શિશિરાંત વસંત ગ્રીષ્મ એ, વિસમંતાં ઉગશે તું કૈં રસે !!! ૮

વસંતતિલકા.

મંદાકિની ઝરણના જળની સુહાગી, નક્ષત્ર તારક તિલાંજળિ રમ્ય—રાગી
અર્પું દિશા સમય આદિથકી અસીમ, પ્રેમે ભરી દગજળેરસિતા અનીમ ! ૯

---

## પ્રેમોદ્રેક.

### પદ રાગ ખમાચ.

કાં ન ચિંતુ મુખ ચંદ ? ચહું હું સખી ! કાં ન માધવ મોહફંદ !? ધ્રુવપદ.
જાળવ્યું જોબન રસિયાજી સારૂં એ, નાગર નવલ લસંત ?
લલિત મુરત, તરલિત મિઠી દગ દિપી હૃદયકમળમાં વસંત ! ચહું હું૦ ૧
નિરખે નયન છબી, પાન તરસી કરે ! ભરે સભર એ સુ-હૃદયખંડ !
વાર્ધિ સુધા વાણી ઝરણે તે, શ્રવણ પિયે મંદ મંદ !! ચહું હું૦ ૨
ના જોઇયે મહુઅર સ્વર મારે ! ના, નહિ રાસ—તરંગ !
કૃષ્ણે ઘેલી ગોપીને એ ઉદ્દીપક !—મુજને તો એજ અનંગ !! ચહું હું૦ ૩
શરદ નિશા અજવાળિ, હસે ખિલી, એથી વસંત અનંત !
હર્ષદ નંદન એ તનુ તમને ચંદન ચર્ચાવંત !! ચહું હું૦ ૪

---

## નિદ્રાવસ્થિત પ્રેયસી.

### (સીતાજીના મહિનાને રાગે.)

"વ્હાલા ! પાણીના રેલાની પેઠ દા'ડા તો ચાલ્યા જશે !"
"શાને લઉં ન હૃદય—દાન* દિવ્ય ? એકાસન શયન શે ?" ૧
કિધું વદતામાં બાહુ વિશાળ ઉશીસું ઉંફાળવું,—
રંભા § રોપી, ભિડી ભુજ—વેલ, ચુંબન ચાહિને લિધું. ૨

---

* હૃદય—દાન=આલિંગન.

શો સુધા-મય સુખકર સ્પર્શ ! નિમેષે નયન મળ્યાં !
શો પ્રેમાનંદ-જનિત સંતોષ ! અંગો શાં શાતા-વળ્યાં ! ૩
સુકુમારી ગઈ ક્યાં લપાઈ !? સંતાઇ શું સુંદરી !!
દેહેદેહ શું એની સમાઈ ! અભેદ રૂપે ઠરી !!! ૪
એ શું ફુલ-દડા સરખું સુવાસિ, સુકોમળ શિર ઢળ્યું !
તેહ લોભે શું વાસુકી ફ્રણ વળ્યું કર ગુંછળું ! ૫
એની અદપડિયાળી આંખ, ભમર પાંખે શું ઢળે !
કળા કારમી કમળ ખિલંતિ ! અધર કળિ ઝળ હળે ! ૬
પાસે પાસે પેઠાં સહકોડ જુગલ ચક્રવાક† આ !
ઝાઝાં જ્યમ જ્યમ હૃદયે દબાય, રોમાંચિત એ મળ્યાં ! ૭
કર કાંતનો કોમળ જેમ ફરે ઉછરંગમાં,
અંગો અંગ પ્રફુલ્લિત તેમ, ખિલે શા તરંગમાં ! ૮
એ નહિ જાગૃતિ, નિદ્રા, કે સ્વપ્ન, દશા પર સહુ થકી !
પ્રેમ-લીનતા, કોઈ આનંદ ! ન વર્ણ્યો જાયે નકી. ૯
શી નિર્દોષતા, નિર્મળતાઈ, શી પર-વશતા મિઠી !
શી એકાત્મતા, ઉજ્વળતાઇ, શી મોહછટા દિઠી !! ૧૦
પણ મહિં મહિં ચમકે હો શાની ? **ચમેલી** નવેલી હે !
આ અતર્કિત શાં નિઃશ્વાસ ? ડુસકાં ? નેણ રેલિ શે !? ૧૧
અહ ! ભવજળ ભંગિ તરંગિ **કૃશાંગિ** શું બાધશે ?
"હા-હા-પાણીના રેલાની પેઠ દાંડા એ ચાલ્યા જશે !!!" ૧૨

---

## સ્વપ્નથી જાગીને.

### શિખરિણી.

અયી ! મારી સાથે "વદિ"* નહિ નમેરી ! ભવતુ ! જા.
પરન્તુ શા માટે ? નહિ અપકૃતિ મ્હે કદિ કરી.

---

†જુગલ ચક્રવાક અભેદારોપ રૂપકથી સ્તન-યુગ્મ. *રમણીયતર પાઠ "

અહા ! ધારી ધારી નિરખવિ, હૃદે ધારવિ અહીં !
તથાપિ સ્વચ્છન્દે લહરિ મિઠિ આ ચાલિ તું વહી ! ? ૧
શું ચિન્ત્યું ? શું માન્યું ? શું શું વળિ વિચાર્યું ? શું શું લહ્યું ?
વિના વાંકે વ્હાલી ! રમણ જન કે છંડવું ચહ્યું ! !
ન કાંટા, કૈં જાળાં નહિ, નહિ ન કૈં વાદળિ ભિની,—
ન રાહુ—ચ્છાયા એ, તદપિ અધિરી કાં વિહલિ બ્હિની ! ૨
ન ગાજ્યું, ના વીજ્યું, ચમકયું દમકયું—કે ચકિત થા !
ન આવ્યું અંધારૂં અણગમ્યું કે મુઝે થકિત થા !
નવા એકાએકે ઝળકયું ઝઝળું શોકય થઇને !
ઉઘાડતો ઢાંકયાં ધિકત દિન,—કે આમ ભગવે ! ૩
શું દીઠો બીજાથી ઝુકિય ઝિલતો સ્નેહ—સરિતે ?
શું જોયો પ્રેમાંકે, અવર રમણી પાય પડતે ?
શું ભાળ્યો ભાવોર્મિ મદલસિત અન્યા વિનવતો ?
કહિં કે એકાન્તે ધ્વનિ હૃદય સા સા ધુનવતો ! ! ? ૪
શું એ કાંટા, જાળાં, તમ અરૂણ, કે વાદળિ દિન ?
હું તું દૈવે ભેળાં ભળિ ન—ભળતાં આમ ભ્રમણ ?
નહીં ! મોહ સ્વપ્ન પ્રકટ ન શું કૈં છેતરિ રહ્યું ?
અદ્વૈતે કયાં દ્વૈત—પ્રસર ? રસિલી ! એક હું તું જયાં !!

---

## જવરશૈયાથી કુસુમકળીને.

### પ્રિયંવદા.

૧

અયિ કળી ! કુમળી મુકુળાય કાં, નહિ ? પરાગ સરાગ સુહાય ના ?
તું મમ પાટલિ, માલતિ, મલ્લિકા, જીવન જૂઈ, ચમેલિ, સહેલિ છો!!

અકથ માધુરિ અરધિ ઉમંગતી,—શશિકળા છુપતી નભમાં છતી!!!

૩

હૃદય ? હા—દૃગ—ના—સરવાંગની, શિતળતા ઝરિ છે. અમિ જીવની.
પ્રકટ અપ્રકટ—શ્રિ ! તરંગિણી ! તરસ ના રસિલી શમિ, રે' બણી !

૪

કુસુમ પુંજથિ, કંજથિ, કુંજ શું, અયિ વિલોક અલોકિક ગુંજતું !
જહિં તહિં રસની ઝડી આ પડી ! જહિં તહિં મદ મોહ જડી ઘડી !

૫

તરલ વેલિ તરૂ પ્રિય ભેટતી ! લહરિ લીન લતા શું લપેટતી !
રસ છલાયં, ઢળાય, મહી નહી, અધર પલ્લવ ઝૂકત ચૂમતી !

૬

સરસ સારસ લીન ધુને ઘુમે ! ચકવિ ચક્ર અચિંત્ય સુખે ઝુમે !
તળપિ શી તળપી અલિ ઘેલડી, ટહુકિ કોયલડી ન છુપે રહી !

૭

અયિ કળી કુમળી ! કુમળાવ કાં, અનુનયે સિરૂ શું શરમાવ છાં ?
અહહ ! જો જ્વર—તપ્ત, પિપાસિત, તું—શરણે શયને ગ્રહ—વાસિત.

૮

હું મધુછંદિ, ન રૂંદિ પ્રિયંવદ, હું રસ—રંગિ, તરંગિ, વશંવદ.
અધર ચર્ચું•હું કંઠ ધરૂં કળી !—ભ્રમર તું તદરૂપ રહું ભળી !!!

---

## મહોન્મત્ત કરી.

૫૬.

કમળ કુળ કાં તું ઉજાડ કરે છે ? મહોન્મત્ત કરી રે ! કમળ૦ (૨) ૨'
કોમળતા, પરિમળ, શીતળતા, મધુરતા, ન મન શે ધરી રે ? કમળ૦
નીલ, લલિત, રક્ત ધવળ રે' ઉજ્વળ ઉત્પળ દળ ઓસરી રે ! મ૦
રસ ના લહે, મદ ગંધે વહે શાને ? કાને ન લે ગુણ્યુ ઘડી રે ! કરી
તારૂં બગાડયં શું વાગસાડયં આજે ! ૮૮ ભમરે ને —

શસ્ત્રાઘાતે ચલાવ્યું શર વહનિ ઝરે લોહિનુ સ્રોત સીધું !
ડોલ્યું સિંહાસને રે ! નૃપ મુકુટ પડ્યો ! ક્રાંતિએ રાજ્ય લીધું !

૪

કો' કો' કોની સહાયે ! સહુ ભય વનમાં ભ્રાંતિમાં ભીરૂ ભૂલ્યાં !
સંરક્ષે કોણ પક્ષે ? મરણ શરણમાં લક્ષ લક્ષેય ડૂલ્યાં ?
ત' તેં' તેં' કેસરી તેં' તડુકિ તળપિ તેં' છિદ્ર છિદ્રે વિંધાવી!
સંકોડી અંગ અંતે રૂધિર ઝરણમાં ,ભિષ્મ–વૃત્તિ સુહાવી!

૫

અનુષ્ટુપ્ છંદ.

વીરશ્રી ધન્ય એ ભક્તિ ! ધન્ય પ્રૌઢ પરાક્રમ !
અખંડોદ્દંડ સામ્રાજ્ય કેસરી વન–વિભ્રમ ! ! !

---

## ભારત–વિજય.

(અર્થાત્ દાદાભાઈ નવરોજજીનો બ્રીટીશ રાજસભામાં પ્રવેશ.)

સ્રગ્ધરા.

૧

આ જો આકાશ ઊગે કનક કિરણથી સૂર્ય ઝાઝો પ્રકાશે !
ત્યાંજો મે' મોતિડેએ ઝરમર વરસે હેલિથાજો ઉલા'સે !
લાજો કેં મે' કલિંનો, તિમિર કુળ ટળો દૈત્યદાઝો નિરાસે !
ગાજો આનંદિનાંદી લલિત લહરિથી, વાદ્યવાજો વિલાસે !

પૃથ્વી છંદ.

૨

હતું રડવું રાનમાં ! બધિરપાસ પોકારવું !
થતું અમથું ભેંસની નજિક ભાગવત ભાંડવું !
આ　જતું નૃતકનાટ્ય એ સઘળું વ્યર્થ અંધાગળે !
તું મ... છતું અછતું સૌ થશે, રવિરસે નલે ઊજળે !

૩

હતી વિમળ દૃષ્ટિએ, તદપિ ઢાંકિ અંધારિએ!
તું ન કિ...તિ પ્રબળ સોહતી. તદપિ કાન ઢાંક્યા રહે!

ફુરેડ મુખ શજતાં; તદપિ મૂક, વાઁણીવનાં !
દવે કજળતાં હિયાં ! ધુંધવતાં બધે બાંધિયાં !

૪

ખમ્યાં અગણ મ્હેણુલાં; ઘણિ ઘણીય ગાળો ખમી !
દમ્યાં દનુજ બાળકાં ! હણિ હણી શિ દેહે દમી !
શ[illegible]ી ન શિર વેદના! ઝણ ઝણીય આપે શમી !
ન[illegible]ી અનમિ એ નમી, ઘણઘણીય તોયે નમી !

૫

અશસ્ત્ર બળહીણ હા ! સતત ઓશિયાળા હતા !
નવસ્ત્ર તન પ્હેરવા તનુજને પુરાં છે છતાં !
શ[illegible] શસ્ત્ર ભુમિ ના પડયાં ! અમ બધાં ભુખ્યાં બા[illegible]કો !
ત[illegible] ધન મને જને પ્રતિદિને ગળાતા અમો !

૬

જશે ભુમિ રસાતળે ! પ્રલય મેઘ શું મ્હાલશે !
હશે જ્બુલમિ ઝાળ એ! દ્વિદશ સૂર્ય ઊજાળશે !
નિરાશ, શરણાવની, અવનિ ભારતી આરતી
પુકારતી પ્રભુ જુઓ ગરીબ ગાય સામુંરતી ! ! !

૭

કયાં તપસ્ફુરે હવે ? પ્રથમ પુણ્ય ઊદે કયાં ?
કયાં વરત વર્તુલાં, સફળ યાગ થાયે કયાં !
યુગે યુગનિ સેવના, દિનદિનાવધી ભાવના
સ્વયંવર–જયે ધુમે પુરિ મનોર્થ દાદા તણા !!!

વસંત તિલકા છંદ.

૮

જે અશ્વમેઘ હય ભારત તેં મુકયો તો તે દિગ્વિજે કરિ સ્વયંવરમાં ૨[illegible]
સામ્રાજ્ય-સિદ્ધિ થઈ સર્વ પ્રકાર તારીએ કુલ[illegible] તુજ વ[illegible]